


કર્તા

**મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર.**

ભાષાન્તર તથા વિવરણ કર્તા

**"શીર્ષોંદ્ર".**

પ્રસિદ્ધ કર્તા

**અમદાવાદ પ્રાર્થના સમાજ.**

પ્રથમ આવૃત્તિ          સંવત ૧૯૮૬          નવેમ્બર ૧૯૨૯

કિંમત રૂ. ૧—૧૨—૦

પ્રાર્થના સમાજના

# ધર્મસિદ્ધાંતો.

૧ ઇશ્વર એક છે. તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે; સૃષ્ટ પદાર્થોથી તે ભિન્ન છે: એના વિના બીજો કોઇ પણ દેવ નથી; તે સર્વજ્ઞ સર્વવ્યાપી છે, સર્વશક્તિમાન, ન્યાયકારી, તથા કરૂણામય પરમ પવિત્ર છે, તેજ ઇશ્વર પૂજ્ય છે.

૨ ભક્તિ એજ ધર્મ છે.

૩ સપ્રેમશ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના સદાચાર એ ભક્તિ.

૪ ભક્તિવડે ઇશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું ઐહિક આમુષ્મિક કલ્યાણ થાય છે.

# નિવેદન.

રાજા રામમોહનરાયે કલકત્તામાં તા. ૨૦ મી ઓગસ્ટ ૧૮૨૮ બુધવારને દિવસે બ્રાહ્મસમાજની સ્થાપના કરી; પરન્તુ ત્યાર પછી વીસ વર્ષ સુધી બ્રાહ્મધર્મના સિદ્ધાન્તો એકત્ર કરી પુસ્તક રૂપે કોઇ સ્થળે પ્રગટ કરવામાં આવ્યા ન હતા. બ્રાહ્મસમાજના ધર્મ વિશે કેટલીક ગેરસમજુતી પણ ઉભી થયેલી હતી. ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલા ધર્મસિદ્ધાન્તો તેજ બ્રાહ્મધર્મના સિદ્ધાન્તો છે એ વાત અનેકવાર જનસમાજ સમક્ષ રજુ કરવા છતાં જનસમાજના મોટા ભાગમાં એ અપરિચિત અને નવીન માર્ગ છે એવી ભ્રમણા ચાલુ હતી. એ ભ્રમણા દૂર કરવા તથા બ્રાહ્મસમાજના ધર્મનો વિશેષ પ્રચાર કરવાના હેતુથી મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે ઈ. સ. ૧૮૪૮ માં બ્રાહ્મધર્મ નામનું પુસ્તક સંસ્કૃતમાં પ્રગટ કર્યું.

એ પુસ્તકના હિન્દી અનુવાદ ઉપરથી, તેમજ મૂળ સંસ્કૃત તથા તેના બંગાળી ભાષાન્તરના પુસ્તકની મદદ લઇને મુંબાઇની તત્વશોધક સભા તરફથી કવિ નર્મદાશંકરે તેનું ગુજરાતી ભાષાન્તર ઈ. સ. ૧૮૬૪ માં પ્રગટ કર્યું.

સ્વ. નારાયણ હેમચન્દ્રે મૂળ સંસ્કૃત તથા બંગાળી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ ઈ. સ. ૧૮૮૭ માં કર્યો. આ બંને ભાષાન્તરો

હાલ ઉપલબ્ધ નથી. તેમજ તેમાં મૂળ સંસ્કૃત શ્લોકો અને તેના ભાષાન્તર ઉપરાંત બીજું કાંઇ આપવામાં આવ્યું નથી. બ્રાહ્મસમાજના શતસંવત્સરિ પ્રસંગે કલકત્તાની સાધારણ બ્રાહ્મસમાજ તરફથી મૂળ પુસ્તકનો અંગ્રેજીમાં અનુવાદ તથા વિવરણ પ્રગટ કરવાનું જાહેર કરવામાં આવ્યું. ગુજરાતીમાં પણ એજ મુજબનો ગ્રન્થ થાય તો આપણી ભાષાના ધર્મસાહિત્યમાં ઉપયોગી ઉમેરો થાય એ હેતુથી અમદાવાદ પ્રાર્થના સમાજ તરફથી એ પુસ્તક પ્રગટ કરવાનું નક્કી કરવામાં આવ્યું. મૂળ પુસ્તકના અંગ્રેજી અનુવાદ ઉપરથી, તેમજ તત્વશોધક સભાના કે સ્વ. નારાયણ હેમચન્દ્રના ભાષાન્તરના આધાર ઉપરથી નહિ, પરન્તુ મૂળ સંસ્કૃત પુસ્તક ઉપરથી ગુજરાતીમાં સ્વતંત્ર વિવરણ સાથે અનુવાદ થાય તો વધારે યોગ્ય એમ નક્કી કરવામાં આવ્યું.

દા. તુલજારામ ખાંડવાળાની સૂચનાથી શ્રી. "શીર્ષેન્દુ" એમણે તે કાર્ય કૃપા કરી સ્વીકાર્યું. શ્રી. "શીર્ષેન્દુ" મૂળ સંસ્કૃત શ્લોક તથા તેનું ભાષાન્તર અસલ ગ્રન્થને આધારે લખ્યાં છે અને તેનું વિવરણ પોતે સ્વતંત્ર રીતે લખ્યું છે. એ કાર્ય ઉત્સાહ અને શ્રમપૂર્વક પાર પાડવા માટે અમદાવાદ પ્રાર્થના સમાજ તેમની અત્યંત ઋણી છે. ધર્મજિજ્ઞાસુ ગુજરાતી સ્ત્રીપુરુષોને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

**ગટુલાલ ગોપીલાલ ધ્રુ.**

નવેમ્બર ૧૯૨૯. મંત્રી પ્રાર્થના સમાજ

**અમદાવાદ.**

# પ્રસ્તાવના.

---

અખિલ વિશ્વનો કર્તા, ભર્તા અને નિયંતા ઈશ્વર એકજ અદ્વિતીય છે અને તે એકલોજ ઉપાસ્ય દેવ છે અને તે સર્વવ્યાપક–સર્વાંતરયામી તેમજ સર્વાતીત પરમાત્મસ્વરૂપ હોઈ તેની ઉપાસના ફક્ત આત્મિક રીતેજ વાસ્તવિક છે, એવી માન્યતા ધરાવતા એકેશ્વરવાદનો ધર્મ તે આ બ્રાહ્મધર્મ. શાસ્ત્રની પરિભાષામાં ઈશ્વરને બ્રહ્મ સંજ્ઞાથી સંબોધવામાં આવે છે. આવી રીતે બ્રાહ્મધર્મ એટલે બ્રહ્મનો અર્થાત્ બ્રહ્મોપાસક ધર્મ તેમજ બ્રહ્મનિયત ધર્મ.

ધર્મ શબ્દ **धृ** એટલે ધારણ કરવું એ ધાતુ ઉપરથી થયો છે. અને તેનો સામાન્ય અર્થ **धारणात् धर्मः** તેમજ **धारयत्यसौ धर्मः** એટલે કે જે (જેમાં માનવ જીવનનો પણ સમાવેશ થઈ જાય છે. એવા સકળ સંસાર અર્થાત્ સર્વ જગતને) ધારણ કરે છે તે ધર્મ એવો થાય છે. ધારણ શબ્દનો અર્થ આધાર–આશ્રય–નિયમન–સત્તા એવો થાય છે. સકળ સંસારનું જે ધારણ કરે છે અર્થાત્ સકળ સંસારને જે પોતાની સત્તા–નિયંત્રણ–નિયમન તળે રાખે છે: સકળ સંસારનો જે મૌલિક આધાર–આશ્રય છે તે ધર્મ. જે સત્તા અથવા નિયમના ધારણ (ગ્રહણ) આધાર–આશ્રય–અવલંબન–અનુસરણ વડે સકળ સંસાર સુનિયમિત–સુવ્યવસ્થિત રીતે પ્રવર્તે છે તે ધર્મ.

આ મુજબ આપણું જીવન જેના અવલંબન–અનુસરણ વડે સુનિયમિત–સુવ્યવસ્થિત–સમતોલ રીતે ચાલે તે આપણો ધર્મ એમ નિષ્પન્ન થાય છે. પરંતુ આપણાં જીવનને સુવ્યવસ્થિત રીતે ચલાવવાનો ઉદ્દેશ શો છે તે નિશ્ચિત થવું જોઇએ. વારૂ, ત્યારે આપણાં જીવનનું ધ્યેય શું છે કે જેની સિદ્ધિ–સાધના માટે ધર્માવલંબન કરવાની જરૂર છે? તેમજ જીવનનું ધ્યેય જાણવા સાથે તેને સધાવનાર ધર્મને પણ જાણવો આવશ્યક છે, એટલે કે શું પ્રાપ્ત કરવાને માટે જીવન સુવ્યવસ્થિત રીતે ચલાવવું જોઇએ અને કેવી રીતે ચલાવીએ તો જીવન સુવ્યવસ્થિત રીતે ચલાવ્યું ગણાય? જીવન સુવ્યવસ્થિત રીતે ચલાવવાથી જે પરિણામ, ફળ, સ્થિતિ પ્રાપ્ત થાય તે જીવનનું ધ્યેય અને જીવનને જે રીતે–નિયમે ચલાવવાથી તે પ્રાપ્તિ થાય તે રીત–નિયમ તે ધર્મ, જીવનધ્યેય અને ધર્મ એ બેયનું આપણને જ્ઞાન હોવું જોઇએ.

હરકોઇ જીવનના ધ્યેયનું સ્વરૂપ–લક્ષણ તે જીવનના ઈશ્વરનિયત સ્વભાવ ઉપરથી પ્રતીત થાય છે. સ્વભાવ એટલે શું? ઈશ્વરે આપણો સ્વભાવ કેવો બનાવેલો છે? એક અર્થમાં સ્વભાવ એટલે આત્મત્વ–પોતાપણું (Selfhood) અર્થાત્ સ્વતંત્ર સત્તા–શક્તિ; અને બીજા અર્થમાં સ્વભાવ એટલે કુદરતી સ્વતંત્ર ઈપ્સા–ઇચ્છા–વૃત્તિ–વલણ. સ્વતંત્ર સત્તા અને સ્વતંત્ર ઇચ્છાનો હેત્વાર્થ–ફલિતાર્થ સમાનજ છે. ઈશ્વરે જગત–સંસાર–કુદરતનું સનાતન અને અવિકારી કાયદા કાનુન પૂર્વક સ્થાયી બંધારણ નક્કી કરી સંસારસામ્રાજ્યમાં આપણાં જીવનનો વ્યાપાર–વ્યવહાર આપણે કેવી રીતે ચલાવવો તે બાબતનું તેણે આપણને સ્વભાવરૂપે સ્વરાજ્ય–સ્વાતંત્ર્ય આપેલું છે, અને પોતે આપણા ઉપર સર્વોપરિ સત્તારૂપે સતત સાવધાન અવેક્ષક તરીકે રહેલો છે. આપણાં કર્મનાં તદનુરૂપ ફળ જગતબંધારણના કાર્યકારણના કાયદા અનુસાર અચુક રીતે એની મેળે સ્વત: આવે છે અને ઈશ્વર તેમાં હસ્તક્ષેપ કરતો નથી. જેના ભોગ–પ્રાપ્તિ માટે આપણી સ્વાભાવિક ઈપ્સા–ઇચ્છા હોય તે આપણાં જીવનનું ધ્યેય હોવાથી આપણામાં

કુદરતી ઈષણા શેને માટે હોય છે? સમસ્ત જગત ઉપરનાં કોઈપણ દેશ, ધર્મ, જાત કે લિંગનાં મનુષ્યને પુછવામાં આવે કે—"તારી સર્વોત્કૃષ્ટમાં પણ સર્વોત્કૃષ્ટ ઈષણા શું પ્રાપ્ત કરવાની છે?" તો તેના ઉત્તરમાં તે વગર વિલંબે સહસાજ કહી દેશે કે—"સુખશાંતિ." આવી રીતે સુખશાંતિની પ્રાપ્તિ એ આપણાં જીવનનું સ્વાભાવિક ધ્યેય હોવાનું ફલિત થાય છે. ધાર્મિક ક્ષેત્ર–પ્રાંત–દષ્ટિમાં ઈશ્વર પ્રાપ્તિ અર્થાત્ મોક્ષ પ્રાપ્તિ એ આપણાં જીવનનું ધ્યેય ગણાય છે. શાસ્ત્રમાં ઈશ્વર આનંદસ્વરૂપ હોવાનું કહેલું છે. તે મુજબ ઈશ્વર પ્રાપ્તિ એટલે આનંદપ્રાપ્તિ. આનંદનો અર્થ સુખશાંતિ થાય છે. મોક્ષનો અર્થ પણ શાસ્ત્રમાં સર્વોત્કૃષ્ટ સુખ એવો કરેલો છે. તે મુજબ પણ મોક્ષ પ્રાપ્તિ એટલે સુખપ્રાપ્તિ. ઈશ્વરપ્રાપ્તિ કહો કે મોક્ષપ્રાપ્તિ કહો કે સુખપ્રાપ્તિ કહો તો તે સર્વનો સુખશાંતિની પ્રાપ્તિ એવો એક જ અર્થ નીકળે છે.

સુખશાંતિ એ આપણાં જીવનનું સ્વાભાવિક ધ્યેય છે અને જે રીતે–જે નિયમે વર્તવાથી તે ધ્યેય સધાય તે ધર્મ છે. કેવાં વર્તનથી સુખશાંતિ મળે છે? માનવજાત ઉત્પન્ન થઈ ત્યારથી તે અત્યાર સુધીના સમુહિત અનુભવ ઉપરથી પ્રતીત થાય છે કે સત્યાનુસાર કર્મ અથવા વર્તન વડે જ સુખશાંતિ ઉપલબ્ધ થાય છે. આવી રીતે સત્ય એ જ ધર્મ એમ ફલિત થાય છે. શાસ્ત્રકારો પણ **सत्यान्नास्ति परो धर्मः** અર્થાત્ ધર્મ સત્યથી પર નથી; (પર શબ્દનો અર્થ મોટો–શ્રેષ્ઠ અથવા બીજો અથવા ભિન્ન એવો થાય છે એટલે સત્યથી પર અર્થાત્ સત્ય કરતાં શ્રેષ્ઠ–ઈતર–ભિન્ન એવો કોઈ ધર્મ નથી એમ તેનો ભાવાર્થ છે.) તેમજ **न सो धर्मो यत्र न सत्यमस्ति** અર્થાત્ જેમાં સત્ય ન હોય તે ધર્મ નહીં એમ કહે છે.

સત્ય એજ ધર્મ એમ નિશ્ચિત થયા બાદ સત્યનું લક્ષણ શું છે અને તેને કેવી રીતે ઓળખવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તત્સંબંધે

પણ શાસ્ત્રકારો કહે છે કે **सत्यं नामाऽव्ययं नित्यमविकारि तथैवच** અર્થાત્ જે અવ્યય, નિત્ય અને અવિકારી હોય તેનું નામ સત્ય. વારૂ ત્યારે, આ જગતમાં અવ્યય, નિત્ય અને અવિકારી એવું તત્વ શું છે? જગતની સર્વ બાબતોની રચના તથા ગતિનું સૂક્ષ્મ અવલોકન–પરીક્ષણ કરવા ઉપરથી સર્વ બાબતોની ઉત્પત્તિ–સ્થિતિ–લય ગતિ વગેરે વિકારો ઈશ્વરકૃત કુદરતી કાયદા–નિયમોને આધારે થાય છે અને તે કાયદા નિત્ય, અવ્યય અને અવિકારી જણાય છે. આવી રીતે કુદરતના કાયદા–નિયમો એ સત્ય હોઈ તે નિયમો આપણાં જીવનના નિયમો રૂપી ધર્મ છે એમ સ્થાપિત થાય છે.

કોઈ પણ નિયમનું અનુસરણ તેના જ્ઞાન વગર શક્ય નથી તેથી કુદરતના નિયમોનું જ્ઞાન આપણને આવશ્યક છે. કુદરતના નિયમો રૂપી સત્યનું જ્ઞાન પામી તદનુસાર વર્તવાથી સુખશાંતિની પ્રાપ્તિરૂપી જીવન ધ્યેય સાધી શકાય છે એમ ઉપરના નિરૂપણ ઉપરથી સ્થાપિત થાય છે. શાસ્ત્રકારો પણ એવીજ વ્યવસ્થા હોવાનું **सच्चिदानंद** એવી અત્યંત સુંદર રહસ્યપૂર્ણ સંજ્ઞા વડે કહે છે. સચ્ચિદાનંદ એટલે **सत्+चित्+आनंद. सत्** એટલે સત્ય; **चित्** એટલે જ્ઞાન; (જ્ઞાન એટલે સત્યનું જ્ઞાન. જ્ઞાનમાં જાણવા ઉપરાંત આચરણ–અનુસરણનો પણ સમાવેશ થાય છે કેમકે અનુસરણરહિત હોય તે જ્ઞાન ખરૂં જ્ઞાન નહીં પરંતુ તે શુષ્ક જ્ઞાનજ ગણાય છે અને ઈશોપનિષદ્‌માં કહ્યા મુજબ શુષ્ક જ્ઞાન તો નિરર્થક અથવા અજ્ઞાન કરતાં પણ વિષમ છે) અને **आनंद** એટલે સુખશાંતિ. આ **सच्चिदानंद** સંજ્ઞા વેદનું મહાવાક્ય ગણાય છે કેમકે તે ઉપરથી આપણાં જીવનનું રહસ્ય સૂચિત છે. આપણા તત્વજ્ઞાની કવિત્વ શક્તિ એટલી વિપુલ વિકાસ પામી હતી કે આ ત્રણ શબ્દોથી ગુંથાએલી એકશબ્દી સંજ્ઞા પણ માત્ર એકાક્ષરી સંજ્ઞા વડે સૂચિત કરી છે. તે એકાક્ષરી સંજ્ઞા તે ૐ. આ એકાક્ષરી સંજ્ઞા ૐ માં આખાય જગતનું જ્ઞાન લક્ષિત છે. ૐ.

એકાક્ષર **अ+उ+म्** એવા ત્રણ અક્ષરોથી સંકલિત છે અને તે ત્રણ અક્ષરો **सच्चिदानंद** સંજ્ઞાના ત્રણ શબ્દોના સૂચન છે. આ ૐ સંજ્ઞાને પ્રણવ કહેવામાં આવે છે, તેનું વિસ્તીર્ણ રહસ્ય બનારસવાળા શ્રીયુત બાબુ ભગવાનદાસકૃત "પ્રણવવાદ" નામના પુસ્તકમાં અતિ સુંદર રીતે નિરૂપેલું છે.

સત્ય એ આપણો ધર્મ અને કુદરતના કાયદા એ સત્ય એ જાણ્યા બાદ અનુસરણ માટે જ્ઞાન આવશ્યક હોઇ કુદરતના કાયદાનું જ્ઞાન કેવી રીતે થાય છે તે જોવાનું પ્રાપ્ત થાય છે. આપણે જાણીએ કે ન જાણીએ, માનીએ કે ન માનીએ, સજ્ઞાન અનુસરણ કરીએ કે ન કરીએ છતાં કુદરતના કાયદા જગતના દરેકે દરેક અંશની ગતિ–ક્રિયામા અવિચ્છિન્નરીતે અપિહિત–લાગુ હોઇ આપણાં જીવનની પ્રત્યેક ક્રિયા ગતિ અર્થાત્ સૂક્ષ્મ–અંતર અને સ્થૂળ–બાહ્ય કાર્યમાં પણ અનિવાર્ય રીતે વળગેલાજ છે. તેથી તે કાયદાઓનું જ્ઞાન આપણાં પોતાનાં વર્તન–કર્મો ઉપરથી તેમજ ઇતર પ્રાણિઓ તથા અચર પદાર્થોના જીવન વ્યાપાર–વ્યવહાર ઉપરથી એમ બે રીતે થાય છે. આપણાં કર્મો ઉપરથી આપણે જે ફળભોગનો સ્વાનુભવ કરીએ છીએ તે ઉપરથી આપણને તે કાયદાનું ભાન–જ્ઞાન એની મેળેજ થાય છે. અલબત્ત એવા સ્વાનુભવ ઉપરથી થતું જ્ઞાન બુદ્ધિ–સમજ શક્તિ વિકાસ પામી હોય તોજ થાય છે, બુદ્ધિહીનને તે જ્ઞાન બહુ મોડું થાય છે. સ્વાનુભવનાં પરિણામે સત્યનું જ્ઞાન વહેલું મોડું પણ થવું એ આપણો સ્વભાવ છે. મનુષ્ય સિવાયનાં ઇતર પ્રાણિઓ સામાન્ય રીતે અને અચર પદાર્થો વિશેષ કરીને કુદરતના કાયદાઓનું અનુસરણ કદાચ અંતર્જ્ઞાન વગર પરંતુ અસ્ખલિત રીતે કરે છે. સર્વ ભૂતોમાં મનુષ્યની વિશિષ્ટતા તેનામાં ઇશ્વરે મૂકેલી જ્ઞાનશક્તિને અંગે છે. આ જ્ઞાનશક્તિરૂપી સ્વતંત્ર સત્તાને કારણેજ ઇશ્વરે મનુષ્યને તેનાં કર્મો માટે જવાબદાર બનાવેલા છે. જેના ઉપર કોઇ પણ પ્રકારની જવાબદારી મૂકવામાં આવે તેને તે પૂર્ણ કરવા માટે સત્તા હોવીજ જોઇએ અને જેને સત્તા આપવામાં

આવે તેના ઉપર તેને લગતી જવાબદારી હોવીજ જોઇએ, એવો ઈશ્વર કૃત કુદરતી નિયમ છે, અને સર્વ બાબતમાં આપણે તે નિયમનું વ્યવહારૂ રીતે અનુસરણ પણ કરીએ છીએ- સત્તા વગર જવાબદારી નહીં અને જવાબદારી વગર સત્તા નહીં એ કુદરતી નિયમ સર્વ બાબતોમાં અનુસરવો જોઇએ. જ્યાં એ નિયમનું ઉલ્લંઘન થાય છે—જ્યાં એ નિયમ પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવે છે—જ્યાં એ નિયમની અવજ્ઞા—અવગણના કરવામાં આવે છે કે અભાવ હોય છે ત્યાં અનવસ્થાજ પરિણામે છે. મનુષ્યમાં આવું જીવન સંબંધી સ્વાતંત્ર્ય હોઇ તેને પોતાનું જીવન ઇશ્વરે નિયત કરેલા સ્વભાવ અનુસાર સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે ધર્મ સ્વભાવિક રીતે વળગેલો છે. બીજાં પ્રાણિને ધર્મની જરૂર નથી, મનુષ્યને છે. **धर्मों हि तेषामधिको विशेषः** અર્થાત્ બીજાં પ્રાણિઓ કરતાં મનુષ્યમાં ધર્મરૂપી વિશેષતા છે અને તેથી તેને ધર્મનું જ્ઞાન મેળવવાની આવશ્યક્તા છે. ધર્મનું જ્ઞાન કે ધર્માનુસરણની વૃત્તિ—મરજી ન હોય તો મનુષ્ય કુદરતના કાયદા અર્થાત્ ધર્મનું ઉલ્લંઘન—અવજ્ઞા અવગણના—દુર્લક્ષ કરી ઉચ્છૃંખલ અથવા મનસ્વી રીતે વર્તે છે અને સુખશાંતિના ભોગ રૂપી જીવનનાં ઈશ્વરનિયત સ્વાભાવિક સાર્થક્યથી વંચિત રહી દુઃખના ભોગમાંજ સબડયાં કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અર્થાત્ કુદરતના કાયદાઓનું જ્ઞાન કર્મફળભોગના સ્વાનુભવ ઉપરથી તથા ઇતર સર્વ ભૂતોના જીવન વ્યાપારનાં અવલોકન—દર્શન ઉપરથી એમ બે રીતે સંભવિત છે. આપણાં શાસ્ત્રોમાં તત્વજ્ઞોએ ધર્મનું જે નિરૂપણ સંહિત કરેલું છે તે આવી બેય રીતે પ્રાપ્ત કરેલાં જ્ઞાનને આભારી હોવાનું ધારી—અનુમાની શકાય છે. વિજ્ઞાન પ્રતિપાદિત ઉત્ક્રાંતિક્રમને વિચારમાં લેતાં જગતમાં માનવ જાત પહેલ વહેલી ઉત્પન્ન થઈ અસ્તિત્વમાં આવી ત્યારે તે બુદ્ધિસંપન્ન કિંવા પૂર્ણબુદ્ધિસંપન્ન કિંવા વિશેષબુદ્ધિસંપન્ન નહોતી એટલે તે સમયે કુદરતના વ્યાપારનાં દર્શન અવલોકન વડે ધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાની મનુષ્યમાં શક્તિ નહોતી. તે સમયે

તો તે સમયની અલ્પબુદ્ધિ અનુસાર કર્મો કરી તેનાં ફળના સ્વાનુભવદ્વારા જ્ઞાન પામતા જવાની સ્થિતિ હતી. એક બાજુ આવો સ્વાનુભવ અભિવૃદ્ધ થતો ગયો અને બીજી બાજુ બુદ્ધિવિકાસ પણ થતો ગયો એટલે સ્વાનુભવ તેમજ કુદરતના વ્યાપારનાં દર્શન એમ બેય રીતે જ્ઞાન અભિવૃદ્ધ થવા લાગ્યું. માનવજાતની પેઢીએ પેઢીએ ઉત્તરોત્તર જ્ઞાનની અભિવૃદ્ધિ થતી ગઇ. સામ્પ્રત જંગલી જાતોની સ્થિતિ ઉપરથી આ સત્ય હકીકતની ખાત્રી થાય છે. તે જાતો ધીમે ધીમે વિકાસ પામતી જાય છે એમ આપણે નજરો નજર સ્વાનુભવ કરીએ છીએ. આપણે પણ મૂળ તેવાજ હતા અને ધીમે ધીમે આગળ વધી હાલની સંસ્કૃતિયે પહોંચેલા છીએ.

ભાવિ પ્રજાનાં હિત-શ્રેય-સુખની કાળજી-વિચાર સ્વાભાવિક છે. આપણે જેમ આપણાં સંતાનોનાં ભાવિહિતનો વિચાર-ચિંતા કરીએ છીએ તેમ પૂર્વજોને ભાવિ પ્રજાનાં હિતનો વિચાર સ્ફુર્યો હોય એ સાહજિક છે. આવો વિચાર આપણા સ્વભાવમાં રહેલા પ્રેમ-અનુકમ્પા સહાનુભૂતિના ભાવ-લાગણીનું લક્ષણ છે. આવી રીતે ભાવિ પ્રજાને કુદરતના કાયદા અર્થાત્ ધર્મના જ્ઞાનના અભાવે કે ન્યૂનતાથી વિપથાચરણ-વિકર્મો કરી દુઃખોનો સ્વાનુભવ ન કરવો પડે, ભાવિ પ્રજાનો તેવા સ્વાનુભવથી બચાવ થાય તેટલા સારૂ પ્રેમ ભાવથી પ્રેરાઇ પ્રજાપૂર્વજોએ ધર્મનું પૂર્વજ્ઞાન આપવા તથા લેવાની વ્યવસ્થા યોજી. જીવન ધ્યેયનાં સાર્થક્ય અર્થાત્ સુખશાંતિની પ્રાપ્તિને સુગમ-સરળ બનાવવા અર્થે તથા દુઃખોની સ્વાનુભૂતિનાં નિવારણના ઉદ્દેશથી સર્વને તેમની બાલ્યાવસ્થામાં ધર્મ સંબંધી જ્ઞાન આપવા-અભ્યાસ કરાવવાની પ્રથા પ્રણાલિકા સ્થાપવામાં આવી. ઉત્ક્રાંતિના નિયમ મુજબ જેમ જેમ માનવ જીવનનો વિસ્તાર-વિકાસ અનેક દિશાઓમાં-અસંખ્ય રીતે થવા લાગ્યો તેમ તેમ પૂર્વજો તરફથી સંપાદિત થયેલા જ્ઞાનમાં દરેક પેઢીએ અપૂર્ણતા જણાવા લાગી અને તત્ પરિણામે દરેક પેઢીએ પૂર્વોક્ત બે માર્ગે નવા નવા જ્ઞાનની આવૃત્તિયો થઇ જ્ઞાનભંડારમાં સુધારા

વધારા થતા ચાલ્યા. આપણી જીવન સ્થિતિયોની ઉત્ક્રાંતિ સાથે ધર્મની ઉત્ક્રાંતિ પણ સાથોસાથ સમાન ગતિએ થતી આવે છે. અત્યારનું આપણું જીવન–આપણો આધુનિક ધર્મ તથા તેનું જ્ઞાન આવી રીતે અસંખ્ય પેઢીઓમાં થએલી સર્વે બાબતોની ઉત્ક્રાંતિનું સારાંશિક પરિણામ છે. આપણે અદ્યપિ જીવનધ્યેયનાં શૃંગે પહોંચ્યા નથી. આપણા તત્વ-જ્ઞોએ જીવનધ્યેયના શૃંગનો પણ વિચાર–નિર્ણય કરેલો છે. તેમણે દેવોની જે કલ્પનાઓ કરી છે તે આપણાં જીવનની પરાકાષ્ટાની નિર્દેશણા છે. દેવો એ કાંઈ વસ્તુતઃ વ્યક્તિઓ નથી પરંતુ તેમણે દેવોમાં જે ઇશ્વરી ગુણો–ચારિત્ર્યો આરોપિત કર્યા છે તેવા ગુણો–કર્મ–વર્તન એ માનવ જીવનના ધ્યેયનું શિખર છે એમ ઉપદેશ કર્યો છે, ઉત્ક્રાંતિના નિયમ મુજબ આપણે ક્રમે ક્રમે કોઇવાર ચડતા તો કોઇ વાર પડતા અને પાછા ફરી પ્રયાસ કરી ચડતા એમ દેવભાવ–દેવત્વરૂપી જીવનધ્યેયનાં શિખર તરફ પ્રયાણ–પ્રગતિ–ઊર્ધ્વ ગતિ કરી રહ્યા છીએ. તે પરાકાષ્ટાએ પહોંચતાં દરમિયાન આપણાં જીવનની બાબતો તથા ધર્મમાં હજુ અનેકાનેક પરિવર્તનો અર્થાત્ સુધારા વધારા થયાં કરશે. એ શૃંગે પહોંચતાં ત્યાં ઇશ્વરનું પ્રત્યક્ષ દર્શન–મિલન થઇ શકે છે. આપણે અદ્યપિ શૃંગે પહોંચતા નથી તેથીજ ઇશ્વર આપણને નજરે દેખાતો નથી. પર્વતના શૃંગે હોય તે ત્યાં પહોંચ્યા પછી જ દૃષ્ટિગોચર થાય અને ત્યાં પહોંચવા માટે ચડવા દરમિયાન કે નીચે ઉભા રહેવાથી ન થાય એ દેખીતુંજ છે. ઇશ્વર જ્ઞાનગોચર તો ભલે થાય પરંતુ જ્યાં સુધી ધર્મની પરાકાષ્ટાએ પહોંચી દૃષ્ટિગોચર ન થાય ત્યાં સુધી ખરી મજા–ખરો આનંદ સંભવતો નથી. **यतो धर्मस्ततो जयः** અર્થાત્ જેટલો–જેવો ધર્મ તેટલો–તેવો જય અર્થાત્ સફળતા એ કથનાનુસાર ધર્મપાલન–સત્યા-નુસરણમાં જેટલી પ્રગતી–ઊર્ધ્વગતિ તેટલું ઇશ્વરનું સાન્નિધ્ય–સામિપ્ય સધાતું જાય છે. ગતિ કેવી અને કેટલી કરવી એ આગળ કહ્યા મુજબ ઇશ્વરે આપણને પોતાનેજ સ્વતંત્ર રીતે સુપ્રત કરેલું છે.

વહેલા મોડા પરાકાષ્ટાએ પહોંચવું છે એ વાત તો નિશ્ચિત છે. એટલે ધર્માનુસરણમાં જેટલી પ્રગતિ તેટલો વહેલો આરો આવશે અને જેટલી મંદતા–શિથિલતા તેટલો વિલંબ લાગશે. અજ્ઞ જનો હમ્મેશાં સ્વાનુભવ વડેજ અને દીર્ઘસ્વભાવ વડેજ જ્ઞાન પામે છે. "વાર્યા ન રહે પરંતુ હાર્યા રહે" એ ઉક્તિ આવી સ્થિતિનું સૂચન કરે છે. વાર્યા રહેવું એટલે ધર્મનું તેના પૂર્વજ્ઞાનવડે અનુસરણ કરવું. એમ કરવાથી દુઃખનો અનુભવ કરવો પડતો નથી. હાર્યા રહેવું એટલે પૂર્વજ્ઞાન વગર કે પૂર્વજ્ઞાન હોય છતાં તેથી બેપરવા રહી વર્તવાથી અને પરિણામે અજ્ઞાનને લીધે વિકર્મોજ થતાં હોય તે વિકર્મોનાં દુઃખરૂપી ફળનો અનુભવ કરવાથી આંખ ઉઘડે–ભાન થાય–જ્ઞાન આવે ત્યારે લાચારીથી ધર્માનુસરણ કરવું. આ કારણસર બીજાના ઉપદેશ ઉપરથી તેમજ સ્વ બુદ્ધિથી કુદરતનું દર્શન–અવલોકન કરીને ધર્મનું જ્ઞાન પામવું અને ધર્મનું અનુસરણ કરવું એ આવશ્યક હોવા ઉપરાંત્ હિતાવહ–શ્રેયસ્કર–કલ્યાણપ્રદ છે.

કુદરતના કાયદારૂપી આપણો ધર્મ જોકે ઈશ્વરે નિયત કરેલો છે અને તે સનાતન, સર્વવ્યાપક અને અવિકારી હોઇ સર્વકાળે, સર્વસ્થળે, સર્વમાનવ જાતમાં સર્વસમાન છે તથાપિ તેનું જ્ઞાન આપણા સ્વાનુભવ તથા કુદરતની રચના–વ્યાપાર વગેરેનાં દર્શન–અવલોકન ઉપરથી બુદ્ધિવડે અંતરમાં ચિંતન–મનન કરવાથી થાય છે. સર્વ મનુષ્યનો સ્વભાવ–ધર્મ જોકે એકજ છે પરંતુ બુદ્ધિ સ્વાતંત્ર્યને લીધે દરેક મનુષ્યે સ્વતંત્ર રીતે કરેલા બુદ્ધિવિકાસમાં સ્વાભાવિક રીતેજ કાંઈ ને કાંઈ ફરક–ભેદ રહે છે. સમસ્ત માનવ જાતનો ધર્મ સમાન હોવા છતાં તેનું જ્ઞાન બુદ્ધિવડે થતું હોઇ બુદ્ધિવિકાસના ભેદ અનુસાર તેમાં ફરક રહે એ સહજ છે. જગતમાં એકજ ધર્મ સ્વાભાવિક રીતે હોવો જોઇએ છતાં એક બીજાથી અમુક અમુક બાહ્ય તફાવતવાળા અનેક વિશિષ્ટનામી ધર્મો અસ્તિત્વમાં આવ્યા છે તે તેતે ધર્મસંસ્થાપકો વચ્ચે રહેલા બુદ્ધિ વિકાસના ફરકને આભારી છે. જગતમાં મનુષ્ય-

જાતિ જુદા જુદા કાળે જુદા જુદા દેશોમાં જુદા જુદા સંજોગોમાં અસ્તિત્વમાં આવી પ્રગતિમાન થઇ છે અને તેવા જુદા જુદા અંશોને નહોતી એકબીજાનાં અસ્તિત્વની ખબર કે નહોતો તેમના વચ્ચે વિનિમયવ્યવહાર કે સમ્પર્ક એટલે તેમની સંસ્કૃતિ–પ્રગતિ એકબીજાથી સ્વતંત્ર રીતે થયેલી છે. આવી પૃથકતાનાં કારણથી તેમના બુદ્ધિ વિકાસમાં ભિન્નતા હોય તે દેખીતું છે. બુદ્ધિવિકાસની ભિન્નતાનાં પરિણામે તેમનું ધર્મ સંબંધી જ્ઞાન–સમજ–કલ્પના એકજ મૂળમાંથી ગ્રહણ કરવા છતાંય તેમાં ફરક રહી જવા પામ્યો હોય એ સ્પષ્ટ છે. મૂળ એક હોવાથી ઐક્ય સિદ્ધ થવું જ જોઇએ કેમકે એમ ન થાય તો ઇશ્વરનો સર્વની એકતાનો સિદ્ધાંત–નિયમ નિરર્થક કે અસત્ય ઠરે. ઇશ્વરનો નિયમ કદિ પણ અસત્ય હોઈ શકેજ નહીં. ઇશ્વરી સંકેત–પ્રબંધથી આવા પૃથક્ પૃથક્ માનવ અંશો વચ્ચે પરિચય પ્રભવ્યો અને એક બીજાના ધર્મ-જ્ઞાન-સંસ્કૃતિનાં સમ્પર્ક-વિનિમય અને તુલનાને અવકાશ મળ્યો. પરિણામે સર્વદેશીય અભેદતા–એકતાના સિદ્ધાંત તથા સત્યધર્મ સંબંધી જ્ઞાનનો ફેલાવો સર્વત્ર થવા લાગ્યો છે. દેવત્વ–દૈવી જીવન એ માનવ જીવનનું ધ્યેય સફળ થવાની દિશામાં આ વિનિમય દ્વારા પ્રગતિ કરવાનો પ્રારંભ પ્રવૃત્ત થયો છે અને હવે ધીમે ધીમે તે દિશામાં પૂર્ણતા–પરાકાષ્ટા થયાં કરશે એ નિશ્ચિત છે.

આખુંય જગત અને આપણે પણ ઇશ્વર નિર્મિત હોવાથી આપણો ધર્મ પણ ઇશ્વર નિયત છે એમ તત્વજ્ઞો કહી ગયા છે, પરંતુ ઇશ્વરે તે આપણને કેવી રીતે આદેશ્યો એ વિષે તત્વજ્ઞોને પ્રશ્ન ઉપસ્થિત થતાં ખુલાસો કરવાની ફરજ પડી. ઇશ્વરે કાંઇ ધર્મનું પુસ્તક તૈયાર કરીને સુપ્રત કરેલું નથી કે નથી તેણે પ્રવચન અર્થાત્ મૌખિક ઉપદેશ કરીને પણ કહી સંભળાવ્યો. એ બે રીત સિવાય અન્યથા કેવી રીતે ઇશ્વરે ધર્મ આપેલો હોય? મૂળ તત્વજ્ઞો આનો ખુલાસો આપી ગયા છે. આપણે જેને વેદ કહીએ છીએ તે ઇશ્વરં

પ્રણિત કહેવાય છે પરંતુ વેદ એટલે તૈયાર સ્થૂલ ગ્રંથ નહીં. વેદ એટલે તો જ્ઞાન. વેદ નામના ગ્રંથોમાં જે જ્ઞાન નિરૂપેલું છે તે જ્ઞાન એ વેદ છે અને એ જ્ઞાન સ્વયં ઈશ્વરે આપેલું છે એ વાત નિર્વિવાદ રીતે–નિઃશંક રીતે સત્ય છે. આપણો ધર્મ ઈશ્વરેજ નિયત કરેલો હોઇ તેણે આપણને તેનું જ્ઞાન હરકોઇ પ્રકારે આપેલું હોવું જોઇએ, કેમકે તે વગર તો આપણે ધર્મનું પાલન કરી શકીએ નહીં એ સ્પષ્ટ છે. હાલ આપણે જોઇએ છીએ કે રાજ્ય કે સમાજ કોઇ નિયમ કરે છે તો લોકોના જ્ઞાન માટે તે નિયમને હરકોઇ રીતે પ્રકટ–પ્રસિદ્ધ કરવામાં આવે છે. આવી રીતે ઈશ્વરે પણ તેના કુદરતી કાયદાઓ રૂપી આપણા ધર્મનું આપણને જ્ઞાન થાય એવી હરકોઈ વ્યવસ્થા કરેલી હોવીજ જોઇએ. મૂળ તત્વજ્ઞો કહી ગયા છે કે–તેમણે વેદ અર્થાત્ જ્ઞાન ઈશ્વર કનેથી શ્રવણ કરીને સમ્પાદિત કરેલ છે અને તે શ્રવણદ્વારા સમ્પાદિત હોઇ તેને શ્રુતિ એવું નામ આપવામાં આવ્યું છે.

શ્રુતિ એટલે શ્રુત–શ્રૌત અર્થાત્ શ્રવણ કરેલું જ્ઞાન અથવા શ્રૌત જ્ઞાનનો સંગ્રહ. કોઇ પ્રવચન કરે તોજ તેનું શ્રવણ થઇ શકે અને પ્રવચન તથા શ્રવણ એ બેય ક્રિયાઓ સ્થૂલ દેહવડેજ થઇ શકે. શ્રવણ કરનારા તો સ્થૂલ દેહી હતા પરંતુ શ્રવણ કરાવનાર ઈશ્વર સ્થૂલ દેહી નથી એટલે ઈશ્વરે શ્રવણ કરાવ્યું એમ કેવી રીતે માની શકાય? મૂળ તત્વજ્ઞો આવી શંકાનું સમાધાન કરી ગયા છે કે–ઈશ્વર પરમાત્મસ્વરૂપ છે અને દરેક મનુષ્યના આત્મામાં અધિષ્ઠિત–વ્યાપક રહી પ્રકાશે છે અને આત્માને પ્રેરણા કરે છે. તે પ્રેરણા તે ઈશ્વરનું પ્રવચન અને તેને આત્માએ ઝીલવી–સંવેદવી–સમજવી તે શ્રવણ. ઈશ્વરી પ્રેરણાનું આત્માને સંવેદન થાય છે તે ઉપરથી તેનું મૂળ નામ વેદ રાખવામાં આવ્યું છે. સંવેદન અને શ્રવણ એ બેય શબ્દોનો તત્વાર્થ એક સરખોજ છે. આત્મામાં એ સંવેદન–શ્રવણના સંસ્કાર પડે છે તેથી તેનું આપણને ધારણ તથા સ્મરણ રહે છે, જે બાબતના સંસ્કાર નથી પડતા તે તુરત વિસરાય છે.

તેનામાં ઈશ્વરનો અધિવાસ હોવાના કારણસર આત્મા સર્વદા સર્વથા શુદ્ધ હોવાથી અને વળી તે અવિકારી અને એકરૂપ જ હોવાથી તેનામાં પડતા ઈશ્વરી પ્રેરણાના સંસ્કારો હંમેશાં સત્ય અને શુદ્ધજ હોય છે. આપણામાં આત્મા તો માત્ર દૃષ્ટા સલાહકારક છે અને જીવનનો કર્ત્તાકારવતા તો મન છે. આત્મા મનને ધર્મની પ્રેરણા કરે છે. આવી રીતે મન આત્મા કનેથી ધર્મ શ્રવણ કરે છે. અને પછી અનુસરે છે. ઉપર કહ્યા મુજબ પરમાત્મા અને આત્મા તથા આત્મા અને મન વચ્ચેના સંબંધ ઉપરથી શ્રુતિનો ખુલાસો મળી આવે છે. અદ્વૈતવાદ મુજબ આત્મા એ પરમાત્માનો પોતાનોજ અંશ ગણાય છે અને દ્વૈતવાદ મુજબ આત્મા એ ઈશ્વરનું અધિસ્થાન ગણાય છે. દ્વૈતવાદ મુજબ આત્મા પરમાત્માથી તદ્દન ભિન્ન–અલગ મનાય છે. તોપણ આત્મા અને ઈશ્વર વચ્ચે પ્રેરણા કરવા તથા ઝીલવાનો સમ્પર્ક હોવાનું સ્વીકારાય છે. બેય વાદ મુજબ ધર્મનું શ્રવણ કરી અનુસરણ કરનાર મન હોવાનું તો સંમાન્ય છે અને આપણાં જીવનનો કર્તાકારવતા મન છે એટલે મન ઉપર આત્મા અને ઈશ્વર એવી તે એક બીજાથી સ્વતંત્ર ભિન્ન એવી બે સત્તાઓ છે, કે આત્મા એજ પરમાત્મા એવી એક સત્તા છે, તે મતભેદથી આપણા જીવનનું ધ્યેય સાધવાના, ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાની બાબતમાં વાસ્તવિક અર્થાત્ વ્યવહારૂ બાધ અંતરાય નડતો નથી. આપણામાં રહેલાં મનનાં આવાં પ્રાધાન્ય અર્થાત્ કર્ત્તાકારવતાપણાને લીધે જ આપણે માનવી અથવા મનુષ્ય એવાં વિશેષ નામને વરેલા છીએ,

મન તેનાં પ્રાધાન્યને પરિણામે પ્રબળ છે અને તદુપરાંત તેનો સ્વભાવ અતિ ચંચળ છે. બાહ્ય બાબતો અર્થાત્ જગતની બાહ્ય સ્થૂળ રચના–વ્યાપાર વગેરે જોઇ તેની ચંચળતા વધે છે. અને ચાંચલ્યને લધે મોહમુગ્ધ બની ભાન ભુલે છે. અને આત્માની આંતર સલાહ લીધા વગર પણ કેટલીકવાર અમુક જીવન વ્યાપાર–વ્યવહાર ચલાવવાની અર્થાત્ અમુક કર્મ કરવાની પ્રવૃત્તિમાં પડી જાય છે.

બાહ્ય પ્રલોભન અને આત્મપ્રેરણ પૈકી કોને અનુસરવું એનો નિર્ણય કરવામાં પણ કેટલીકવાર ભૂલ કરી આત્મિક પ્રેરણા પ્રત્યે દુર્લક્ષિત ઉપેક્ષિત બની બાહ્ય પ્રલોભનમાં તણાઇ જાય છે. આ કારણથી પ્રજ્ઞો મનને આત્માનુસારી બનાવવા માટે તેના ઉપર નિગ્રહ રાખતાં શીખવાનો ભારપૂર્વક આગ્રહ કરે છે.

મનને જીવનવ્યાપાર ચલાવવામાં કર્ત્તવ્ય શું અને અકર્ત્તવ્ય શું તેનો એટલે કે ધર્માધર્મનો વિવેક કરવાના પ્રસંગ પણ ઘણીવાર આવી પડે છે. આપણા તત્વજ્ઞો કહે છે કે–ધર્માધર્મનો વિવેક કરવાનો પ્રસંગ આવે અને શાસ્ત્રો વગેરે ઉપરથી કાંઇ સ્પષ્ટ અને સુગમ્ય ખુલાસો ન જડે, ત્યારે આત્માની પ્રેરણા–સલાહને માન્ય રાખી અનુસરવી કેમકે આત્મા હમ્મેશાં સ્વાભાવિક સત્ય ધર્મનીજ પ્રેરણા કરે છે; કેટલાક પ્રજ્ઞો શાસ્ત્રો કરતાં આત્માની પ્રેરણાનેજ વિશેષ અનુસરણીય કહે છે. આપણે વ્યવહારમાં પણ જ્યારે કોઇને :અધર્મ–દુષ્કર્મ તજી ધર્મ–સત્કર્મ કરવાનું સૂચવીએ છીએ ત્યારે “ ભાઇ તારા અંતરાત્માને પુછીજો–તે કહે તેમ કર ” એમ કહીએ છીએ.

આત્માનો અવાજ સત્યોપદેશકજ હોય છે એ વાત ખરી; પરંતુ મન તેના વિકાસ અનુસારજ–વિકાસનાં પ્રમાણમાં આત્માનો અવાજ ઝીલી–સમજી શકે છે. દરેક મનુષ્યના મનનો–બુદ્ધિનો વિકાસ એક સરખો હોઇ શકતો નથી તેથી મનુષ્ય મનુષ્ય વચ્ચે આત્માનો અવાજ ઝીલવામાં–સમજવામાં એટલે કે ધર્માધર્મના જ્ઞાનમાં ફરક હોય છે. આત્માનો અવાજ ઝીલવા માટે મન–બુદ્ધિ કેળવાય–વિકાસ પામે તેટલા માટેજ ધર્મ સંબંધી જ્ઞાન–શિક્ષણ આપવાની પ્રણાલિકા ચાલુ થઇ છે. અલબત્ત આવી રીતે જે જ્ઞાન–શિક્ષણ આપવામાં આવે છે તે પૂર્વજોની તેમણે આત્માનો અવાજ ઝીલી તેને કુદરતના વ્યવહાર સાથે સરખાવી જોઇ પ્રમાણિક રીતે સત્ય લાગ્યા મુજબ બેસાડેલી ઉપપત્તિ–નિર્ણય–મંતવ્યનુંજ હોય છે. ઉપર કહ્યા મુજબ બૌદ્ધિક–માનસિક વિકાસનાં પ્રમાણ મુજબ સત્ય સમજાય છે એ સિદ્ધાંતે તેમણે

બેસાડેલી બધી ઉપપત્તિ–નિર્ણય–મંતવ્ય અસ્ખલિત રીતે અને સંપૂર્ણાંશે સત્યજ છે એમ અંધ શ્રદ્ધા પુરઃસર માની લઇ સંતોષ પામવાનો નથી. તેમનો અભ્યાસ માત્ર માનસિક–બૌદ્ધિક વિકાસ–કેલવણી પુરતોજ કરવાનો છે. તેમની પ્રમાણિકતા વિષે શંકા કરવાની કે પ્રશ્ન ઉઠાવવવાની અગત્ય નથી, તોપણ તેમનાં મંતવ્યોને માનીને બેસી રહેવાનું નથી. આપણે પણ આપણા આત્માના અવાજને ઝીલતાં–ઓળખતાં સમજતાં શીખવાની જરૂર છે. આત્માનો અવાજ તો સર્વકાળે–સર્વત્ર સમાનજ છે અને આપણી ઉત્પત્તિ થઇ ત્યારથી તે સર્વદા સર્વથા ચાલુ છે અને જગતમાં આપણું અસ્તિત્વ રહેશે ત્યાંસુધી એવીજ રીતે સતત–અવિરત રીતે ચાલુ રહેશે. અભ્યાસ–શિક્ષણ ઉપરથી આપણે જે સત્ય–ધર્મને જાણીએ તેની આત્માના અવાજ તથા જગતની રચના અને વ્યાપારનાં દર્શન–અવલોકન સાથે આપણી સ્વતંત્ર બુદ્ધિથી સરખામણી કરી આપણને જે વાતની સત્યતા પ્રતીત થાય તેનો સ્વીકાર અન્વય કરવો જોઇએ. શ્રુતિની સગવડ સનાતન હોઇ આપણે અત્યારે પણ તે કરી શકીએ છીએ.

એકજ બાબતમાં ભિન્ન ભિન્ન પ્રજ્ઞોની ઉપપત્તિ–મતમાં તફાવત હોય તો તેમાં કયો સત્ય અને કયો નહીં તેનો નિશ્ચય આપણી સ્વતંત્ર બુદ્ધિ વડેજ થઇ શકે. માત્ર અજ્ઞોજ તેમની અલ્પ––ન્યૂન બુદ્ધિનાં કારણસર અંધ શ્રદ્ધાથી અન્યના મતને અનુસરે છે. બાકી બુદ્ધિશાળી તો જાતે ખાત્રી કર્યા વગર કોઇ પણ મતનો સ્વીકાર કરતો નથી. જે સત્ય હોય છે તે તો સર્વદા સર્વથા અને સર્વત્ર એકજ–સમાનજ અને અવિકારી હોય છે, પરંતુ બુદ્ધિવિકાસના ભેદ પ્રમાણે તેને સમજવામાં ફરક પડે છે. સમસ્ત જગતનો માનવ ધર્મ મૌલિક રીતે એક અને સમાન હોવા છતાં એક બીજા વચ્ચે અમુક તફાવતવાળા જુદા જુદા વિશિષ્ઠ ધર્મો અસ્તિત્વમાં આવ્યા છે તે તેમના સંસ્થાપકો વચ્ચે રહેલા બુદ્ધિભેદને આભારી છે. જે વિશિષ્ઠ ધર્મમાં સત્યનો અંશ વિશેષ હોય છે તેટલી તેની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

સર્વ ધર્મો વચ્ચે ખરી રીતે મૌલિક એકતા અને સમાનતાજ છે છતાં તેમના વચ્ચે જે કાંઈ બાહ્ય ફરક રહેલા છે તે ધર્મનું શ્રવણ દર્શન કરવામાં પ્રજાની ગ્રાહક શક્તિ-સમજણમાં રહેલા ભેદને આભારી છે. આમ છતાં પણ તેમને મૌલિક રીતે જ પૃથક્ અને અસમાન માની એક બીજાની સરસાઇ-શ્રેષ્ઠતા સ્થાપવા વિતંડાવાદ કરવા અને ધર્મને નામેજ રાગદ્વેષ-કલેશ-કંકાસ-કજીઆ-તોફાન-હુલ્લડ-ખુનામરકીવગેરે અધર્મમય કૃત્યો કરવાં એ કેવું શોકપ્રદ રીતે અજ્ઞાનમૂલક છે? આપણાં જીવનનો ઇશ્વર નિયત ઉદ્દેશ-ધ્યેય સુખશાંતિ છે, છતાં આવા ધાર્મિક ઝઘડાઓથી એકબીજાની સુખશાંતિમાં વિક્ષેપ નાખવો-સત્યાનાશ વાળવું એ કેવું આત્મઘાતક તથા અધર્મમય છે? અખિલ વિશ્વનો કર્તા ઈશ્વર એકજ છે અને સમસ્ત માનવ જાતનો તે એકજ મૂળ પિતા છે એટલે તત્પરિણામે **वसुधैव कुटुम्बकम्** અર્થાત્ આખીયે વસુધા એટલે સમસ્ત માનવ જાત એક કુટુમ્બ છે. વળી સહુનો ઈશ્વરનિયત ધર્મ પણ એકજ અને સમાન છે. એક કુટુમ્બનાં અંગભૂતો જેમ તેમના એકબીજા વચ્ચે પ્રેમ-સહકાર-સહાનુભૂતિ-સહિષ્ણુતા સમભાવ-સંપ-સુલેહ-સમાનતા-સમાનહિતપૂર્વક વર્તે છે તેમ દરેક મનુષ્યે બીજાં સર્વ મનુષ્યો પ્રત્યે વર્તવું એ ધર્મ છે. છતાં એકબીજા વચ્ચે સ્પર્ધા, એકબીજા ઉપર સરસાઇ, બીજાને ફાડી ખાવાની વૃત્તિ અર્થાત્ બીજાનાં હિતના ભોગે અને બીજાને અન્યાય થતો હોય તોપણ પોતાનોજ સ્વાર્થ સાધવો-પોતાના હિતમાંજ આસક્ત રહેવું, એક બીજાની સુખ શાંતિ હણવી, એકબીજા વચ્ચે ધર્મ રંગ-જાત-લિંગ વગેરેનો બીનકુદરતી ભેદ રાખવો વગેરે વર્તન કરવામાં આવે છે તે ઈશ્વરનિયત ધર્મનું ઉલ્લંઘન કરી ઈશ્વરની પોતાનીજ ઉપેક્ષા-અવજ્ઞા, અવગણના કરવામાં આવે છે. આપણા આવા વર્તનથી શું ઈશ્વર રાજી થતો હશે કે દિલગીર? માનવ જાત જ્યાં સુધી પોતાનો ધાર્મિક સામાજિક-લૈંગિક આદિ સર્વ બાબતની સમાનતાનો ઈશ્વરનિયત સત્ય ધર્મ ઓળખી-સમજી તેનું વાસ્તવિક પરિપાલન નહીં કરે, ત્યાં સુધી

આવા સર્વ બાબતની સર્વની સમાનતાના ઈશ્વરનિયત સત્ય ધર્મના પરિપાલનના અભાવે તેનાં પારિપત્ય તરીકે ઈશ્વરી સત્તા તરફથી જગતમાં ઉત્પન્ન કરવામાં આવતી અનેક પ્રકારની આપત્તિઓ, વિપત્તિઓ દુઃખ, દુર્બળતા, દારિદ્રય વગેરે દૂર થઇ જગત ઉપર સુખશાંતિ સ્થપાય એ શશકશૃંગસમ અસંભવિત છે. જગતમાં વ્યાપેલી આવી અનિચ્છનીય સ્થિતિ સમસ્ત માનવ જાતિના ઈશ્વરનિયત એકજ સત્ય ધર્મનાં ઉલ્લંઘનનું ફળ છે. અને તે દૂર કરવા માટે જગતમાં ઈશ્વર નિયત એકજ સત્ય ધર્મની સંસ્થાપના આવશ્યક છે એમ હવે સદ્‌ભાગ્યે માનવ જાતને ભાન થવા લાગ્યું છે. અને તે દિશામાં પ્રવૃત્તિઓ પણ ચાલુ થઇ ચુકી છે અને તેમાં ધીમે ધીમે પ્રગતિ થતી જાય છે. આ બ્રાહ્મધર્મ એ એવી એક કલ્યાણકારક પ્રવૃત્તિ છે.

સત્ય અર્થાત્ ધર્મના જ્ઞાનને શ્રુતિ ઉપરાંત દર્શન પણ કહેવામાં આવે છે. કેટલાક શ્રુતિ કરતાં દર્શનને વિશેષ મહત્વ આપે છે. શ્રુતિ એટલે આત્માની પ્રેરણાનું શ્રવણ કરીને પ્રાપ્ત કરેલું જ્ઞાન અને દર્શન એટલે જગતની રચના તથા વ્યાપારને અવલોકીને–દર્શન કરીને પ્રાપ્ત કરેલું જ્ઞાન. દર્શન બાહ્ય રીતે થાય છે અને શ્રુતિ આંતરિક રીતે થાય છે. દર્શન તેમજ શ્રુતિ એ બન્ને ઉપરથી સંવેદન અર્થાત્ સમજણ જ્ઞાનસંસ્કરણ તો જરૂરનુંજ છે, એ સંવેદન બુદ્ધિ–મન જે આંતર શ્રવણ તથા બાહ્યદર્શન કરી તેનું શાંત ચિત્તથી ચિંતન–મનન કહે છે તે ઉપરથી થાય છે. શ્રવણ–દર્શન તથા સંવેદન એ ત્રણે ક્રિયાઓ મન–બુદ્ધિ તેના પોતાના વિકાસ–પ્રગતિ અનુસારજ કરી શકે છે. સામાન્ય રીતે ઈશ્વરે એવી વ્યવસ્થા કરી છે કે બાહ્ય જગતની રચના તથા વ્યાપારના દર્શન સંબંધી તથા કર્મફળભોગના સ્વાનુભવ ઉપરથી અંતઃકરણમાં મન–બુધ્ધિ ચિંતન–મનન કરે છે, ત્યારે તે વિષે આત્માના પ્રેરણાનું શ્રવણ પણ કરે છે અને તે સર્વ ક્રિયાઓને અંતે મન–બુધ્ધિને તેના વિકાસ અનુસાર સંવેદન થાય છે. આવી રીતે જે સંવેદન થાય તેને નિર્ણય–વિવેક કે જ્ઞાનસંસ્કરણ એવા ગમે તે

શબ્દનો પ્રયોગ કરી સૂચવાય છે. દર્શનને આત્માની પ્રેરણાનાં શ્રવણુ વડે પુષ્ટિ મળે અને જે સંવેદન થાય તેને સામાન્ય રીતે સત્ય કહેવામાં આવે છે તથાપિ માનસિક–બૌદ્ધિક વિકાસ અનુસાર તેવાં સંવેદનમાં અપૂર્ણતા કે તફાવત પણ રહી શકે છે.

શ્રુતિ અને દર્શનનો આવો અર્થ છે અને તેમના વચ્ચે આવી રીતે અખંડ સંબંધ છે. આવી રીતે જનસમાજે તેની આદિ ઉત્પત્તિના સમયથીજ કર્મફળભોગના સ્વાનુભવ તથા કુદરતની રચના અને કાર્યનાં દર્શન તથા આત્માની પ્રેરણાની શ્રુતિ એમ ત્રણ માર્ગે પોતાનાં અંતરમાં ચિંતન-મનન દ્વારા સંવેદન પામી પેઢીએ પેઢીએ ઉત્તરોત્તર ધર્મના જ્ઞાનનો સંચય કરેલો છે, અને હજુ પણ જગતની હમ્મેશાં ઉત્ક્રાંત થતી જતી પરિસ્થિતિ ઉપરથી તે સંચયમાં ઉત્ક્રાંતિ–સુધારા વધારા થયાં કરે છે, અને સમસ્ત માનવજાત સંપૂર્ણ દૈવી જીવન ગાળવા લાગશે ત્યાં સુધી થયાં કરશે. સંપૂર્ણ દૈવી જીવન ગાળવું એ મનુષ્યમાંથી દેવ થવું એ છે અને એમ થતાં આ સૃષ્ટિ સ્વર્ગમાં રૂપાંતર પામશે. ધાર્મિક ઇતિહાસના કેટલાક આધુનિક સંશોધકો કહે છે કે–આર્યાવર્ત (હીંદ) ની ઉત્તરે ઈશાનકોણમાં આવેલો તીબેટ દેશ તે શાસ્ત્રોમાં નિર્દિષ્ટ કરેલું સ્વર્ગ છે અને અમેરિકા તે પાતાળ છે. પ્રાચીન સમયે તીબેટ ઇશ્વરનિયત સત્ય ધર્માનુયાયી સુખશાંતિ ભોગવતો દેશ હતો. ત્યાં વસતાં મનુષ્ય દેવ તરીકે ગણાતાં અને તેનો રાજા ઇંદ્ર કહેવાતો. ઇંદ્ર એ રાજાનો પર્યાય શબ્દ છે. એ દેશ આપણી ઉત્તરે આવેલો હોઇ આપણાથી ઉંચો છે. વળી હિમાદ્રિનું ઉલ્લંઘન કરીનેજ ત્યાં જવાય છે એટલે ત્યાં જવા માટે પર્વત ઉપર ઉંચે ચડવું પડતું હોઇ સ્વર્ગ ઉંચે હોવાની માન્યતા વ્યવહારૂ બની. દેવો અને મનુષ્યો એક બીજાના સમ્પર્કમાં પણ આવતા. હિમાલય જેવો ઉન્નતગિરિ ઉલ્લંઘવાનો હોવાથી આવો સમ્પર્ક છેક વિરલતો નહીં પરંતુ અલ્પ હતો. ઈંદ્રાદિ દેવોને પણ દૈત્યો સાથે વિગ્રહો થયાની વાતો શાસ્ત્રોમાં છે. હિમાલયની પેલી પાર

વસતા લોકો તે દેવો-હિમાલયનાં જંગલોમાં વસતા અસંસ્કૃત જંગલી લોકો તે દૈત્યો અને સપાટ પ્રદેશ એટલે પૃથ્વી ઉપર વસતા લોકો તે મનુષ્ય-આર્યો. આ ત્રણે વર્ગ વચ્ચે સમ્પર્ક હતો. કોઇવાર દેવ અને દૈત્યો લડતા-કોઇવાર મનુષ્યો અને દૈત્યો લડતા-કોઇવાર દેવો અને મનુષ્યો વચ્ચે પણ સંગ્રામ જાગતો. દેવો અને મનુષ્યો સામાન્ય દુશ્મન દૈત્યનો નાશ કરવા માટે એક બીજાને સાહાય્ય પણ કરતા. જુનાં સાહિત્યમાં આવી વાતો છે. તે અલંકારિક રીતે લખાએલી હોઇ આવો સ્પષ્ટાર્થ અલંકારોના અર્થ સમજ્યા વગર ગમ્ય થતો નથી. હાલનાં એરોપ્લેનોની માફક દેવો વિમાનોમાં ફરતા. દેવવર્ગ વિજ્ઞાન તથા ઇતર કળાઓમાં અત્યંત પ્રગતિમાન હતો એમ તે ઉપરથી લક્ષિત થાય છે અને તેટલા માટેજ તેઓ પણ મનુયોના જેવાજ શરીર-વાચા વગેરેવાળા હોવા છતાં તેમને શ્રેષ્ઠ ગણવામાં આવતા. દૈત્યો વનમાં વસનારી સંસ્કૃતિ કે ધર્મ વગરની તદ્દન અજ્ઞાનાવૃત્ત વન્ય પ્રજા હતી અને તેના અજ્ઞાન અર્થાત્ તેનામાં રહેલા વિશેષ પશુતાના ગુણોને લીધે તે એક બાજુ વસતા દેવવર્ગ અને બીજી બાજુ વસતા માનવવર્ગને ત્રાસ આપી રંજાડતી. પશુતાનાં પ્રાધાન્યને લીધે તેનામાં પાશવબળ વધારે હતું. દેવો કળા કૌશલ્ય વિદ્યામાં સૌથી વધારે પ્રગતિમાન હતા. મનુષ્યની સ્થિતિ દેવ અને દાનવની મધ્યમાં હતી. દેવો શરીરબળ કરતાં યુક્તિકળાનો ઉપયોગ સંગ્રામમાં વિશેષ કરતા અને તેથીજ જડ પાશવ બળ ઉપર વિજય પામતા. હાલના વિગ્રહોમાં પણ શરીરબળ કરતાં વૈજ્ઞાનિક બળની મહત્તા વિશેષ છે. આપણાં સ્વર્ગ તીબેટની પ્રાચીન સ્થિતિ પણ પલટાઇ ગઇ છે. ત્યાં હાલ બુદ્ધ ધર્મ પ્રવર્તમાન છે. બીજી પ્રજાઓ ઉન્નતિ પામતી ગઇ જ્યારે તીબેટની દેવકોમ અને આર્યાવર્તની આર્યકોમ જે પ્રાચીન સમયે અતિ ઉન્નત હતી તે ઉલટી અવનત થતી ગઇ, અને આર્ય પ્રજામાંથી તેનામાં જે સત્ય ધર્મ હતો તેમાં પણ વિકૃતિ થતી ગઇ, અને છેવટે તેમાં ઘણી કૃત્રિમ—અસત્ય-બીનકુદરતી-જીવન

ધ્યેયની સિદ્ધિથી પ્રતિકૂલ અને વિપથગામી અર્થશૂન્ય બાબતો પ્રવેશી જઇ તેને તદ્દન ઝાંખો-નિસ્તેજ અને કેટલીક બાબતોમાં હાંસીને પાત્ર બનાવી મૂક્યો છે. આવી ઉત્ક્રાંતિને બદલે ઉલટી અવક્રાંતિ શા માટે થઇ તે સમજી શકાતું નથી. ઇશ્વરી નિયમ છે કે અનવસ્થા આવ્યા વગર સુવ્યવસ્થા થતી નથી. આ અવનતિ માટે કદાચ વિદેશો સાથેનો વિચિત્ર સંજોગોમાં થયેલો સમ્પર્ક એટલે કે વિદેશીઓનાં આક્રમણો અને આગમન વગેરે કારણો છે. હાલ આવી અનવસ્થા દૂર થઇ શાંતિ સ્થપાઇ છે એટલે હવે સત્ય ધર્મ સંબંધી વિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થયો છે અને ધર્મમાં પાછી ઉત્ક્રાંતિ થવા લાગી છે. મનુષ્યત્વ દેવત્વના રૂપમાં પરિવર્તન પામી જતાં સુધી આ ઉત્ક્રાંતિ ચાલુજ રહેવાની. જગત અસ્તિત્વમાં છે ત્યાં સુધી ઉત્ક્રાંતિ કદાચ સતત એટલે સનાતન રહેવાની. આ ઉત્ક્રાંતિ નિયમનો કર્ત્તા પણ ઇશ્વરજ છે તેથી ઉત્ક્રાંતિને માન્ય રાખી તદનુસાર વર્તવું એટલે કે દેશકાળાનુસાર ધર્મ-સમાજ વગેરે બાબતોમાં સુધારણા કરવી એજ શ્રેયસ્કર છે. સત્ય માત્ર સનાતન અવિકારી હોઇ તેમાં કોઇ પણ કાળે કોઇ પણ સ્થળે ફેરફાર કે સુધારો વધારો થવાનો નથી એટલે દરેક બાબતમાં સત્યરૂપી પાયો તો સનાતન-ચિરસ્થાયી રહેવાનો. સત્યના પાયા ઉપર હશે તેજ ટકવાનું અને સત્યવિહીન હશે તેનો અધઃપાત અથવા હ્રાસ થવાનો. સત્ય વડેજ સુખશાંતિ મળવાની અને તેના અભાવે દુઃખજ રહેવાનું. ઉત્ક્રાંતિ એ ઇશ્વરની યોજના છે અને સદા તેનોજ વિજય થવાનો. જો તેનું અનુસરણ રાજી ખુશીથી ન કરવામાં આવે તો આખરે લાચારીથી કરવું પડે છે. વાર્યા ન કરીએ તે અંતે હાર્યા કરીએ છીએ. વાર્યા ન રહેતાં હાર્યા રહેવું એવો અજ્ઞાનીનો સ્વભાવ છે અને તે હારીને છેવટે ઠેકાણે આવતાં પર્યંત હાથે કરીને દુઃખ ભોગવે છે. અજ્ઞાની દુઃખના ભોગથી હારીનેજ અંતે સન્માર્ગે વળે છે. જ્ઞાની તો તેમનાં જ્ઞાનનાં કારણસર પહેલાંથીજ વાર્યા રહી સવેળા ચેતી જાય છે અને દુઃખથી બચે છે.

શ્રુતિના અર્થના સંબંધમાં હજી એક વાત રહી જાય છે. અદ્વૈતવાદ મુજબ મને કરેલું આત્માની સૂચના-પ્રેરણાનું શ્રવણ અને દ્વૈતવાદ મુજબ આત્માએ કરેલું ઇશ્વરની પ્રેરણાનું શ્રવણ અથવા મને કરેલું ઇશ્વરથી પ્રેરિત-પ્રકાશિત આત્માની સૂચના સલાહનું શ્રવણ એવો શ્રુતિનો હાર્દાર્થ છે, પરંતુ કેટલાક દ્વૈતવાદીઓને એ ખરો અર્થ સુગમ્ય નહીં થતાં અર્થાત્ વ્યવહારૂ રીતે ગળે નહીં ઉતરતાં ઇશ્વર કનેથી શ્રુતિ કેવી રીતે કરી તેની કાંઇક વ્યવહારૂ યુક્તિ શોધી કાઢવા તેઓ લલચાયા. ઉપર કહ્યા મુજબ શ્રુતિ કરાવનાર અને કરનાર એમ બેય પક્ષ સ્થૂલ વ્યક્તિમાન ન હોય તો તે સંભવિત નથી, કેમકે શ્રવણ કરવા કરાવવાનું કાર્ય ફક્ત સ્થૂલ કર્ણેન્દ્રિય અને વાગેંદ્રિય સિવાય અન્યથા શકય નથી એમ બાહ્ય ઉપલગ દૃષ્ટિને લાગે છે. શ્રવણ કરાવનાર ઇશ્વર છે એ માન્યના દૂર કરી શ્રુતિનો તેનાં ઇશ્વરપ્રણિતપણાને અંગે જે મહિમા મહત્વ છે તે ઉતારી પાડવો તો પોસાય એમ નહોતું, અને કદાચ ઉતારી પાડવા માગે તો પણ શ્રુતિની મહત્તા એટલી અચળ રીતે સંગીન હતી કે તે શકય નહોતું, તેથી શ્રુતિ તો સ્વયં ઇશ્વરેજ સંભળાવેલી છે એ માન્યતા કાયમ રાખવા સારૂ, પરંતુ વ્યવહારૂ રીતે તે અશકય જણાતી હોઇ તેને શકય દર્શાવવા સારૂ, ઇશ્વરે પ્રત્યક્ષ મનુષ્યદેહ ધારણ કરી એટલે કે મનુષ્યનો અવતાર લઇ શ્રીમુખે શ્રુતિનું પ્રવચન કરી શ્રવણ કરાવ્યું એવી યુક્તિ શોધી કાઢેલી હોવાનું સંગીન અનુમાન કરી શકાય છે. અવતારવાદની ઉત્પત્તિ આવી અજ્ઞાનમૂલક યુક્તિ સિવાય બીજી રીતે સંભવિત નથી. એ યુક્તિ અજ્ઞાનમય હોવાનું પ્રમાણ એ છે કે-ઇશ્વર તો પરમાત્માસ્વરૂપ છે અને સર્વજ્ઞ તથા સર્વશકિતમાન છે એટલે તેનાં એવાં સ્વરૂપમાં રહીનેજ આપણા આત્મામાં પ્રકાશી તેને પ્રેરણા કરી શકે છે અને વાસ્તવિક રીતે થાય છે પણ તેમજ. ઇશ્વરને ધર્મના જ્ઞાનની પ્રેરણા કરવાની એવી શ્રેષ્ઠ સગવડ-સરળતા હોવા છતાં તેને મનુષ્યાવતાર એટલે

મનુષ્યદેહ ધારણ કરવાની ઉપાધિ વ્હોરવાની શી અનિવાર્ય અને આવસ્યક અગત્ય હોઇ શકે? આપણે પણ જે કાર્ય બુધ્ધિ–મન કે વચનવડે કરી શકીએ છીએ તે તનવડે અર્થાત્ હાથે કે ઇતર અવયવવડે કરવાનો વૃથા શ્રમ વ્હોરી લેતા નથી તો ઇશ્વર શું આપણા કરતાં ન્યૂન સત્તા–શકિતવાળો કે ઓછી અક્કલવાળો છે કે તેને આત્માને પ્રેરણા કરવાની સરળતા હોવા છતાં તે મનુષ્યનો અવતાર લેવાનો શ્રમ વેઠી પોતે અવનત બની પોતાના મહિમાને ઘટાડે ખરો?

કોઇ માણસને અમુક પ્રકારનાં કર્મ કરવાની સ્થાયી ટેવ પડી હોય છે તેને આપણે તે કાર્યના અવતારનું વિશેષણ આપીએ છીએ. આવી રીતે અવતાર શબ્દનો વ્યવહારૂ અર્થ ભાવાર્થ અમુક સ્થિતિનું ચોક્કસ અસ્તિત્વ તથા આબેહુબપણું તથા અસાધારણપણું દર્શાવવા સૂચવવારૂપે થાય છે. પાપી માણસને પિશાચનો અવતાર, પાશવ વૃત્તિવાળાને પશુનો અવતાર, ધર્મનિષ્ઠને ધર્મનો અવતાર એમ આપણે સામાન્ય વ્યવહારમાં વિશેષણો લગાડી તે તે માણસની સત્ય જીવન સ્થિતિ–ખરા ગુણ કર્મનો ખ્યાલ આપીએ છીએ. આ મુજબ જે મનુષ્યમાં ઈશ્વરી ગુણો અસાધારણ એટલે સામાન્ય મનુષ્ય કરતાં વિશેષ હોય તે મહા મનુષ્યને ઈશ્વરના અવતારનું માનનીય પૂજ્યભાવ દર્શક વિશેષણ લગાડવામાં આવે એ સ્વાભાવિક છે. આવી રીતે અવતારનો ખરો અર્થ ઈશ્વરે મનુષ્યનો અવતાર લીધો અને કહેવાતો ઈશ્વરાવતાર મનુષ્યરૂપે ખરેખર સ્વયં ઈશ્વરજ છે એમ નથી પરંતુ જે મનુષ્યમાં ઈશ્વરી ગુણો અર્થાત્ સત્ય ધર્મનું અસ્તિત્વ વિશેપ એટલે અસાધારણ પ્રમાણમાં વ્યકત થતું હોય, તેને તેનાં એવાં દૈવી જીવનની વિશેષતા પ્રત્યે માન–પૂજ્યભાવ દર્શાવવા માટે તેમજ તેની કીર્તિ કરવા અર્થે, તેમજ તેનાં જીવન–ગુણ કર્મની ખરી સ્થિતિનો ખ્યાલ આપવા સારૂ, ઈશ્વરાવતારનું વિશેષણ લગાડવામાં આવેલું. આધુનિક વિદ્વાનો અવતારનો આવો ખુલાસો કરે છે અને કહે છે કે અવતારવાદ એટલે વીરપૂજા સિવાય ઇતર કાંઇ નથી.

અવતારવાદનો આવો ખુલાસોજ બુધ્ધિમાન્ય અને સત્ય છે પરંતુ મને લાગે છે કે મૂળ અવતારવાદ પ્રચલિત થયો તે આવા અર્થમાં નહીં પરંતુ ઉપર કહ્યા મુજબ જ ચાલેલો. વેદ-શ્રુતિ ઈશ્વરપ્રણિત અથવા ઈશ્વરપ્રેરિત કે ઇશ્વરનિયત છે એમ દર્શાવવા માટે આવો નિરર્થક અવતાર વાદ ઉભો કરવાની-યોજવાની કિંચિત પણ જરૂર નથી. વેદ-શ્રુતિ ઈશ્વર કનેથી સાંભળેલી તેનો અર્થ આત્માએ અંતરમાં ઈશ્વરની પ્રેરણાની શ્રુતિ અર્થાત્ સંવેદના કરેલી એવો અર્થજ સત્ય અને બુધ્ધિમાન્ય છે. બાકી ઈશ્વર કનેથી સાંભળેલી-સંવેદેલી એ દર્શાવવા માટે આવા અવતારની યુક્તિ તો તદ્દન અજ્ઞાનનીજ પ્રતીતિ છે. જ્ઞાની ભૂલે ત્યારે આખી યે ભીંત ભૂલે એ કથનાનુસાર જ્ઞાનીઓ બીજી રીતે જ્ઞાનસંપન્ન હોવા છતાં આ અવતારવાદની યુક્તિ રચવામાં વસ્તુતઃ ભીંતજ ભુલ્યા હતા. ખેર, આપણે હવે વેદ શ્રુતિ-અવતાર વગેરેના ખરા અર્થ સમજી શકીએ છીએ એટલે એવા બુધ્ધિશૂન્યવાદના અસ્તિત્વની કાંઈ પરવા નથી. સત્યના જ્ઞાનના વિસ્તારની સાથે આવા વ્યર્થ વાદો તેમની મેળે ઘસાઇ ભૂંસાઇ જશે.

એકંદર રીતે ઇશ્વર નિયત કુદરતનાં કાયદા એ સત્ય છે અને એજ આપણો ધર્મ છે અને ધર્મનું તેના જ્ઞાન વગર પાલન-અનુસરણ શકય નહીં હોવાથી જ્ઞાન આવશ્યક છે એમ ચોકસ થાય છે. જ્ઞાન કેવી રીતે થાય છે-થઇ શકે એ ઉપર દર્શાવાઇ ગયું. જ્ઞાન મેળવવાની રીત ઉપર બતાવી પરંતુ ઈશ્વરનિયત કુદરતના કાયદા કે જે આપણો ઇશ્વરનિયત ધર્મ છે તેમનું સ્વરૂપ-લક્ષણ શું છે તે જાણવા માટે તેમનું કુકરતનાં કાર્યમાં પ્રત્યક્ષ અવલોકન-દર્શન કરવા ઉપરાંત તે અવલોકન-દર્શન સરળ થાય તેટલા સારૂ તેમનું નિરૂપણ-શિક્ષણ ઉચિત અને સ્પૃહણીય છે. કુદરતના કાયદાઓનાં કાર્યનાં અવલોકન-દર્શન ઉપરથી સુવિદિત થઇ શકે છે કે-કુદરતનું દરેક કાર્ય તેનાં તત્વોના સંપૂર્ણ અને ક્ષુબ્ધસહકારપૂર્વક નિયમિત રીતે થયાં કરે છે. અખિલ વિશ્વની સમસ્ત માનવ જાતને કોઇ પણ

પ્રકારના ભેદભાવ વગર પ્રકાશ—વાયુ—જળ—અન્ન વગેરે જીવનનિભાવનાં આવશ્યક તત્વો—પદાર્થો પ્રેમ અને સમાનતા પૂર્વક પુરા પાડે છે. પુણ્યશાળી તેમજ પાપી—કાળો તેમજ ગોરો—પ્રજ્ઞ તેમજ મૂર્ખ સ્ત્રી તેમજ પુરૂષ—આસ્તિક હોય કે નાસ્તિક—ગમે તે ધર્મ પાળે છતાં સર્વને પ્રેમ—સમાનતાપૂર્વક કુદરત પોતાનાં તત્વો આપ્યાં કરે છે, અરે તેનોં દુરૂપયોગ કરનારને પણ ક્ષમા આપી કુદરત તેનાં તત્વોના ઉપયોગથી વંચિત રહેવા દેતી નથી. જેવું કર્મ કરવામાં આવે તેવું જ ફળ અમુક રીતે મળવારૂપી કુદરતના કાયદા ન્યાયી છે. કુદરત તેનાં બળ—શક્તિની સહાય જે લેવા માગે તેને અવશ્ય આપે છે—ન લેવા માગે તેને આપુરી આપુરી અર્થાત્ તેની મેળે આત્મ સ્ફુરિત બની કે પરાણે દેવા જતી નથી. એવી રીતે કુદરત નિઃસંગ નિષ્કામ છે. આવી રીતે કુદરતમાં પ્રેમ—સમાનભાવ—સમાનવર્તન ક્ષમા—ન્યાય—નિષ્કામના—સહાય—આંતરિક સહકાર વગેરે મુખ્ય ગુણ કર્મો છે. કુદરત તો અનંત છે. તેના ગુણકર્મોનું વિસ્તીર્ણ કે પૂર્ણ વર્ણન શક્ય નથી. સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારથી તે અત્યાર સુધી પણ અવિરત અન્વેષણો છતાં તેનું પૂર્ણ જ્ઞાન આપણને થયું નથી. આવાં કુદરતી ગુણકર્મો એ આપણો ધર્મ છે. આ પ્રસ્તાવનામાં તત્સંબંધી વિશેષ નિદર્શન શક્ય નથી. કુદરતના નિયત—ગુણકર્મોનું નિરૂપણ એજ ધાર્મિક સાહિત્યનો કેંદ્ર વિષય છે. ધર્મના ગ્રંથો આવાં નિરૂપણોજ કરે છે અને તેથીજ તેમનો અભ્યાસ આવશ્યક છે.

કુદરતના નિયમો—ગુણકર્મોનું આપણાં જીવનમાં અનુસરણ એજ આપણો ધર્મ છે. જેમાં ધર્મ પાળવાનો છે તે જીવનનું સ્વરૂપ પણ જાણવું જોઇએ. આપણામાં શરીર અને આત્મા એવાં બે મૌલિક સ્વરૂપ હોઇ આપણાં જીવનનાં બે સ્વરૂપ છેઃ—ભૌતિક અને આત્મિક. ઈંદ્રિયો અને મન વગેરે મળી શરીર, અને તે ઉપર એક અવ્યય અવિકારી તત્વ તે આત્મા. ભૌતિક આંતરિક તેમજ બાહ્ય સ્થૂળ શારીરિક છે, જ્યારે આત્મિક કેવળ અસ્થૂળ અને આંતરિકજ

છે. ભાૈતિક કરતાં આત્મિક જીવન વિશેષ મહત્વનું છે કેમકે તે વિશેષ સ્વાભાવિક—સત્યમય છે. ભાૈતિક જીવન અસત્ય છે એમ ગણુવાની જરૂર નથી. આપણે સ્થૂળબદ્ધ છીએ તેથી ભાૈતિક જીવન પણ સત્ય છે. ભાૈતિક જીવન સત્ય છે તથાપિ તેમાં કેટલીક અસત્ય બાબતોને પણ અવકાશ છે, અને વળી તે આત્મિક બળને અમુક રીતે આધીન છે. આત્મિક જીવન ભાૈતિક જીવન કરતાં મહત્તર હોવાનું દેખીતું પ્રમાણ એ છે કે—આત્મિક સુખશાંતિ (સંતોષ) હોય તો ભાૈતિક સુખશાંતિનો અભાવ કિલષ્ટ લાગતો નથી. ભાૈતિક જીવનની પ્રધાન સત્તા અર્થાત્ કર્ત્તાકારવતા મન છે. સર્વ પ્રાણિઓ કરતાં આપણું મન વિશેષ વિકસિત છે અને તેને પોતાનો વિશેષ વિકાસ કરવાની સ્વતંત્રતા પણ ઇશ્વર તરફથી મળેલી છે. આપણા આવા માનસિક વિકાસને લીધે જ સર્વ પ્રાણિઓમાં આપણે મનુષ્ય માનવી એવાં વિશિષ્ઠ નામથી ઓળખાઇએ છીએ. આપણાં અસ્તિત્વનો કર્ત્તા ઇશ્વર હોવાથી આપણા સ્વભાવનો કર્ત્તા પણ ઇશ્વરજ છે ઇશ્વર આપણા આત્મામાં વ્યાપક પ્રકાશિત છે એટલે આપણો ઇશ્વર સાથેનો સંબંધ—સમ્પર્ક આત્માદ્વારાજ છે તેથી આપણો ઇશ્વર નિયત સ્વભાવ તેનાં સત્ય અને શુદ્ધ સ્વરૂપમાં મુખ્યત્વે કરીને આપણા આત્મામાં નિહિત છે, અને આત્મા મનનો સલાહકાર ઉપદેષ્ટા—દષ્ટા હોવાથી આત્માનું મહત્વ મન આદિ શારીરિક તત્વો કરતાં વિશેષ છે, અને મનનું મહત્વ આત્મા કરતાં ગૌણ છે. આપણા આત્માનું વર્તન આપણામાં ઇશ્વરે મૂકેલા સત્યમય સ્વભાવને સંપૂર્ણ—શુદ્ધ—અસ્ખલિત રીતે અનુસરીને જ થાય છે, જ્યારે મનનું વર્તન સાધારણ રીતે તો જો કે ઇશ્વરનિયત સત્યમય સ્વભાવને અનુસરીને જ થવું જોઇએ, છતાં મન તેની ચંચળતાને લીધે બાહ્ય દશ્યો અને બનાવોના સંપર્કની અસરને અંગે કેટલીકવાર સત્યમય સ્વભાવ વિરૂધ્ધ સ્ખલન કરી વાળે છે. આપણાં જીવનના વ્યવહારની સત્તા મનને હોવાથી આપણાં સુખ તેમજ દુઃખ

એમ બેય બાબતોનું કારણ મન છે. મનની એવી સત્તાના કારણુસર તેને નિગ્રહ–અંકુશમાં રાખી સત્ય સ્વભાવનું અનુસારક બનાવવા માટે તત્વજ્ઞો ભાર દઇને ઉપદેશ આપે છે. બીજ વગર જેમ કોઇ સ્થૂળની ઉત્પત્તિ નથી તેમ મનના વિચાર–ઇચ્છા વગર કોઇ કાર્ય–વર્તન ઉત્પન્ન થતું નથી, તેથી મનને સત્યાનુસારી બનાવવાનો અભ્યાસ શિક્ષણ–કેલવણીને ધર્મમાં મુખ્ય સ્થાન છે, કેમકે ધર્મનો ઉદ્દેશ સત્યસ્વભાવ સાધવામાં સાધનભૂત થવાનો છે. આત્મિક જીવન ચલાવતાં તથા મનને સત્યાનુસારી બનાવતાં શિખવનાર શિક્ષણ–ઉપદેશ–વ્યવસ્થા જે ધર્મમાં જેટલું ખરૂં–વાસ્તવિક–સત્ય અને જેટલા પ્રમાણમાં હોય છે તેટલા પ્રમાણમાં તે ધર્મની શ્રેષ્ઠતા ગણાય છે, અને તેટલા પ્રમાણમાં તે ધર્મ સુરક્ષિત–સુસંસ્કારી-વિકસિત બુધ્ધિમાન જનોને માન્ય તથા અનુસરણીય બને છે.

સર્વ સામાન્ય સ્વાભાવિક ઇશ્વરનિયત માનવ જીવનનું ધ્યેય તથા તેને સફળ કરાવનાર ધર્મ ઉપર નિદર્શન કર્યા મુજબ છે. આર્ય તત્વજ્ઞોએ તેમના અનેક પેઢીઓવા સ્વાનુભવ–દર્શન શ્રુતિ તથા સંવેદન મારફતે તેનું જ્ઞાન પામી તેનો ઉપનિષદાદિ શાસ્રોમાં સંગ્રહ કરેલો છે, આર્ય ધર્મમાં વેદ–ઉપનિષદ શ્રુતિ કહેવાય છે, અન્ય તત્વ નિરૂપણો દર્શનો કહેવાય છે અને વ્યવહારિક ધર્મના ગ્રંથો સ્મૃતિઓ કહેવાય છે. આર્ય એ કોઇ પુરૂષનું નામ નથી પરંતુ જાતનું નામ છે, અને ધર્મગ્રંથોના લેખકો પણ અનેક છે તેથી બીજા ધર્મોની માફક આર્ય ધર્મ એ કોઇ એક મહાપુરૂષે સ્થાપેલો ધર્મ નથી, તેમજ બીજા ધર્મોમાં તેવા સંસ્થાપકે એકલાએ ઉપદેશેલા ધર્મનું એકકું માન્ય–પ્રમાણભૂત પુસ્તક છે તેમ આર્યધર્મનું માન્ય–પ્રમાણભૂત પુસ્તક પણ એક નથી. આર્ય ધર્મના સિધ્ધાંતો અનેક પેઢીઓમાં અને પ્રત્યેક પેઢીમાં પણ અનેક પ્રજ્ઞોએ જોઇ વિચારી રજુ કરેલા અને જેમાં ઘણાઓ સંમત હતા એવા છે. અલબત્ત તેમાં પણ જુદા જુદા પ્રજ્ઞો એકમત નથી અને

એવા ભિન્નમતદર્શક ગ્રંથો પણ છે. આવીરીતે આર્ય ધર્મ બીજા ધર્મોની મારફતેના કોઇ એક સંસ્થાપકના નામથી ઓળખાવાને બદલે તે કોઇ એક સંસ્થાપકે તેને નહીં સ્થાપેલો હોવાથી સમસ્ત જાતનાં નામથી ઓળખાય છે. જે સર્વમાન્ય હોય—જે બાબત સહુ એકમત હોય તે સત્ય, બાકી વસ્તુતઃ સત્ય ( Reality in Itself ) કેવું છે તે તો સ્વયં ઇશ્વરજ જાણે. આમછતાં પણ આર્ય તત્વજ્ઞોએ સત્યની સર્વમાન્ય વ્યાખ્યા ઉપર કહેવાઇ ગયા મુજબ કરેલી છે કે—જે અવ્યય-નિત્ય અને અવિકારી હોય તેનું નામ સત્ય. જે બાબતને સર્વ કોઇ એક સરખી રીતે જુએ—સમજે તે સત્ય એવો તેનો અર્થ થાય છે. આર્યધર્મમાં અખિલ વિશ્વની સમસ્ત જાતિને સર્વમાન્ય થાય એવું સત્ય વિશેષ રહેલું છે, પરંતુ પાછળથી કોઈ કાળચક્ર એવું આવ્યું કે સર્વમાન્ય સત્ય વિરૂધ્ધ સિધ્ધાંતો રચાઇ અનુસરાવા લાગ્યા અને મૂળ સત્ય સિધ્ધાંતોને કાલાવધિનો અર્થાત્ મુદતનો બાધ bar of limitation ) લાગી ગયો. સત્યનો સ્વભાવ જ એવો છે કે ગમે તે કાળે અને ગમે તે સ્થળે તે પ્રકાશિત હોવા વગર રહેતું નથી, એટલે કોઇને કોઈ તેને નિહાળી શકયા વગર રહેતા નથી. ઝાઝી સુઆણીએ વેતર વંઠે અને ઝાઝા રસોયે વાનીઓ વંઠે એ કહેવતો મુજબ પાછળના અલ્પદર્શી વિદ્વાનો ઝાઝા થતાં તેમણે આર્યધર્મને તેની મૂળ સ્થિતિમાં સુસંગ રીતે સ્વાભાવિક સત્યમય રહેવા દેવાને બદલે તેમાં અનેક કૃત્રિમ બાબતો ઘુસાડી દીધેલી છે. કેટલીક કૃત્રિમતાઓ તો ધર્મ વિધાયકો— ધર્માચાર્યોની સ્વાર્થપટુતા—વિલાસવૃત્તિ આદિ દુષ્ચરિત્રો સંતોષવાના ઉદ્દેશને જ આભારી હોવાનું પ્રત્યક્ષ જણાઇ રહે છે.

આ બ્રાહ્મ ધર્મના મૂળ પ્રચારક રાજા રામમોહનરાય તેમનાં બહુશ્રુતપણા—આર્યધર્મના મૂળ સંસ્કૃત ધર્મ ગ્રંથોના વિપુલ અભ્યાસ, તથા તેમનામાં રહેલી સ્વતંત્ર નૈસર્ગિક જ્ઞાનશક્તિ ઉપરથી આર્યધર્મમાં શોકપ્રદ—દયાજનક તથા અપ્રશસ્ત રીતે પ્રવિષ્ટ થયેલી કૃત્રિમતા અને

અનવસ્થા જોઈ શક્યા. તે કૃત્રિમતા–અનવસ્થા ઝડીઝાટકી કાઢી આર્યધર્મને તેના પ્રાચીન સત્યસ્વરૂપમાં લાવવાની તેમણે ઉગ્ર પ્રવૃત્તિ શરૂ કરી, પરંતુ જનસમાજ ઉપર સ્વાર્થી ધર્માધિકારીઓની સંગીન અસર અને જનસમાજના મોટા ભાગનાં અજ્ઞાનના કારણસર તેમની પ્રવૃત્તિ સફળ થવાની સ્થિતિ–સરળતા ન જણાઇ એટલે તેમણે ઈશ્વર નિયત શુદ્ધ સ્વાભાવિક સત્ય ધર્મ અર્થાત્ બ્રાહ્મધર્મ એવા સ્વતંત્ર ધર્મની અને તેને અનુસરનારાઓની બ્રાહ્મસમાજ નામક તે ધર્માનુસાર સામાજિક સિદ્ધાંતોવાળી સ્વતંત્ર સમાજની સને ૧૮૨૮ ના ઓગસ્ટ માસમાં કલકત્તામાં સ્થાપના કરી.

આ બ્રાહ્મધર્મના ધાર્મિક તથા સામાજિક સિદ્ધાંતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેના ધાર્મિક સિદ્ધાંતો આર્યધર્મના ઈશ્વર પ્રણિત ગણાતા શ્રુતિગ્રંથો અર્થાત્ ઉપનિષદોમાંથી અને સામાજિક સિદ્ધાંતો તે આર્યધર્મમાં માન્ય એવા સ્મૃતિગ્રંથોમાંથી ચુંટી કાઢી સંહિત કરવામાં આવેલા ઈશ્વરનિયત શુદ્ધ સ્વાભાવિક સત્ય ધર્મનું સુસંગત અને નિર્વિવાદ સમર્થન કરનારા સિદ્ધાંતોજ છે. કોઇ પણ આર્ય આ પસંદ કરેલા સિદ્ધાંતોનો ઇનકાર કરી તે આર્યધર્મના નથી એવો પડકાર કરવાની હિમ્મત કે ધૃષ્ઠતા કરી શકે તેમ નથી. એ સિદ્ધાંતો જે શાસ્ત્રોમાંથી અવતીર્ણ કરવામાં આવ્યા છે તે શાસ્ત્રોને આર્યો ( આર્ય શબ્દ હાલ પ્રચલિત એવા હિંદુ શબ્દનો પર્યાય સમજવો ) પોતાના પ્રમાણભૂત ધર્મ ગ્રંથો તરીકે દૃઢતા અને કેટલીક વાર તો દુરાગ્રહપૂર્વક માન્ય રાખતા હોવા છતાં તેમને વ્યવહારમાં આચાર–ભૂત કરવાને બદલે તેમનું ઉલ્લંઘન કરી બીજા કૃત્રિમ અને બીન-કુદરતી મંતવ્યોનું અનુસરણ કરવામાંજ કૃતકૃત્ય થાય છે.

આ બ્રાહ્મધર્મ ચોકખો ચુસ્ત એકેશ્વરવાદી અને તે એકેશ્વર-નીજ આત્મિક ઉપાસનાપ્રધાન ધર્મ છે. તે નથી માન્ય રાખતો એકલા શુષ્ક જ્ઞાનને, કે નથી માન્ય રાખતો કેવળ જડ–યાંત્રિક કર્મને-તે બેયના સમુચ્ચયને–સમન્વયને માન્ય રાખી ગીતામાં નિરૂપેલા કર્મ

યોગ મુજબનાં વર્તનને માન્ય રાખે છે. સત્ય એ ઈશ્વરનું સ્વરૂપ હોઈ જીવનભર સત્યની ત્રિવિધ ( અર્થાત મનસા-વાચા અને કર્મણા ) ઉપાસનાનેજ તે ખરો ધર્મ ગણે છે. ઉપાસના એટલે આસક્તિ-અવલંબન અનુસરણ અથવા વિનિયોગ. દરેક વિચાર-વચન અને વર્તનમાં સત્ય પ્રત્યે સંપૂર્ણ આસક્તિ-પ્રીતિ, સત્યનુંજ અવલંબન-અનુસરણ એજ સત્યની ઉપાસનાનો ખરો વિધિ છે. સત્યના નામનો જપ કરવો કે માળા ફેરવવી કે સત્યની સ્તુતિ પ્રાર્થના કરવી કે સત્યની કૃત્રિમ મૂર્તિ બનાવી તેની અર્થશૂન્ય યાંત્રિક કે ઉપહાસપાત્ર પૂજા અર્ચના કરવી, કે એવું એવું કરવું એ કાંઇ સત્યની સત્ય ઉપાસના નથી. **उप+आसन** એ ઉપાસના શબ્દની વ્યુત્પત્તિ છે. ધાત્વર્થ જોતાં ઉપ એટલે બાજુમાં અર્થાત્ નજીકમાં પણ નીચે અને આસન એટલે બેઠક. ઈશ્વર-સત્ય એ કાંઇ સ્થૂળ નથી કે તેની બાજુમાં, સાન્નિધ્યમાં, સમીપમાં આસન કરવામાં આવે. આ મુજબ ઉપાસના શબ્દનો અર્થ નજીક બેસવું એવા રૂપમાં નથી. મને તે શબ્દનો ભાવાર્થ-વ્યવહારાર્થ એવો સ્ફુરે છે કે તેની વ્યુત્પત્તિ **उप+असन** એવી હશે. ઉપ એટલે નજીકમાં, પણ નીચે એવા ભાવમાં સમગુણી, પણ વસ્તુતાએ એ સ્વયં નહીં અર્થાત્ લગભગ સમાન; અને અસન એટલે હોવા-થવાપણું. આવી રીતે ઉપાસના એટલે જેની ઉપાસના કરવામાં આવે તે પોતે થવા-હોવાપણું નહીં પરંતુ લગભગ તેના જેવા અર્થાત્ તેના ગુણ યુક્ત હોવું-થવું તે એવો અર્થ થાય. ઈશ્વર તો એકજ અને અદ્વિતીય છે એટલે તેની ગમે તેટલી ઉપાસના કરીએ છતાં આપણે ખુદ ઈશ્વર તો થઇ કે હોઇ શકીએજ નહીં એ દેખીતું છે, પરંતુ ઇશ્વરાનુગુણી થઇ-હોઇ શકીએ. આપણામાં ઇશ્વરના દૈવી ગુણો લાવવા ઉતારવા-સ્થિતિભૂત કરવા એજ ઈશ્વરની ખરી ઉપાસના ગણાય. આગળ કહ્યા મુજબ દેવત્વ-દૈવી જીવન સિદ્ધ કરવું અર્થાત્ મનુષ્યમાંથી દેવ થવું એ આપણાં જીવનનું ધ્યેય છે, અને જીવનને દૈવી બનાવવાની પ્રવૃત્તિ એજ ઈશ્વરોપાસના. મનુષ્યત્વ આત્મિક તથા ભૌતિક

એવાં ઉભય-દ્વિધા જીવનનું મિશ્રણ-સમન્વય છે. જ્યારે દેવત્વ એ શુદ્ધ આત્મિક જીવન છે. આવું સૂચવવાના અલંકાર તરીકેજ દેવોને સ્થૂળ દેહમુક્ત કેવળ આત્મરૂપ હોવાનું કહેવામાં આવે છે. દ્વૈતવાદીઓ અર્થાત્ ઇશ્વરવાદીઓની માન્યતા એવી છે કે દેહમુક્ત થયા પશ્ચાત્ માનવ આત્મા-જીવાત્મા અંતરીક્ષ-વ્યોમમાં અર્થાત્ સ્વર્ગમાં કેવળ આત્મરૂપે અર્થાત્ દેવરૂપે રહે છે. દેવ એ આત્માનો પર્યાય શબ્દ છે. દેવ શબ્દનો બીજો અર્થ પણ આગળ કહેવાયો છે.

ઉપર કહ્યા મુજબ આર્યશાસ્ત્રોમાંથી ચૂંટી કાઢેલા ઇશ્વરનિયત શુદ્ધ કુદરતી સત્યમય ધર્મનું સમર્થન કરનારા સિદ્ધાંતો એજ બ્રાહ્મ ધર્મના સિદ્ધાંતો છે એટલે બ્રાહ્મધર્મ એ આર્યધર્મનો એક સંપ્રદાયજ છે, પરંતુ હાલના વિકૃત આર્યધર્મનેજ સામાન્ય રીતે આર્યધર્મ તરીકે માનવામાં આવતો હોવાથી તેને સ્વતંત્ર નામાભિધાન આરોપવામાં આવ્યું છે. ધર્મ ઇશ્વરનિયત છે, અને આ ધર્મ ઇશ્વર નિયત ધર્મનુંજ અનુસરણ કરનારો હોઇ તેને તેવો અર્થ દર્શાવતું નામાભિધાન આપેલું છે. રાજા રામમોહનરાયે ઇશ્વરનિયત ધર્મના સિદ્ધાંતોના પાયા ઉપર આવો બ્રાહ્મધર્મ સ્થાપ્યો, પરંતુ તે સિદ્ધાંતો એક ગ્રંથમાં સંકલિત-સમુહિત કરેલા નહીં. આ સિદ્ધાંતો તેમણે ભાષણો તથા છુટા છુટા લેખોદ્વારા પ્રગટ કર્યા હતા. ભાષણો તો તે વખતે સંભળાયાબાદ વિસ્મૃત થઇ જાય અને છુટા છવાયા લેખો પણ એકત્ર કરવાનો સંભવ ઓછો, એટલે એ સિદ્ધાંતોનો અખંડ ક્રમવાર અભ્યાસ કરવાની સરળતા નહોતી. જો એ સિદ્ધાંતોનું નૂતન સંશોધન તથા સુધારાવધારાપુરઃસર નિશ્ચિત રીતે ગુંથન-સંકેલન કરી એક ગ્રંથમાં એકત્રિત કરવામાં આવે તો બ્રાહ્મધર્માનુયાયીઓને તેમનો વ્યવસ્થિત અભ્યાસ કરવાની એક સરખી રીતે સરળતા થાય, અને સામાન્ય જન સમાજમાં પણ નિયમિત પ્રચાર કરી શકાય, એવા હેતુથી આ ગ્રંથ તૈયાર કરવાનો વિચાર શ્રી. દેવેન્દ્રનાથ ટાગોર (હાલના વિશ્વ વિખ્યાત મહાકવીશ્વર ડોક્ટર રવીન્દ્રનાથ ટાગોરના પિતા) કે જેઓ બ્રાહ્મ

સમાજના પ્રાણરૂપ હતા તેમને સને ૧૮૪૮ માં થયો અને તે શુભ દૂરદર્શી–દીર્ઘદર્શી વિચારનું સુંદર પરિણામ તે આ ગ્રંથ.

બ્રાહ્મધર્મના સિદ્ધાંતોથી તે સુવિદિત હતા અને તેમનો ઉપનિષદોનો અભ્યાસ પણ અત્યંત વિશાળ અને ઉંડો હતો. બધાં ઉપ. નિષદો લગભગ તેમને મુખાગ્રે હતાં એટલે તેમણે ઉપનિષદમાંથી આ બ્રાહ્મધર્મના સિદ્ધાંતો તારવી કાઢી તેમને વ્યવસ્થિત સંકલનામાં યોજી પહેલાં પ્રથમ ખંડ તૈયાર કર્યો. આ ગ્રંથના કેટલાક શ્લોકો તેમણે એક કરતાં વધુ ઉપનિષદોના શ્લોકોનાં સમાનઅર્થી સુસંગત ચરણો વડે રચવાની છુટ લીધી છે. દ્રષ્ટાંત તરીકે પ્રથમ ખંડના સોળમા અધ્યાયનો સત્તરમો શ્લોક લ્યો. તેમાં ત્રણ ચરણ છે. તે પૈકી પહેલાં બે ચરણ બૃહદારણ્યક ઉપનિષદના બે જુદા શ્લોકોમાંથી એકેકું લીધું છે, અને ત્રીજું શ્વેતાશ્વતર ઉપનિષદના એક શ્લોકમાંથી લીધું છે. આવી રીતે ત્રણ ભિન્ન સ્થળેથી સમાનભાવ દર્શક ચરણો સાંકળી–ગુંથી એક સુસંગત અર્થવાળો શ્લોક રચેલો છે. આવી છુટ તેમણે કેટલેક સ્થળે લીધેલી છે ખરી પરંતુ એવી રીતે રચેલા શ્લોકોના જુદાજુદા કકડા તો અવિકૃત રીતે ઉપનિષદના જ છે. તેમનો હેતુ અમુક ઉપનિષદને તેની તેવીને તેવી ક્રમરચનામાં આપવાનો નથી, પરંતુ અમુક એક વિચાર–ભાવ–સિદ્ધાંતને દર્શાવનારા જુદાંજુદાં ઉપનિષદોમાંથી જુદાજુદા શ્લોકો પૈકી અમુક શ્લોકો કે તેમનાં છુટાછુટાં પણ અનુપૂર્તિકર ચરણો વડે નવગુંથિત શ્લોકો રચી એક ક્રમમાં એકત્ર કરવાનો છે. તેમાં તેમણે ઉપનિષદ્ સિવાય ઇતર કોઇ ગ્રંથનાં લખાણનું મિશ્રણ કરેલું નથી. ઉપનિષદ્ સાથે ઉપનિષદ્ જ સંલગ્ન કરેલ છે. જે દ્વિતીયખંડ છે તે ત્યારબાદ કેટલાક વખત પછી ઘણા સ્મૃતિગ્રંથોનું સંશોધન કરીને પુરતા પરિશ્રમ પૂર્વક તૈયાર કરવામાં આવ્યો હતો. તેમાં પણ કેટલેક સ્થળે પહેલા ખંડની માફકજ ભિન્ન ભિન્ન ગ્રંથોના સંમત–સમાન સિદ્ધાંતવાળા અને એક બીજાને અનુપૂર્તિ આપનારા કકડા સંગ્રથિત કરી એકત્ર

કરવાની છુટ લીધેલી છે. આવી રીતે બ્રાહ્મધર્મના સિદ્ધાંતો જુદા જુદા શ્રૌતસ્માર્ત ગ્રંથોમાંથી વલોવી કાઢેલાં નવનીત રૂપેજ છે તેમાં શંકા કે વિવાદ નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેમ તેના નિશ્ચિત સિધ્ધાંતો ઉપનિષદોની ભાષામાં આલેખે છે, તેમ આ બ્રાહ્મધર્મના પ્રથમ ખંડમાં સંગ્રહિત કરેલા સિધ્ધાંતો ઉપષિદોનીજ ભાષામાં અને દ્વિતીય ખંડમાં સંહિત કરેલા સિધ્ધાંતો સ્મૃતિઓનીજ ભ.ષામાં સમુચ્ચિત કરેલા છે. ગીતાએ મુખ્યત્વે કરીને ઉપનિષદોનો ભાવ જ ખેંચેલો છે, અને અમુક સ્થળે ઉપનિષદોના જ શબ્દોનો પ્રયોગ કરવા સિવાય તો સ્વતંત્ર શબ્દપ્રયોગ કરેલો છે. જ્યારે આ બ્રાહ્મધર્મમાં ભાવ તેમજ શબ્દો પણ સંપૂર્ણ અને અવિકૃત રીતે ઉપનિષદોના જ છે. માત્ર ઉપનિષદના અમુક શ્લોકો આખાને આખા લેવાને બદલે કેટલેક-જુજ સ્થળે તે પૈકી અમુક ચરણ લઇ તેને તેવીજ રીતે લીધેલાં બીજા શ્લોકનાં ચરણ સાથે સંકલિત કરેલું છે. બીજા ખંડમાં સ્મૃતિઓનું દોહન પણ આવીજ રીતે કરેલું છે.

આ ગ્રંથ પ્રથમ મૂળ શ્લોકો નીચે તેમનાં ભાષાંતર સહિત બંગાળીમાં તૈયાર કરવામાં આવ્યો હતો. બ્રાહ્મધર્મનો વિસ્તાર હિંદના દરેક પ્રાંતમાં જેમ જેમ વધતો ગયો તેમ તેમ બંગાળી ભાષાંતર ઉપરથી તે તે પ્રાંતિક ભાષામાં ભાષાંતરો થતાં ગયાં, અને હાલ તેનો વિસ્તાર સર્વ પ્રાંતોમાં હોઇ સર્વેય પ્રાંતિક ભાષાઓમાં ભાષાંતરો થઇ ગયાં છે. અને છેવટે સને ૧૯૨૮ ના ઓગસ્ટ માસમાં બ્રાહ્મધર્મનો શતાબ્દિ મહોત્સવ ઉજવાયો ત્યારે શ્રીયુત હેમચંદ્ર સરકાર ( એમ. એ. ) એમણે કરેલું અંગ્રેજી ભાષાંતર પણ પ્રગટ થયું છે. ગૂજરાતી ભાષામાં પણ સંવત ૧૯૪૩ એટલે સને ૧૮૮૭ માં શ્રીયુત નારાયણ હેમચંદ્રે ભાષાંતર કર્યું હતું. બંગાળીમાં ત્યાર-પછી દરેક શ્લોક નીચે વિવરણ લખાયું. પરંતુ તે વિવરણનું ગુર્જર ભાષાંતર અદ્યપિ થયું નથી. વિવરણ સહિત ગુર્જર ભાષાંતર તૈયાર કરી શ્રીયુત હેમચંદ્ર સરકારનાં અંગ્રેજી ભાષાંતરની માફક પૂર્વોક્ત

શતાબ્દિના શુભ પ્રસંગના સ્મરણ તરીકે પ્રગટ કરવામાં આવે તો ઠીક એમ શ્રીયુત ડોક્ટર તુળજારામ ચુનીલાલ ખાંડવાળા (એલ. એમ. એન્ડ. એસ.—રીટાયર્ડ બ્રીટીશ ઇન્ડીઅન મેડીકલ ઓફીસર) તેમને લાગતાં તેમણે કેટલાક ધર્મબંધુઓની સલાહ લઇ વિચાર કર્યો. મારા અને તેમના વચ્ચેના ગાઢ મૈત્રી–પરિચયના પરિણામે તેમણે મારી બ્રાહ્મધર્મના સિદ્ધાંતો પ્રત્યેની સંગીન અને સહૃદય સહાનુભૂતિથી આકર્ષાઇ એ કાર્ય કરી આપવા મને ઇચ્છા કરી અને મેં ઘણાજ હર્ષપૂર્વક સ્વીકાર્યું. બ્રાહ્મ સંવત ૬૨ એટલે સને ૧૮૯૦ માં શ્રીયુત પંડિત લક્ષ્મણપ્રસાદે વિવરણ (તાત્પર્ય) સહિત હિંદીમાં ભાષાંતર કરેલું છે તેનું ગુર્જર ભાષાંતર કરવું એવો પ્રથમ વિચાર હતો. પરંતુ તે તાત્પર્યનાં વાચન ઉપરથી તેનું અક્ષરે અક્ષર સંકુચિત ભાષાંતર કરવું એ મને કેટલાંક કારણસર ઇષ્ટ જણાયું નહીં. તેથી મેં એવું પરતંત્ર ભાષાંતર કરવાની અનિચ્છા દર્શાવી સ્વતંત્ર વિવરણ માટે અભિપ્રાય આપ્યો. તેમણે મારો અભિપ્રાય સ્વીકાર્યો અને પરિણામે આ પ્રસ્તાવના તળેનો ગ્રંથ તૈયાર થયો. હિંદીમાં આપેલું તાત્પર્ય કે જે મૂળ બંગાળીનુંજ અક્ષરે અક્ષર ભાષાંતર છે તેના બદલે સ્વતંત્ર વિવરણ માટેનો મારો અભિપ્રાય કેટલે દરજ્જે ઉચિત છે તે તો વાચકવૃંદને એ હિંદી ભાષાંતર તથા મારા લખેલાં સ્વતંત્ર વિવરણની મેળવણી કરી તૂલના કરવા ઉપરથી સુલક્ષિત થશે.

મને સંસ્કૃતનું જ્ઞાન નહીં હોવાથી શ્લોકોના ભાષાંતર માટે શ્રીયુત નારાયણ હેમચંદ્રવાળા ભાષાંતરની સહાય લીધી છે અને કેટલેક સ્થળે શબ્દ પ્રયોગમાં યથોચિત ફેરફાર કરેલો છે. વિવરણની સંકલના અર્થાત્ વિષયરચના તથા ભાષા મારી પોતાની સ્વતંત્ર છે અને તેના ગુણદોષ માટેની જવાબદારી સંપૂર્ણ રીતે મારી છે. અલબત્ત મારે એકરાર કરવો જોઇએ કે પંડિત લક્ષ્મણપ્રસાદવાળાં હિંદી તાત્પર્યની સહાય પણ કોઈ કોઇ સ્થળે લેવામાં આવી છે. હસ્તલિખિત પ્રત તૈયાર થતાં શ્રીયુત ખાંડવાળાએ તેને સૂક્ષ્મદૃષ્ટિ

પૂર્વક વાંચી જઇ યોગ્ય જણાય તો પ્રગટ કરવાની વ્યવસ્થા માટે શ્રીયુત ગટુલાલ ગોપીલાલ ધ્રુ. સાથે ગોઠવણ્ કરી. શ્રીયુત ગટુલાલ ગોપીલાલ ધ્રુ. બારીક ધ્યાનપુરઃસર તે વાંચી–તપાસી ગયા અને પૂર્વોક્ત હિંદી તાત્પર્ય સાથે મેળવણી પણ કરી જોઈ તો તેમને મેં સ્વતંત્ર રીતે લખેલું વિવરણ પસંદ પડયું અને ગ્રંથ પ્રગટ કરવાની સઘળી જોઇતી તજવીજ કરવાનું તેમણે સ્વીકાર્યું.

મારાં પ્રાર્થના સંબંધી વિવરણમાં કેટલોક ફેરફાર કરવા અને પુનર્જન્મ સંબંધી વિવરણ ખાસ આવશ્યક નહીં હોવાથી તે કાઢી નાખવા શ્રીયુત ધ્રુએ મને સલાહ આપી અને મેં એ સૂચનાનું સહર્ષ અનુસરણ કરી તે પ્રમાણે યોગ્ય સુધારો કરી આપ્યો. દરેક શ્લોક તે કયાંથી ઉદ્ધૃત–અવતીર્ણ કરવામાં આવ્યો છે તે ખોળી કાઢી તે નીચે દર્શાવવાનો તથા પ્રૂફો વાંચી જવાનો શ્રમ તેમજ છપામણી ખર્ચ વગેરેનો સઘળો પ્રબંધ શ્રીયુત ગટુલાલભાઈનેજ આભારી છે. શતાબ્દિ મહોત્સવ પ્રસંગે આ ગ્રંથ પ્રસિદ્ધ કરી દેવાની તેમની ઉત્કંઠા હતી. અને કામ શરૂ પણ થઇ ગયું હતું પરંતુ કેટલાક અનિવાર્ય સંજોગોવશાત્ તેમ થઈ શકયું નહીં.

ઉપનિષદોનું તત્વજ્ઞાન એવું ગહન છે કે તત્સંબંધી સ્વતંત્ર વિવરણ સમર્થ અને તદ્દન દોષવિમુક્ત રીતે લખવું એ પ્રખર વિદ્વાનો માટે પણ સહેલ નથી તો મારા જેવા પામર અલ્પજ્ઞનું તો ગજું જ શું ? મારી આવી અયોગ્યતાનાં સંપૂર્ણ ભાનપૂર્વક મેં આ વિવરણ લખવાનું સાહસ ખેડેલું છે તે એવી ઉમેદથી કે વાચકગણ હંસક્ષીર-ન્યાયે તેમાં દૃષ્ટિગોચર થતી ન્યૂનતા–તુટિઓ–ભુલચુક–દોષ પ્રત્યે ક્ષન્તવ્ય દૃષ્ટિ રાખી ગુણ ગ્રહણ કરશે. મારાં વિવરણમાં મેં તત્વ-જ્ઞાનને વાસ્તવિક તથા વ્યવહારૂ અને અનુભૂતવ્ય સ્વરૂપમાં દર્શાવવા યથાશક્તિ પ્રયાસ કરેલો છે. દરેક જ્ઞાન ઉચ્છિષ્ટ જ હોય છે, કેમકે ધર્મજ્ઞાન સંબંધી કોઇપણ બાબત ભાગ્યેજ પ્રાચીન શાસ્ત્રોમાં વિચારી ઉપદેશ્યા વગરની રહી છે. મારાં મગજ–અંતઃકરણમાં પડેલા જ્ઞાનના

સંસ્કાર પણ ધાર્મિક પુસ્તકોનાં વાચન-શ્રવણ વગેરેનેજ આભારી હોઇ શકે. મારી સ્વતંત્રતા માત્ર એ સંસ્કારોને નવું અથવા ભિન્ન વસ્ત્રાભિધાન કરાવવા પુરતીજ ગણી શકાય. જ્ઞાનપ્રદેશમાં ઉચ્છિષ્ટતા વિહિત, માન્ય હોઇ અનુચિત ગણાતી નથી.

આ પુસ્તકમાં મુદ્રણના દોષ રહી ગયા છે, પરંતુ ગૂજરાતના મુદ્રણ વ્યાપારની દયાજનક આર્થિકનીતિફલિતપરિસ્થિતિ લક્ષમાં લેતાં તે અનિવાર્ય હોઇ ક્ષન્તવ્ય છે. કેટલાક દોષ એવા રહી ગયા છે કે અમુક સ્થળે શબ્દાંતર થયેલ છે અને તત્પરિણામે અર્થનો અનર્થ થઇ રહે તેમ છે, તેથી તેનાં શકય નિવારણ અર્થે શુધ્ધિપત્રક તૈયાર કરી આ સાથે આપેલું છે. જો વાચક સજ્જનો એ ઉપરથી પોતાની નકલમાં દરેક સ્થળે સુધારી લેશે તો તે અડચણ કાયમ માટે દૂર થવા સંભવ છે.

આ વિવરણ હજુ પૂર્ણ કે વિશાળ નથી. વિસ્તારને હજુ અવકાશ છે, પરંતુ દ્વિતીય આવૃત્તિ પ્રસંગે જ હવે તે દિશામાં કાંઇ પ્રયાસ કરી શકાય તેમ છે. ઇશ્વર એ અવસર સત્વર પ્રાપ્ત કરાવો.

**ॐ शांतिः**

**વિજયા દશામી—**

વિક્રમ સંવત ૧૯૮૫. “**शीर्षेंदु.**”



પ્રાર્થના સમાજ મંદિર—ગાંધિરોડ, અમદાવાદ.

# બ્રાહ્મધર્મ.

## પ્રથમ ખંડ

## ઉપનિષદ્ અર્થાત્ જ્ઞાનવિભાગ.

### અધ્યાય ૧ લો.

(૧)

**ॐ ब्रह्मवादिनो वदन्ति ॥** શ્વે. ઉ.

**અર્થાત્—બ્રહ્મવાદીઓ કહે છે.**

બ્રહ્મને જાણી તેને અનુસરી બીજાને તેનો ઉપદેશ આપે તે બ્રહ્મવાદી. સર્વ જીવોના આત્મામાં અનંત–અવિનાશી સ્વરૂપ બ્રહ્મનો અંશ રહેલો છે તેથી સર્વનાં અંતરમાં બ્રહ્મનું જ્ઞાન પામવાના સંભવરૂપી બીજ પણ રહેલાં છે. તે બીજને ઇચ્છારૂપે વાવી તેને વિશ્વની રચના અને વ્યવહારની સમાલોચના કરવારૂપી જળસિંચન કરવાથી તે બીજ જ્ઞાન રૂપે ઉગે છે અને જ્ઞાનના ઉદ્દગમ દ્વારા અખિલ વિશ્વના સર્વ વ્યવહારમાં અનંત મંગલસ્વરૂપ બ્રહ્મનું દર્શન–પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જે ભાગ્યવાન સદ્દબુદ્ધિસંપન્ન, નિષ્પાપ, સદાચારી, યત્નશીળ મહાત્માઓ સ્વાનુભવ–સ્વદષ્ટિથી અવલોકન–સ્વબુદ્ધિથી સમજણદ્વારા બ્રહ્મનું જ્ઞાન–દર્શન પામવામાં સફળ થયા છે તે બ્રહ્મવિત્ (બ્રહ્મજ્ઞ) ગણાય છે. અને જે બ્રહ્મવિત્ મહાત્માઓ બ્રહ્મનું પોતાના જીવનમાં અનુસરણ કરી બીજાઓને બ્રહ્મનું જ્ઞાન તથા તેના અનુસરણનો ઉપદેશ કરે છે તે બ્રહ્મવાદી કહેવાય છે. બ્રહ્મવાદી અમુક કાળેજ કે અમુક દેશમાંજ કે અમુક જાતમાંજ કે અમુક વ્યક્તિજ થાય એ આવશ્યક નથી. બ્રહ્મ-

વાદી થવામાં દેશ-કાળ-નાત જાત કે વ્યક્તિની વિશેષતાની જરૂર છેજ નહીં. હરકોઇ દેશનું-હરકોઇ જાતનું-હરકોઇ મનુષ્ય હરકોઇ કાળે બ્રહ્મવાદી થઇ શકે છે. કેમકે બ્રહ્મનો અંશ અને તેના જ્ઞાનનો સંભવ સર્વ જીવોમાં સર્વ કાળે સર્વ સ્થળે એક સરખોજ સનાતન સર્વત્ર રહેલો છે. બ્રહ્મના જ્ઞાન માટે યત્ન કરે તે હરકોઈ મનુષ્ય તેને પ્રાપ્ત કરી શકે છે. ભારતવર્ષના પ્રાચીન ઋષિ મુનિયો જેમને બ્રહ્મનું જ્ઞાન થયું હતું અને જેઓ બ્રહ્મમય જીવન ગાળતા હતા તેમણે એ જ્ઞાન ઉપનિષદોમાં આપેલું છે અને તે ઉપરથી આ પુસ્તકમાં સંગ્રહિત કરવામાં આવ્યું છે. આ ગ્રંથમાં એ બ્રહ્મવાદીઓનોજ ઉપદેશ હોવાથી પ્રારંભમાં " બ્રહ્મવાદીઓ કહે છે " એમ લખવામાં આવ્યું છે.

## ( ૨ )

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति**
**यत् प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥**

तै. भृगुवल्ली प्र. अनुवाक.

**અર્થાત્**—જેના વડે સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા બાદ જેના વડે જીવતાં રહે છે અને પ્રલયકાળે જેનામાં પાછાં સમાઇ જાય છે તે બ્રહ્મ છે. તેને જાણવાની જિજ્ઞાસા કરો.

જેના વડે આ સર્વ સ્થાવર જંગમ-ચરઅચર-જડ ચેતન વસ્તુઓ ઉત્પન્ન થઈ છે અને જેના આશ્રય વડે-જેનું પોતાની અંદર અધિષ્ઠાન હોવાથી-સકળ વસ્તુઓ સ્થિતિમાન્-સજીવન રહે છે તે પરમ સત્તા પરમ શક્તિસ્વરૂપ બ્રહ્મ છે. તેજ સ્વયંભૂ-સ્વતંત્ર-અનાદ્યનંત-સર્વ પ્રકારની સર્વપૂર્ણસત્તા-શક્તિ ધરાવતો સત્ય-જ્ઞાન-આનંદ (સચ્ચિદાનંદ) સ્વરૂપ બ્રહ્મ આપણો પરમેશ્વર (કર્તા-ભર્તા-હર્તા-નિયામક) છે. તે પરમેશ્વર સર્વનું આદિકારણ-ઉત્પત્તિ કારણ છે, તેજ સર્વનો જીવ-

નાધાર છે અને સર્વનો અંત પણ તેજ છે. સર્વ પદાર્થો તેનાથી ઉત્પન્ન થઇ તેનાથીજ જીવી અંતે તેનામાંજ લય પામી જાય છે.

( ૩ )

**आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ।**
**आनन्देन जातानि जीवन्ति आनन्दंप्रयन्त्यभिसंविशन्ति ॥**

**तै. भृगुवल्ली षष्ठ अनुवाक.**

**અર્થાત્**—આનંદ સ્વરૂપ બ્રહ્મથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે, ઉત્પન્ન થઇને આનંદસ્વરૂપ બ્રહ્મ વડે જીવતાં રહે છે અને પ્રલયકાળે આનંદસ્વરૂપ બ્રહ્મમાં પાછાં પ્રવેશી જાય છે.

બ્રહ્મના અનાદ્યનંત અને અવ્યય–નિર્ગુણ–પરમોત્કૃષ્ટ સ્વરૂપનું કોઈ ખાસ નામ નથી. તે સ્વરૂપ અકલિત અવ્યક્ત હોવાથી તેનું નામ પણ આપી શકાતું નથી. તેનું જે સગુણ વ્યક્ત સ્વરૂપ આપણા અનુભવમાં આવે છે તેમાં સર્વોત્તમ સ્વરૂપ આનંદ છે. બ્રહ્મની ઉપાસનામાં તલ્લીન બનનાર અવર્ણનીય, અનેરો, અલૌકિક, આત્મિક આનંદ અનુભવે છે. તે ઉપરથી બ્રહ્મ આનંદ અર્થાત્ આત્મિક આનંદ સ્વરૂપ છે એમ કહેવામાં આવે છે. માણસ જ્યારે કોઈ પુણ્યકર્મ–ધર્મકર્મ, સત્કર્મ કરે છે ત્યારે તે કરવાથી તેના અંતરમાં અવર્ણનીય અને જેને કોઈ પ્રકારનું વિશેષણ–ઉપમા આપી સમજાવી શકાય નહી પરંતુ માત્ર પોતાના અંતરમાંજ અનુભવી શકાય એવો આનંદ થાય છે. એ આનંદને બ્રહ્મવાદીઓ બ્રહ્માનંદ અથવા બ્રહ્મનું સ્વરૂપ ગણે છે. સત્કર્મ કરવાથી એવો આનંદ થાય છે તેથી સત્કર્મને પણ બ્રહ્મનું સ્વરૂપ ગણવામાં આવે છે. સત્કર્મ પણ બ્રહ્મ પ્રત્યે પ્રીતિ હોય અને બ્રહ્મનું જ્ઞાન હોય તોજ કરી શકાય છે; તેથી સત્કર્મને ઉત્પન્ન કરનાર સત્યના જ્ઞાનને પણ બ્રહ્મનું સ્વરૂપ કહેવામાં આવે છે.

બ્રહ્મ સત્ય–જ્ઞાન–આનંદ સચ્ચિદાનંદ સ્વરૂપ છે એમ કહેવાનું તાત્પર્ય આવું છે. બ્રહ્મ પ્રત્યે પ્રીતિ–પ્રેમ હોય તોજ તેનું જ્ઞાન અને અનુસરણ ( કર્મ ) થાય છે. તેથી તે પ્રેમ–પ્રીતિને બ્રહ્મનું આનંદ સ્વરૂપ કહેવામાં આવે છે. આનંદનો અર્થ પ્રેમ તરીકે કરવામાં આવે છે. શુદ્ધ પ્રેમ વડે શુદ્ધ આનંદ થાય છે, એ તો આપણે અનુભવીએ છીએ. પાશ્ચાત્ય તત્વજ્ઞો આનંદ શબ્દનો પ્રેમ તરીકે જ અર્થ કરે છે. જ્યારે અંતરમાં બ્રહ્મ પ્રત્યે પ્રેમ ઉભરાય છે ત્યારે જ તેમાં આનંદ થાય છે. જ્યારે સૃષ્ટિની કોઈ વસ્તુ કે દશ્યમાં રહેલી ઈશ્વરની અલૌકિક અદ્દભુત કળાનું જ્ઞાન થાય છે, ત્યારે પણ આપણા અંતરમાં અવર્ણનીય આનંદ ઉત્પન્ન થઇ ઉભરાય છે. આનંદ અથાત્ પ્રેમ–કામ ઇચ્છાવડે બધું ઉત્પન્ન થાય છે. એના વડેજ જીવન ટકે છે. અને કેટલીક વાર મોતનું કારણ પણ તેજ હોય છે. એટલે આ શ્લોકમાં જે આનંદ વડેજ ઉત્પતિ સ્થિતિ, જીવન અને ક્ષય થાય છે એમ કહેલું છે, તે યથાર્થ રીતે સમજી શકાશે. સર્વ ઉત્પત્તિનું મૂળ પ્રેમ--કામ--ઇચ્છા છે એમ આપણે દરેક બાબતમાં સમજી શકીએ છીએ. જો પ્રેમ ન હોય, આનંદ ન હોય તો જીવન પણ શુદ્ધ બની જલદી અંત પામી જાય છે. પતંગીયાં, પ્રેમી મનુષ્ય–પ્રેમી પક્ષીઓ વગેરે પ્રેમની ખાતર પ્રાણાર્પણ કરી અંત વ્હોરી લે છે. મદાલસા ઋતુધ્વજ–સત્યવાન સાવિત્રી વગેરેની કથાઓ ઉપરથી પ્રેમ ખાતર પ્રાણાર્પણ કર્યાનું જણાય છે. ઇશ્વરના પ્રેમમાં લીન થનારો ભક્ત ઇશ્વરની ખાતર પ્રાણાર્પણ કરવામાં પાછો હઠતો નથી. અને એવું પ્રાણાર્પણ કરવામાંજ આનંદ માને છે. પુરાણોમાં એવાં અનેક દૃષ્ટાંતો વર્ણવેલાં છે. ઈશ્વરનો ઉપાસક સર્વભૂતો ઉપર નિષ્કામ–વિશુદ્ધ પ્રેમ રાખી સર્વની યથોચિત–યથાવસ્યક, યથાશક્તિ સેવા શુશ્રૂષા કરી તથા યથાશક્તિ સાહાય્ય ( તન–મન–ધન–વચન વડે ) આપી સદા આનંદ પામે છે. સત્યનું જ્ઞાન પામી તેનું અનુસરણ કરવાથી આનંદ ઉત્પન્ન થાય છે. એવો

સચ્ચિદાનંદ શબ્દનો ગૂઢાર્થ છે. સત્યના જ્ઞાન વડે સત્યનું આચરણ કરી આનંદ પામવો એ બ્રહ્મની પ્રાપ્તિ છે. આત્મિક આનંદ એ જ બ્રહ્મ છે. અને તે સદાચરણ વડે મળે છે. માટે સદાચરણ એજ કર્તવ્ય-ધર્મ છે. ઇશ્વરભક્તને સત્ય પ્રત્યે પ્રીતિ ( પૂજ્યભાવ ) રાખી તેનું જ્ઞાન પામી તેને આચારભૂત કરી આત્મસુખ એટલે આનંદ પામવા ઉપરાંત વિશેષ કાંઇ કરવાની જરૂર નથી. ધર્મ ફક્ત એટલો જ છે.—એ જ છે. સત્યના જ્ઞાન અને સત્યના આચરણ સિવાય બીજું કાંઈ કરવામાં આવે તે બધુંય વ્યર્થ છે. તેમાં ખર્ચેલો સમય તથા શ્રમ વ્યર્થ જ જાય છે. સત્યના જ્ઞાન વગર સત્યનું આચરણ શક્ય નથી. અને સત્યાચરણ સિવાય આનંદ શક્ય નથી એ ચોક્કસ છે, માટે સઘળા સમય તથા શ્રમનો વિનિયોગ સત્યની આવી ઉપાસનામાંજ કરવો જોઇએ.

( ૪ )

**यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह ।**
**आनन्दं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ॥**

तै. **ब्रह्मानन्दवल्ली नवम अनुवाक.**

**અર્થાત્**—જેને પામ્યા (પહોંચ્યા) વગર વાણી મન સહિત પાછી ફરે છે, (મન અને વાણી જેનો પાર પામી શકતાં નથી, જેને પહોંચ્યા વિના પાછાં વળે છે.) તેવા પરબ્રહ્મના આનંદને જાણનારો માણસ કોઇથી પણ બ્હીતો નથી.

બ્રહ્મનું અવ્યક્ત અનાદ્યનંત-નિત્ય-નિરવયવ-નિર્ગુણ-નિર્લેપ-નિઃસંગ સ્વરૂપ પરિમિત એટલે મર્યાદા-હદવાળું નહિ હોવાથી તેનો પાર બુદ્ધિ પણ પામી શકતી નથી. મનુષ્યોની ઉત્તમોત્તમ શક્તિ બુદ્ધિ છે. પરંતુ તે મર્યાદિત છે. અને બ્રહ્મનું પરમોત્કૃષ્ટ સ્વરૂપ તો અપરિમિત છે, અનંત છે. એટલે આપણી મર્યાદિત બુદ્ધિ તેને બરા-

બર સમજી શકતી નથી. આ શ્લોકમાં મન શબ્દ બુદ્ધિના પર્યાય તરીકે વાપરેલો છે. બુદ્ધિ જ્ઞાન સ્વરૂપ છે તેથી બ્રહ્મના અવ્યક્ત-અનંત સ્વરૂપનું જ્યારે જ્ઞાન પણ થઇ શકતું નથી, તો તેને વાણી વડે વર્ણવી તો શકાયજ ક્યાંથી? અને સ્થૂળ રીતે પ્રત્યક્ષ રીતે દર્શિત તો થઈ જ શકે નહીં. બુદ્ધિ વડે જેટલું જ્ઞાન થાય છે, તેટલું પણ વચન વડે વર્ણવી કે પ્રત્યક્ષ દર્શાવી શકાતું નથી. બ્રહ્મનું અવ્યક્ત અનંત પરમોત્કૃષ્ટ સ્વરૂપ આપણાં જ્ઞાન બુદ્ધિની મર્યાદામાં નથી આવતું, તેથીકરીને આપણને બ્રહ્મનું સમૂળગું જ જ્ઞાન થતું નથી, એમ નથી. ભલે પરમોત્કૃષ્ટ અવ્યક્ત અનંત સ્વરૂપનું જ્ઞાન ન થાય તો પણ વ્યક્ત-સગુણ સ્વરૂપનું જ્ઞાન તો થાય છે. જો એ સ્વરૂપનું જ્ઞાન ન થાય તો આપણા જીવનના વ્યવહારનું નિયમન એટલે ધર્મ આપણે જાણી શકીએ નહીં, અને જે જાણી ન શકીએ તે આચરી પણ શકીએ નહીં. આપણા જીવન વ્યવહારનો નિયમ-ધર્મ એજ ઈશ્વરનું વ્યક્ત સગુણ સ્વરૂપ છે. ઈશ્વરના વ્યકત સગુણ-સ્વરૂપને જાણવા ઉપરાંત એ સ્વરૂપ સિવાય તેનું તેનાથી ઉપર અવ્યક્ત-નિર્ગુણ અનંત સ્વરૂપ છે એટલું તો સમજી શકીએ છીએ. એવું નિર્ગુણ અવ્યકત અનંત સ્વરૂપ છે એવી આંતરિક પ્રતીતિ-શ્રદ્ધા થવા સિવાય તે કેવું છે તે વગેરે હકીકત જાણી શકતા નથી. એ હકીકત જાણી શકતા નથી માટે જ તેને અવ્યકત કહીએ છીએ. જો જાણી શકીએ તો તે વ્યક્ત ગણાય. તે અવ્યકતને ભલે જાણી શકતા નથી તથાપિ તે છે એટલું તો ચોક્કસ સમજી શકીએ છીએ. ઈશ્વરના વ્યકત સ્વરૂપનો આનંદ તે ભૌક્તિક સુખ અને અવ્યકત સ્વ-રૂપનો આનંદ તે આત્મિક આનંદ. ઈશ્વર સત્યસ્વરૂપ હોઈ સત્યનો ઉપાસક હમેશાં તેના વડે ઉત્પન્ન થતો આનંદ ભોગવવામાં નિર્ભય હોય છે. ભય અસત્યને હોય છે સત્યને નહીં. પરબ્રહ્મના આનંદને જાણનારો નિર્ભય હોય છે તેનો અર્થ એજ કે સત્યને અનુસરી તે વડે આનંદ ભોગવનારો હંમેશાં નિર્ભયજ હોય છે. જેણે સત્ય અનુ-

સરી આત્મામાં અનેરો આનંદ અનુભવ્યો હોય છે તે સત્ય સિવાય બીજા કોઇનો ભય રાખતો નથી. તેને લોકાપવાદ–રાજ્ય સમાજ કે કોઈની ભીતિ હોતી નથી. સત્ય અનુસરવામાં તે કોઇનો ભય રાખતો નથી. તે સત્યના પણ ભયથી સત્ય અનુસરતો નથી પરંતુ સત્ય ઇશ્વરસ્વરૂપ હોઈ તેના પ્રત્યે પ્રીતિ--પૂજ્યભાવથી તેને અનુસરે છે. જે કાર્ય ભય કરતાં પ્રીતિ–પૂજ્યભાવથી થાય છે તેજ સારૂં–વધારે સારૂં થાય છે. અલબત્ત આપણે દુર્બલાત્માઓ ઘણી બાબતોમાં સત્ય પ્રત્યે પ્રીતિ–પૂજ્યભાવ ન રાખતાં લોકાપવાદના કે રાજ્ય અથવા સમાજના દંડના ભયથી ડરી સત્ય તજી દઈ અસત્ય આચરીએ છીએ. સામાન્ય રીતે અસત્ય—અપકર્મ કરનારને જ ભય હોય છે. સત્યવાદીને કશોય ભય હોતો નથી. સત્યવાદી લોકાપવાદ–રાજ્ય કે સમાજનો દંડ સહન કરે છે, પરંતુ સત્ય કદિ પણ છોડતો નથી. તેને સત્ય વડે જ આનંદ થાય છે અને એ આનંદ સામે બીજા કશાની પરવા કરતો નથી.

( ૫ )

**रसो वै सः । रसह्येवायं लब्ध्वानन्दी भवति ॥**

तै. ब्रह्मानन्दवल्ली. सप्तम अनुवाक.

**અર્થાત્**—તે (બ્રહ્મ) રસસ્વરૂપ છે. તે રસસ્વરૂપને ઉપલબ્ધ–પ્રાપ્ત કરવાથી જીવ આનંદી થાય છે.

રસ એટલે સ્વાદ. સ્વાદ વડે તૃપ્તિ થાય છે. તૃપ્તિ આનંદનું સ્વરૂપ છે. પ્રેમ એ ઉત્તમ રસ છે અને ઇશ્વર પ્રત્યેનો પ્રેમ ઉત્તમોત્તમ અલૌકિક ગણાય છે. ઇશ્વર પ્રત્યે પ્રેમ રાખવાથી શ્રેષ્ઠ અવર્ણનીય આનંદ પમાય છે.

( ૬ )

**कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । एषह्येवानन्दयाति ॥** तै. ब्रह्मानन्दवल्ली. सप्तम अनुवाक.

**અર્થાત્**—આકાશમાં આનંદ સ્વરૂપ પરમાત્મા ન હોત તો કયું શરીર હાલી ચાલી શકત, કોણ જીવતા રહી શકત એ (પરમાત્મા) સર્વને આનંદ આપે છે.

પરબ્રહ્મના અસ્તિત્વને લીધેજ આ અનુપમ આશ્ચર્ય ભરેલું જગત ઉત્પન્ન થયું છે અને સર્વ જીવો પણ તેના અસ્તિત્વને લીધેજ જીવી શકે છે. જગતનાં મૂળતત્વો તથા સર્વ પદાર્થો ઈશ્વર વડે ઉત્પન્ન થયેલા હોઇ ઇશ્વરસ્વરૂપ છે. સર્વ જીવોનું શરીર આ મૂળતત્વોનું બનેલું છે અને પ્રાણ તથા અન્ન પાણી વગેરેથી શરીર જીવતું રહે છે તે પણ એ તત્વોનાં બનેલાં છે. માણસ અન્ન વગેરેનો આહાર કરે છે તોજ તેનું શરીર જીવતું રહે છે, અને ક્રિયા કરી શકે છે. બધા પદાર્થો ઈશ્વર સ્વરૂપ છે. અને એવા પદાર્થો વડેજ શરીર જીવતું રહી કાર્ય કરી શકે છે, એટલે એ પદાર્થો રૂપી ઇશ્વર ન હોત તો શરીર જીવતું રહી શકત નહીં કે કામ પણ કરી શકત નહીં. આખું જગત બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે અને બ્રહ્મ વડેજ ચાલુ રહે છે એટલે મૂળમાં જો બ્રહ્મ ન હોત તો જગત ક્યાંથી ઉત્પન્ન થાત, કે બધા જીવો પ્રાણ અન્ન–જળ વગેરેના આધાર વગર કેવી રીતે જીવી શકતા હોત, કે તેમનાં શરીર કઈ રીતે ક્રિયા કરી શકતાં હોત ? ઈશ્વરે જગતમાં સુખોત્પાદક પદાર્થો ન કર્યાં હોત તો કોઈને આનંદ કેવી રીતે મળી શકત ? બધું બ્રહ્મમય હોવાથી બધાને આનંદ વગેરે સર્વ બ્રહ્મજ આપે છે. માણસ જે કાંઇ પદાર્થો–બાબતો–વડે આનંદ–સુખ પામે છે તે બધો ઇશ્વરનો પ્રસાદ છે.

( ૭ )

**यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयं गतो भवति ॥**

तै. ब्रह्मानन्दवल्ली. सप्तम अनुवाक.

**અર્થાત્**—જ્યારે સાધક-ઉપાસક અદૃશ્ય, નિરવયવ, અનિર્વચનીય, આશ્રયરહિત-જેને કોઇના આશ્રયની અપેક્ષા નથી એવા-પરબ્રહ્મ ઉપર નિર્ભય થઇને આધાર રાખે છે. ત્યારે તે અભયગતિને પામે છે.

જેમ બાળક કોઈ પણ પ્રકારના ભયથી કે કોઇ પ્રકારનું અડપલું કરીને એકદમ ન્હાસીને માતાના ખોળામાં ભરાઈ જઇ પોતાને નિર્ભય માને છે-નિર્ભય બને છે, તેમ ઇશ્વરનો ભક્ત દરેક બાબતમાં ઈશ્વરનો આશ્રય લે છે એટલે કે ઈશ્વર ગુણાનુસરણ કરે છે, તો હમેશાં અભયજ રહી શકે છે. દૈવી ગુણાનુસારી જીવન બનાવવું એ ઇશ્વરનો આશ્રય લેવા બરાબર છે. દૈવી જીવન ગાળનારજ હંમેશાં અભય બની શકે છે. સદાચરણ એજ નિર્ભયતાનું મૂળ છે.

( ૮ )*

**एषास्य परमागतिरेषास्य परमासम्पदेषोऽस्य**
**परमोलोक एषोऽस्य परमानन्दः ।**
**एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥**

बृ. उ. अ. ४ ३२

**અર્થાત્**—જે (બ્રહ્મ) જીવની પરમગતિ છે,-પરમસંપદ્ છે-પરમલોક છે,-પરમ આનંદ છે, તે પરમાનન્દના અણુમાત્ર આનંદનોજ બીજા સર્વ જીવો ઉપભોગ કરે છે.

સર્વ પ્રકારની સદ્‌ગતિઓમાં પરમેશ્વર આપણી પરમગતિ છે, એને પામ્યા પછી વિશેષ ઉંચી કોઈ ગતિ-સ્થિતિ પામવા જેવું રહેતું નથી. સર્વ પ્રકારની સંપત્તિઓમાં તે આપણે માટે પરમ સંપત્તિ છે,

---

* આઠમા શ્લોક તરીકે આ અધ્યાયનો ૩૩ તોદાચો निर्देशः તે

તે મેળવ્યા બાદ તેનાથી વિશેષતર સંપત્તિ મેળવવા જેવી બાકી રહેતી નથી. સર્વ પ્રકારના લોક અર્થાત્ સ્થળમાં પરમેશ્વર શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્થળ છે અને તે સ્થળમાં ગયા પછી બીજું કોઈ સ્થળ જવા જેવું રહેતું નથી. સર્વ પ્રકારના આનંદમાં તે પરમાનંદ છે અને તે આનંદ પ્રાપ્ત કર્યો એટલે તેથી વધુ આનંદ કોઈ રહેતોજ નથી. સૃષ્ટિના સર્વ જીવો મળીને જે આનંદ ભોગવે છે તે બધાય પરમાનંદના એક અણુ જેટલોજ છે. જેના એક સૂક્ષ્મ અણુ વડે આખીયે સૃષ્ટિના જીવો સંપૂર્ણ આનંદ પામી રહે છે, તો એ પરમાનંદનો પાર આવેજ ક્યાંથી! ખરેખર તે અનંત છે.



---

ઇત્યાદિ એ શ્લોક ફરીથી આપેલો છે. આ એકજ શ્લોક એનાએજ અધ્યાયમાં બે વાર શા માટે આપવામાં આવ્યો છે તેનો હેતુ સ્પષ્ટ નથી તેથી અહીં બાતલ કરેલો છે. એ શ્લોક પ્રથમ આપ્યો છે ત્યાં ફક્ત પહેલું ચરણ આપવાનોજ હેતુ જણાય છે અને અહીં બીજું ચરણ આપવાનો હેતુ છે. ત્યાં પરમેશ્વરનું પરમોત્કૃષ્ટ અનંત સ્વરૂપ વાણી તેમજ મનથી પણ પર છે એટલો અર્થ પુરતોજ જરૂરનો છે. અને અહીં પરમેશ્વરના આનંદને જાણનારો કદિ ભય પામતો નથી એ અર્થ પુરતો સાતમા શ્લોકના અનુસંધાન--પુષ્ટિમાં આપવાની જરૂર છે. આવી રીતે તેના ભાગ પાડી જ્યાં જે અર્થની જરૂર છે ત્યાં તેટલો ભાગ આપ્યો હોત તો પુનરૂક્તિ થાત નહીં. પુનરૂક્તિનો કાંઇ ખાસ હેતુ ન જણાવાથી અહીં તે ફરીથી લીધો નથી.

## અધ્યાય ૨ જો.

( ૧ )

**इदं वा अग्रे नैव किञ्चिदासीत् ॥ बृ. १ २. १.**
**सदेव सौम्येदमग्रआसीदेकमेवाद्वितीयम् ।**
**स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयः ॥**

छा. षष्ठप्रपाटक. द्वितीयखंड १

**અર્થાત્**—આ જગત પૂર્વે કાંઇજ નહોતું. આ જગતની ઉત્પત્તિ પહેલાં, હે પ્રિય શિષ્ય! કેવળ એક અદ્વિતીય સત્સ્વરૂપ પરબ્રહ્મ હતો. તે જન્મ વિનાનો (સ્વયંભૂ) મહાન આત્મા છે. તે અજર, અમર, અમૃત (નિત્ય) અને અભય છે.

જગતની ઉત્પત્તિ પૂર્વે કેવળ એક માત્ર સત્યસ્વરૂપ (અવિકારી અવ્યય અને નિત્ય હોય તે સત્ય) પરબ્રહ્મજ હતો, તેના સિવાય કશુંય પણ નહોતું. જગતની ઉત્પત્તિ તેનાથી થઇ છે અને તેનું ધારણ પોષણ પણ તેના વડેજ થાય છે. જગતની સર્વ જડ ચેતન વસ્તુઓમાં જે આખરનું તત્વ, અવિભાજ્ય-અછેદ્ય, અવિકારી, અવિનાશી રહે છે તે સત્યતત્વ બ્રહ્મ છે. તે જેવું અજર-અમર-અમૃત અર્થાત્ અવિનાશી છે, તેવું બીજા કોઇથી ઉત્પન્ન નહીં થયેલું પરંતુ સ્વધા એટલે પોતાનીજ સ્વતંત્ર શક્તિ વડે ઉત્પન્ન થયેલું સ્વયંભૂ તત્વ છે. તે સર્વોપરિ સત્તા હોવાથી તેને કોઇનો કશો ભય રાખવાનો હોતો નથી.

( ૨ )

**स तपोऽतप्यत स तपस्तप्त्वा**
**इदं सर्व्वमसृजत यदिदं किञ्च ॥**

तै. ब्र. वल्ली. षष्ठ अनुवाक

**અર્થાત્**—તેણે (બ્રહ્મે) સૃષ્ટિ સૃજવાના વિષયમાં આલોચના (ઇચ્છા) કરી. તેણે આલોચના કરવાથીજ આ સર્વ સૃષ્ટિ જે કાંઇ છે તે ઉત્પન્ન થઇ છે.

વિશ્વસૃજન પૂર્વે પરમાત્મા સિવાય બીજું કાંઈ નહતું. તેનામાં રહેલા તપ એટલે તેજ–અગ્નિ–ઉષ્ણતા અર્થાત્ શકિતના પરિણામે તેને સૃષ્ટિ રચવાની ઇચ્છા થઈ. શકિત હમેશાં તેજ સ્વરૂપ છે. આપણા સામાન્ય અનુભવ ઉપરથી પ્રતીત થાય છે કે કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા, તે કરવાની શકિત–તેજ રૂપી જ્ઞાન હોય તોજ થઇ શકે છે. દુર્બળ માણસને કોઇ કાર્ય કરવાની ઇચ્છા થતી નથી. શકિતનો સ્વભાવ વેગ છે–સક્રિય બનવાનો છે. તે મંદ પડી રહી શકતી નથી. તેનામાં અંતરસ્થ રહેલી શકિતજ માણસને પાછળથી ધકેલી–વેગ આપી પ્રવૃત્તિમાન બનાવે છે. આ મુજબ ઈશ્વર સર્વશકિતમાન હોવાથી તેને જગત જેવું અદ્‌ભુત કાર્ય કરવાની ઇચ્છા થઈ હોય એ દેખીતું છે. પ્રથમ શકિત–જ્ઞાન, પછી ઇચ્છા અને છેવટ કાર્ય. કાર્યનું મૂળ ઇચ્છા અને ઇચ્છાનું મૂળ શકિત–જ્ઞાન તથા ક્રિયા એમ ઉભય પ્રકારની શકિત. આ જગતની અનંત કળાયુકત રચના જોતાં સર્વશકિતમાન ઈશ્વરને તેની ઇચ્છા થયા વગર તે ઉત્પન્ન થઇ શકયું હોયજ નહીં.

**एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।**
**खंवायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥**

द्वितीयमुंडक–प्रथमखंड ३.

**અર્થાત્**—એનાથી (બ્રહ્મથી) પ્રાણ, મન અને સર્વ ઇંદ્રિયો તેમજ આકાશ, વાયુ, જ્યોતિ (અગ્નિ–તેજ), પ્રાણી અને સર્વને ધારણ કરી રહેલી પૃથ્વી ઉત્પન્ન થઇ છે.

દરેક પ્રાણીમાં આત્મા ઉપરાંત પ્રાણ–મન (અહીં મન શબ્દ બુદ્ધિના સમાવેશ સહિત અંતઃકરણરૂપે વપરાયો છે) અને ઇંદ્રિયો

રૂપી સૂક્ષ્મ શરીર અને આકાશ વગેરે પાંચ મૂળ તત્વોનું બનેલું સ્થૂળ શરીર છે. પૃથ્વી ઉપર આવાં અનેક ભિન્ન ભિન્ન નામરૂપ–જાતનાં અસંખ્ય પ્રાણીઓ ઉત્પન્ન થઈ રહે છે. જો તેમને પૃથ્વી ધારણ ન કરી રહી હોય–જો પૃથ્વી રૂપી સ્થળ તેમને રહેવા માટે ન હોય તો કોઇ સ્થૂળ રૂપમાં રહી શકેજ નહીં. નક્કર સ્થૂળ આધાર વગર કોઇ વસ્તુ રહી શકતી નથી અને પૃથ્વીજ માત્ર એવો આધાર છે. તરવા સિવાય જળમાં કે ઉડવા સિવાય વાયુમાં રહી શકાતું નથી. તરવું–ઉડવું એ ક્રિયાઓ છે. અને તે કરવામાં આવે ત્યાં સુધીજ જળ કે વાયુમાં રહી શકાય છે. જ્યારે પૃથ્વી ઉપર તો કોઈ પ્રકારની ક્રિયાવગર રહી શકાય છે. પૃથ્વીમાં આકર્ષણ શક્તિ એવી છે કે તેના સ્પર્શ–આધાર વગર કોઇ વસ્તુ રહી શકતી નથી. અને રહેવા યત્ન કરે તો વધુ વખત રહી શકતી નથી. જગતનો વ્યવહાર જોતાં–આપણાં જીવનનો પણ વ્યવહાર જોતાં—આવી જુદા જુદા ગુણ–ધર્મ –શકિત વાળી જુદી જુદી સૂક્ષ્મ અને સ્થૂળ વસ્તુઓ આવશ્યક છે. કેમકે કોઈ એક વસ્તુમાં સઘળા પ્રકારની શકિત–ગુણ–ધર્મ હોઈ શકે નહીં, અને હોય તો સુવ્યવસ્થા રહી શકે નહીં. જે રાજા કે સત્તાધારી પોતાના વ્યવહાર વ્યાપારની સઘળી જાતની સત્તા પોતાના એકલાનાજ હાથમાં રાખે છે તે બધી બાબતમાં એકલો પહોંચીવળી શકતો નથી અને તેથી સઘળી સુવ્યવસ્થા નષ્ટ થાય છે. આ કારણથી જુદી જુદી બાબતમાં જુદાં જુદાં ખાતાં પાડી તેને લગતું કાર્ય કરવા માટે જુદા જુદા કાર્યકરોને અધિકાર સહિત નીમવા પડે છે, અને એમ કરવામાં આવે છે તોજ બધું કાર્ય નિયમિત સારૂં અને સુવ્યવસ્થિત થઇ શકે છે. આ પ્રમાણે આપણાં જીવનનું કાર્ય કરવા માટે–જગતના વ્યવહાર માટે—જુદી જુદી સૂક્ષ્મ સ્થૂળ વસ્તુઓ ઇશ્વરે નિર્માણ કરી છે તે તે કાર્યનું સુવ્યવસ્થિતપણું જાળવવાના ડહાપણ બુદ્ધિ–જ્ઞાન ભર્યા હેતુથીજ છે.

( ४ )

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्य्यः ।**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥**

कठ. षष्ठवल्ली द्वितीयाध्याय ३.

**અર્થાત્**—તેના (બ્રહ્મના) ભયથીજ અગ્નિ તપે છે, તેના ભયથીજ સૂર્ય તાપ આપે છે, એના ભયથીજ ઇંદ્ર (મેઘ–વરસાદ), વાયુ અને મૃત્યુ (કાળ) ધાવન કરે છે અર્થાત્ એક બીજાનું નિયત કાર્ય કરે છે.

જો ભય ન હોય તો કોઇ કોઈ કાર્ય કરતું નથી. ઇશ્વરે જે જે વસ્તુમાં જે જે પ્રકારનો ગુણ મૂકેલો છે તે અનુસાર સર્વ એક બીજાનું તે ગુણાનુસાર કર્મ કરે છે. ઇશ્વરે મૂકેલો ગુણ અચળ–અનિવાર્ય હોય છે. ઇશ્વરનો ભય એટલે ઇશ્વરે મૂકેલું અનિવાર્ય–અચળ ગુણત્વ. આવા ભય અર્થાત્ અનિવાર્ય ગુણને લીધેજ જગતનો વ્યવહાર ચલાવવા માટે નિર્માણ થયેલાં તત્વો તેમના સ્વાભાવ–ગુણ વડે નિયત થયેલાં કર્તવ્યો અહનિંશ બજાવ્યાં કરે છે. ઇશ્વરનો ભય ન હોય એટલે કે ઇશ્વર એનો સ્વભાવ–ગુણ ખેંચી લે તો તેના વગર કોઈ કાંઈ કરી શકતું નથી.

---

## અધ્યાય ૩ જો.

( १ )

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् ।**
**तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय**
**शमान्विताय येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां**
**तत्त्वतो ब्रह्मविद्याम् ॥** प्रथम मुंडक. ड. द्वि. खंड. १२, १३

**અર્થાત**—પરબ્રહ્મનું વિશેષ જ્ઞાન મેળવવા માટે શિષ્યે (હમેશાં) આચાર્યની. પાસે જવું જોઇએ. આવનાર શિષ્ય સુપાત્ર,—શાંત—સ્થિર—અડગ ચિત્તવૃત્તિવાળો જણાય તો જ્ઞાની ગુરૂએ (આચાર્યે) તેને જે વિદ્યાથી અવિનાશી સત્ય પુરૂષને જાણી શકાય છે તે વિદ્યાનો ઉપદેશ આપવો.

જ્ઞાન—પછી તે પરબ્રહ્મ સંબંધી હોય કે બીજી હરકોઇ બાબતનું હોય, પરંતુ તે જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા વાળો જો ઉત્કંઠા, શોખ, શાંત અને અડગ ચિત્તવાળો, ધીરજવાન, ગુરૂ સમજાવે તે બધુંય ચીવટથી શીખનારો ન હોય તો તેને જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. એટલે પરબ્રહ્મ સંબંધી જ્ઞાનના અભિલાષીએ શોખ—ઉત્કંઠા—ધીરજ—આસક્તિ—પરાયણતા વગેરે ગુણોવાળા હોવુંજ જોઇએ. તેવીજ રીતે ગુરૂ પણ સારી રીતે શીખવી શકે, શિષ્યની ગ્રાહક શક્તિ અનુસાર ક્રમે ક્રમે શીખવી શકે એવો અને જ્ઞાની હોવો જોઇએ. કુવામાં ન હોય તો હવાડામાં કયાંથી આવે? આ કહેવત મુજબ જો ગુરૂ જ્ઞાની ન હોય તો શિષ્યને જ્ઞાન આપી શકે નહીં. તે શિષ્ય સમજે કે ન સમજે તો પણ ઉતાવળીઓ ન થઇ જતાં શિષ્યની શક્તિ મુજબ તે જેટલું અને જેવી રીતે ગ્રહણ કરી શકે તેવી રીતે શીખવનારો શાંત પ્રકૃતિનો અને શિષ્ય પ્રત્યે મમતા રાખનારો હોવો જોઇએ. કેમકે જો તે શિષ્યની મંદ ગ્રાહક શક્તિથી તપી જાય અને તેનાં પોતાનાં ચિત્તની સ્થિરતા ગુમાવે તો બરાબર શીખવી શકે નહીં અને પરિણામે શિષ્ય કશુંય શીખવા પામે નહીં.

**अपरा ऋग्वेदोयजुर्वेदः सामवेदोऽथर्ववेदः**
**शिक्षा कल्पोव्याकरणं निरुक्तं छन्दोज्योतिषमिति ।**
**अथ परा यया तदक्षरमधिगम्यते ॥**

**प्रथम मुंडक. उ. प्र. खंड ५.**

**અર્થાત્**—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ એ સર્વ વિદ્યાઓ અપરા એટલે ઉતરતી પંક્તિની છે. જેનાથી અક્ષર–અવિનાશી પરબ્રહ્મનું જ્ઞાન થાય તે વિદ્યાજ પરા એટલે શ્રેષ્ઠ પંક્તિની વિદ્યા છે.

બ્રહ્મનાં નિર્ગુણ–અનંત–પરમોત્કૃષ્ટ સ્વરૂપનું જ્ઞાન આપે તેજ શ્રેષ્ઠ વિદ્યા ગણાય છે. અનંત બ્રહ્મ ચારે વેદ અને છએ વિદ્યાઓથી પર છે. એટલે એ પરમસ્વરૂપનું જ્ઞાન આપી શકે તેજ શ્રેષ્ઠ ગણાય. શ્રેષ્ઠ જ્ઞાન ઉપનિષદોમાં પ્રાપ્ય છે, માટે બ્રહ્મના પરમ સ્વરૂપના જ્ઞાન માટે તેમનું અધ્યયન કરવું જોઇએ. વેદ કરતાં પણ અક્ષરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન કરાવનાર વિદ્યા ( ઉપનિષદો ) ને વિશેષ મહત્વ આપવામાં આવેલું છે.

**यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोतं तदपाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ।** प्र. मुण्डक ड. प्र. खंड. ६.

**અર્થાત્**—જે અદ્રશ્ય, અગ્રાહ્ય, અગોત્ર (અજન્મા), અવર્ણ (રૂપ રહિત), ચક્ષુશ્રોત્ર, હાથ, પગ વગરનો, જન્મ મૃત્યુ રહિત, નિત્ય–અવિનાશી, વિભુ–સર્વ વ્યાપક, સર્વગત સર્વત્ર જનારો, સૂક્ષ્મતમ, અવ્યય–અવિભાજ્ય–અછેદ્ય, સર્વ પ્રાણિયોનું કારણ છે એ પરબ્રહ્મને ધીરપુરૂષો અર્થાત્ જ્ઞાની જનો સર્વ સ્થળે–સર્વ રીતે જુએ છે.

બ્રહ્મ અનંત–અવ્યય–સૂક્ષ્મતમ હોવાથી તે આપણી મર્યાદિત ઇંદ્રિયોના ગ્રાહમાં કે મન અને બુદ્ધિના ગ્રાહમાં પણ આવતો નથી; એમ છતાં પણ જગતની સર્વ વસ્તુઓનાં મૂળમાં તે ઉંડો–અદ્દશ્ય રીતે રહેલો છે એવો અનુભવ થાય છે. એક મનુષ્યનું પૃથક્કરણ

કરતાં કરતાં સ્થૂળ શરીર–સૂક્ષ્મ શરીર વગેરે છુટાં છુટાં ક્રમે ક્રમે પડતાં જાય છે, છતાં હજુ કાંઇક શેષમાં રહેતું જાય છે, અને છેવટે તેમાંથી કાંઈ પણ છુટું પાડી શકાતું નથી, અને તે અવ્યય–અછેદ્ય–અવિભાજ્ય અને અત્યંત સૂક્ષ્મ તત્વ રહે છે અને તેને વિષે આગળ કાંઈ જોઇ કે જાણી શકાતું નથી, અને તેને છેવટ નેતિ અર્થાત્ એનો તો છેડો આવતોજ નથી એમ કહી છેવટ પૃથક્કરણ પડતું મૂકવું પડે છે, તે પરબ્રહ્મ છે એમ જ્ઞાનીઓ કહે છે. તે અત્યંત સૂક્ષ્મ અવિકારી–અવ્યય શેષજ કાંઇ બ્રહ્મ છે એમ નથી–બ્રહ્મ તો બધુંય છે. પરંતુ સર્વ બીજું વ્યક્ત–જ્ઞેય છે જ્યારે એ શેષમાં રહેતું અવ્યક્ત–અજ્ઞેય સ્વરૂપ છે. એ અવ્યક્ત–અજ્ઞેય હોવા છતાં સર્વમાં વ્યક્ત અને જ્ઞેય છે અને જ્ઞાની જનોજ તેને એવી રીતે સર્વમાં જોઈ શકે છે. આ શેષમાં રહેતું તત્વ શુદ્ધ શક્તિ–ગુણસ્વરૂપ હોય છે. સર્વ સૂક્ષ્મ અને સ્થૂળ એ શક્તિ–ગુણ તેમનામાં હોય છે ત્યારેજ સક્રિય રહે છે, અને તે તત્વ ન હોય તો નિષ્ક્રિય બની જાય છે. સૂક્ષ્મ અને સ્થૂળથી છુટું પડતાં આ તત્વ તદ્દન નિર્ગુણ નિર્લેપ–શાંત બની જાય છે. આ આત્મતત્વ તેજ બ્રહ્મ છે. અમુક એક નામ રૂપમાં તે પ્રકાશે છે તે પ્રકાશને આત્મા અથવા જીવ કે જીવાત્મા કહેવામાં આવે છે. નામ રૂપ બહાર તે અનંત રહેલું છે અને તે અનંતને પરમાત્મા–પરબ્રહ્મ–પરમેશ્વર કહેવામાં આવે છે. તે અવિભાજ્ય–અવ્યય એકરસ રહે છે. તેનાં અનંતત્વમાં રહ્યું રહ્યું તેનાં કિરણ સર્વ ભૂતોમાં ફેંકે છે. અને અનંતત્વને કિરણો વચ્ચે અભેદ–અભંગ સંબંધ રહે છે. સૂર્યના દૃષ્ટાંત ઉપરથી આ સમજાય છે. સૂર્ય તેજનો એક અમાપ સમૂહ છે. સૂર્ય ગમે તેટલો અમાપ છતાં મર્યાદિત છે અને આ પરમાત્મા તો અમર્યાદિત–અનાદ્યનંત છે અને સૂર્યને તેનું તેજ આપનાર પણ એ પરમાત્મા છે એ ખ્યાલમાં રહેવું જોઇએ. સૂર્ય તેજનો મૂળ એક સમૂહ છે અને તેમાંથી આખી પૃથ્વી ઉપર મકાનોના ખુણે ખુણામાં પણ તેનો પ્રકાશ વ્યાપે છે. સર્વત્ર વ્યાપી રહેતો પ્રકાશ કાંઇ સૂર્યથી છુટો પડેલો હોતો નથી. ભલે તે ગમે

તેવા ખૂણામાં પડતો હોય અને સૂર્ય તેનાથી ગમે તેટલો દૂર હોય છતાં તેની વચ્ચે અભંગ અખંડ સંબંધ રહેલોજ હોય છે. આ પ્રમાણે અનંત પરમાત્મા વિશ્વની સર્વ ન્હાની મોટી વસ્તુઓમાં અખંડ અભંગ રીતે વ્યાપક હોય છે. તેને છેદીને તેના ભાગ કરી શકાતાજ નથી. એવી કોઇ વસ્તુ નથી-એવું કોઈ સ્થળ નથી કે જેમાં પરમાત્મા અંતરસ્થ વ્યાપક નથી. તે જેટલે અંશે વસ્તુઓમાં છે તેટલે અંશે તેનું સ્વરૂપ ઓળખી શકાય છે; પરંતુ સકળ વસ્તુઓમાં હોવા ઉપરાંત તે અનંત છે તેથી તેનું સ્વરૂપ યથાર્થ રીતે કલ્પી શકાતું નથી. તે સર્વ વસ્તુઓમાં વ્યાપક હોવા પુરતો વ્યકત અને સગુણ છે પરંતુ તેથી ઉપરાંત તો નિર્ગુણ-અવ્યકતજ છે.

( ૪ )

**एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति ।**
**अस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्व**
**नाकाशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कम**
**प्राणममुखमामात्रम्** ॥ बृह. उ. अ. ३ अष्टमब्राह्मण ८

**અર્થાત્**—હે ગાર્ગિ ! બ્રાહ્મણ જેનું અભિવાદન-પૂજન કરે છે તે અક્ષરબ્રહ્મ છે; નથી સ્થૂલ, નથી અણુ (સૂક્ષ્મ), નથી હ્રસ્વ, નથી દીર્ઘ; તે અલોહિત (અરકત) અસ્નેહ અચ્છાય, અતમ, અવાયુ, અનાકાશ, અસંગ, અરસ, અગંધ, અચક્ષુ, અશ્રોત્ર, અવાક્ છે; તે મનરહિત, તેજરહિત, અપ્રાણ અમુખ, અમાત્ર છે-તેની તુલના કોઇની સાથે થઇ શકતી નથી કેમકે તે અદ્વિતીય-અજોડ છે.

બ્રહ્મનું સ્વરૂપ કેવું છે તેનું અન્વેષણ કરતાં કરતાં શ્લોકમાં ગણાવ્યા મુજબ તે મન-પ્રાણ-સૂક્ષ્મ શરીર કે સ્થૂળ શરીર વગેરે

કશુંય નથી; એ બધાંની ઉપર છે, મન, પ્રાણ, સ્થૂળ અને સૂક્ષ્મ શરીર વગેરે તો ક્ષર છે પરંતુ તે સર્વની ઉપર બ્રહ્મ તો આત્મ સ્વરૂપ અક્ષર–અનંત છે. આ કારણથી આપણા જ્ઞાનમાં આવી શકતી કોઇ વસ્તુ સાથે તેની સરખામણી કરી શકાતી નથી. તે સર્વજ્ઞ છે. તેને જ્ઞાન કે ક્રિયા માટે આપણી માફક અંતર કે ઇંદ્રિયોની જરૂર નથી.

( ૫ )

**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः ॥ बृ. उ. अ. ३ अष्टमब्राह्मण ९**

**અર્થાત્**—હે ગાર્ગિ ! એ અક્ષરબ્રહ્મના પ્રશાસન (નિયામકપણા)ના આધારેજ સૂર્ય–ચંદ્ર સ્થિતિમાન રહેલા છે.

સૂર્ય–ચંદ્રનો પૃથ્વી સાથે નિકટનો–અવિરામ–અચ્છિન્ન સંબંધ છે અને પૃથ્વી ઉપરની સકળ સૃષ્ટિની ઉત્પત્તિ–સ્થિતિ અને લય સાથે પણ તેમનો અખંડ સંબંધ છે, છતાં તે પણ ઇશ્વરના નિયમન–શાસન તળે એટલે ઇશ્વરની આજ્ઞાને આધીન–વશવર્તી રહેલા છે. ઇશ્વરે તેમનામાં તેમના કાર્યનો ગુણ–શકિત મૂકેલી છે અને એ ગુણ–શકિત હોવાથીજ તે તેમનાં નિયત કાર્ય અમુક રીતે રાત દહાડો કરી રહ્યા છે. તેમનું અસ્તિત્વ ઇશ્વરના આધારેજ છે.

( ૬ )

**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि**
**द्यावापृथिव्यौ विधृते तिष्ठतः ॥ बृ. उ. ३ अ. ब्रा. ९**

**અર્થાત્**—હે ગાર્ગિ ! એ અક્ષરબ્રહ્મના પ્રશાસનને લીધેજ દ્યૌલોક (આકાશ) અને ભૂલોક (પૃથ્વી) સ્થિતિમાન છે.

દ્યૌલોક એટલે ખગોળ જેમાં સૂર્ય–ચંદ્ર–તારા–ગ્રહ–નક્ષત્રો વગેરે રહેલાં છે તે. ભૂગોળ–પૃથ્વી એ ભૂલોક છે. આ બન્ને લોક ઈશ્વરે તેમનામાં મૂકેલી શક્તિને લીધેજ અસ્તિત્વમાં રહી ઇશ્વરે તેમને માટે નિયત કરેલા નિયમો મુજબ તેમનું એક બીજાનું કાર્ય કરી રહ્યાં છે. સૂર્ય–ચંદ્ર તથા પાંચ મહાભૂતો જે નિયમો વડે કાર્ય કરે છે તેમને કુદરત અથવા કુદરતના કાયદા તરીક આપણે ઓળખીએ છીએ. એ કાયદા ઈશ્વરેજ બાંધેલા છે. ઇશ્વરે બાંધેલા હોવાથી તેમને મનુષ્યકૃત કાયદાઓની માફક કાળચક્રાનુસાર–યુગ અર્થાત જમાના પ્રમાણે ફેરવવાની જરૂર રહેતી નથી, અને તે કાયમ અવિકારી એટલે જેવા મૂળથી છે તેવાને તેવાજ રહે છે, તે ઇશ્વરકૃત હોવાથી પૂર્ણ છે એટલે તેમાં સુધારા વધારાને અવકાશ છેજ નહીં. સૃષ્ટિ ઉત્પન્ન થયે અમાપ કાળ થઈ ગયો છે. આ નિયમો સૃષ્ટિની સાથેજ બંધાએલા છે, અને આટલો અમાપ કાળ વીતી ગયા છતાં તેમાં કિંચિત માત્ર પણ ફરક પડતો નથી. તે સદાય અવિકારી રહી નિયમિત રીતે તેમનું નિયત કાર્ય કરી રહ્યા છે. ભૂગોળ કે ખગોળ કોઇથી આ નિયમો વિરૂદ્ધ વર્તી શકાતું નથી.

( ૭ )

**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि निमेषा मुहूर्ता अहोरात्राण्यर्द्धमासामासा ऋतवः संवत्सरा इति विधृतास्तिष्ठन्ति ॥** बृ. उ. ३ अ. ब्रा. ९

**અર્થાત્**—હે ગાર્ગિ ! આ અક્ષરબ્રહ્મના પ્રશાસન વડેજ નિમેષ (પળ) મહૂર્ત, દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, સંવત્સર વગેરે સર્વ અવલંબન કરીને રહેલાં છે.

પળથી સંવત્સર અર્થાત્ વર્ષ સુધીનાં કાળનાં સર્વ અંગો ઇશ્વરે તેમને માટે નિયત કરેલા નિયમ પ્રમાણેજ ચાલ્યાં કરે છે.

તેમાં એક પળનો પણ ફરક આવતો નથી કે તેમની ગતિમાંથી આડાં અવળાં થઈ શકતાં નથી. સૂર્ય–ચંદ્ર–નક્ષત્રો વગેરેની ગતિ ઉપરથી તારીખો–માસ–વર્ષ વગેરે નક્કી થાય છે. ખગોળ શાસ્ત્રીઓ–જ્યોતિષ શાસ્ત્રીઓ તેમની ગતિમાં અગાઉ કરતાં કાંઇક ફેર પડયાનું કહે છે. તેમની ગતિ નક્કી કરવામાં ગ્રહણ એ મુખ્ય પુરાવો છે. આમ છતાં પણ બારીક રીતે જોતાં તેમની ગતિમાં આવતો ફરક પણ તેને માટે ઇશ્વરે નક્કી કરેલા નિયમને અનુસરીનેજ હોય છે. તે નિયમમાં સિદ્ધાંતનો કાંઈ ફરક પડતો નથી.

( ૮ )

**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते श्वेतेभ्यः पर्वतेभ्यः प्रतीच्योऽन्याः ॥**

बृ. उ. ३ अ. ब्रा. ९

**અર્થાત્**—હે ગાર્ગિ ! પૂર્વ તરફથી તેમજ પશ્ચિમ તરફથી આવતી અનેક નદીઓ શ્વેત પર્વતમાંથી નીકળી વહે છે તે એ અક્ષરબ્રહ્મના નિયમને અનુસરે છે.

( ૯ )

**योवा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिनलोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यन्तवदेवास्य तद्भवति ॥**

बृ. उ. ३ अ. ब्रा. १०

**અર્થાત્**—હે ગાર્ગિ ! જે આ અક્ષરબ્રહ્મને જાણતો નથી તે ભલે હજારો વર્ષ પર્યંત હોમ–યાગ–તપસ્યા કરે તથાપિ તે સ્થાયી ફળ પામતો નથી.

ઇશ્વરનું સ્વરૂપ કેવું છે તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર્યા વગર ભલેને કોઇ યજ્ઞ–યાગ–તપમાં હજારો વર્ષો સુધી નિયુક્ત રહે છતાં તે વ્યર્થ

છે. જેને અર્થે કાંઇ પણ કાર્ય કરવામાં આવે તેનેજ ન ઓળખતા હોઇએ તો આપણે કરીએ છીએ તે કાર્ય તેને રૂચે છે કે નહીં, અર્થાત તેને અનુકૂળ–યોગ્ય છે કે નહીં તે જાણી શકતા નથી, એટલે તે નકામાંજ જાય. સ્થાયી ફળ એટલે મોક્ષ અથવા સાક્ષાત્કાર. જેને જાણીએ નહીં તેનો સાક્ષાત્કાર થાય તોપણ તેને ઓળખતા ન હોવાથી તે તેજ છે એમ ખબર પડી શકે નહીં; એટલે થયેલો સાક્ષાત્કાર આપણો ઇચ્છિત સાક્ષાત્કાર છે એમ આપણે ન જાણીએ એટલે વૃથાજ જાય છે. માટે જેને માટે કાંઈ પણ કરવાનું હોય તેને પ્રથમથી ઓળખવું જોઇએ. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે ઇશ્વરનું સ્વરૂપ જાણ્યા વગર તેની ઉપાસનાના સ્વરૂપની પણ ખબર પડે નહીં, અને તેથી ઇશ્વરને યોગ્ય એવી ઉપાસના થઇ શકે નહીં એટલે તે વ્યર્થજ જાય. ઇશ્વર આત્મશક્તિસ્વરૂપ હોઇ, અને તે આપણામાં અંતરસ્થ અપિહિત હોઈ, તે શક્તિને તેના સદુપયોગ વડે ખીલવવી વધારવી અને તેવી રીતે વધુ વધુ ઈશ્વરાનુગુણી થતા જવું એજ ઇશ્વરની સદ્વિધ–ખરી ઉપાસના છે. પ્રાર્થના–સ્તુતિ વગેરે આત્માનંદ તથા પ્રોત્સાહન માટે છે. પરંતુ આત્મશક્તિ તો ચિંતન અને સદ્વર્તન વડેજ ખીલે છે. જેટલો આત્મશક્તિમાં વધારો તેટલું ઇશ્વરાભિસરણ સમજવું. સંપૂર્ણ સદાચરણ હોય ત્યારેજ ઈશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે.

## ( ૧૦ )

**यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणोऽथ य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मणः**

**बृ. उ. ३ अ. ब्रा. १०**

**અર્થાત**—હે ગાર્ગિ! જે આ અક્ષરબ્રહ્મને જાણ્યા વગર આ લોકમાંથી જાય છે (અર્થાત્ મરણ પામે છે), તે

**કૃપણ છે. પરંતુ જે આ અક્ષરબ્રહ્મને જાણીને આ લોકમાંથી જાય છે, તે બ્રાહ્મણ છે.**

હાલની કુદરતના વ્યવસ્થાથી વિરૂદ્ધ એવા નાત જાતના નિયમે જાતિ જન્મથીજ મળે છે અને કહેવાતા બ્રાહ્મણને ઘેર જન્મ થવાથી બ્રાહ્મણ ગણાય છે, પરંતુ એ શાસ્ત્રાનુસાર સત્ય નથી. શાસ્ત્ર મુજબ બ્રાહ્મણ તો તેજ કે જે બ્રહ્મને જાણતો હોય. જે બ્રાહ્મણ રસોયા કે પટાવાળાની કે એવી નોકરી કરી ઉદર ભરતો હોય અને કેવળ નિરક્ષર હોય તે શાસ્ત્ર મુજબ બ્રાહ્મણ કહેવાને લાયક છે ખરો ? આમ છતાં આજકાલના જન્મસિદ્ધ વર્ણ–જાતિના બીનકુદરતી–અસત્ય નિયમ મુજબ તે બ્રાહ્મણ કહેવાય છે. શાસ્ત્ર તો જે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ એમ બ્રાહ્મણની વ્યાખ્યા આપે છે. અમુક જાતિમાં એટલે કે બ્રાહ્મણ કહેવાતી જાતિમાં જન્મે તેથી બ્રાહ્મણ એમ કહેતાં નથી. ઈશ્વર સર્વ જીવોમાં એક સરખો રહેતો હોવાથી, અને સર્વ મનુષ્યો એનાએજ તત્વોનાં બનેલાં હોવાથી, હરકોઇ માણસ નાત કે જાત એવા અનીશ્વરી ભેદ વગર ઇશ્વરનું જ્ઞાન પામી શકે છે, અને ઇશ્વરનું જ્ઞાન પામી બ્રાહ્મણ કહેવાઈ શકે છે. બ્રાહ્મણ–શાસ્ત્રમાં તે શબ્દ જે અર્થમાં વપરાયો છે તે મુજબ–એ શબ્દ કોઈ નાતજાતના અર્થમાં વપરાયો નથી, પરંતુ હરકોઇ બ્રહ્મજ્ઞ માણસ હોય તે બ્રાહ્મણ ગણાય છે. બ્રહ્મજ્ઞ ન હોય તે કોઈ પણ રીતે બ્રાહ્મણ કહેવાયજ નહીં, બ્રાહ્મણ એ નાત જાતનો સામાજીક સાંસારિક ભેદ બતાવનારો શબ્દ નથી, પરંતુ સામાન્ય જનતામાં બ્રહ્મજ્ઞ હોય તેને જુદો બતાવવા માટેનો શબ્દ

કૃપણ એટલે લોભી–સ્વાર્થી. જે માણસ આ દુનિયાના ભોગવિલાસમાંજ રચ્યોપચ્યો રહી જીવન પુરૂં કરે છે અને બ્રહ્મને તો જાણી શકયોજ નથી, અને બ્રહ્મને જાણ્યા વગર મરી જાય તો તે શાસ્ત્રની ભાષામાં કૃપણ કહેવાય છે. **कृपणा फलहेतवः** ( ફળના હેતુથી તો કૃપણજ કાર્ય કરે છે) એમ ગીતામાં પણ કહેલું છે: ફળના હેતુથી જે કામ કરવામાં આવે તે ઈશ્વરપ્રીત્યર્થ નિષ્કામ

હોઈ શકે નહીં. ઇશ્વરને જાણનારો માણસ કોઇ પણ કાર્ય ફળના હેતુથી અર્થાત્ પોતાના ભોગ માટે લોભ–સ્વાર્થ રાખી કરતો નથી. આવા સ્વભોગના લોભી સ્વાર્થસાધુઓ કૃપણ કહેવાય છે. જે બ્રાહ્મણ એટલે બ્રહ્મજ્ઞ હોય છે તે કોઇ પણ કાર્ય પોતાના ભોગના હેતુથી કરતો નથી પરંતુ નિષ્કામ રીતે બ્રહ્મઅર્થેજ કરે છે.

## ( ૧૧ )

**तद्वा एतदक्षरं गार्ग्यदृष्टं दृष्टश्रुतं श्रोत्रमतं मन्त्रविज्ञातं विज्ञात्रेतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च ॥**

बृ. उ. ३. अ. ब्रा. ११

**અર્થાત્**—હે ગાર્ગિ! તે અક્ષરબ્રહ્મને કોઇ જોઈ શકતા નથી પરંતુ તે સર્વને જુએ છે; કોઇ તેને બોલતો સાંભળતા નથી પરંતુ તે સર્વને બોલતાં સાંભળે છે; કોઈ તેના મનની વાત જાણી શકતા નથી પરંતુ તે સર્વનાં મનની વાત જાણે છે; તેને કોઇ જાણી શકતા નથી પરંતુ તે સર્વને જાણે છે. આકાશ એ અક્ષરબ્રહ્મથી ઓતપ્રોત થયેલું સર્વત્ર વ્યાપી રહેલું છે.

ઇશ્વર સર્વ જીવોનાં અંતરમાં અંતર્યામી હોવાથી તે જીવોની સઘળી પ્રવૃત્તિ જાણે છે. જીવોને જુએ છે, સાંભળે છે, અને મનના મંત્ર એટલે ગુપ્ત વિચારો–સંકલ્પ વિકલ્પ પણ સમજી શકે છે, પરંતુ તે અંતરમાં ઉંડો અદૃશ્ય રહેલો હોવાથી જીવો તેને જોઇ–સાંભળી કે જાણી શકતા નથી. આમ છતાંય જેઓ હંમેશાં સદાચારમાં સન્નિષ્ઠ રહે છે–સંપૂર્ણ નિષ્કામ છે, તેઓ ચિંતન–મનનદ્વારા બ્રહ્મને સમજી શકે છે. બ્રહ્મ જો કે સ્થૂળ રીતે દેખાતો નથી. માત્ર તેની માનસિક રીતે ઝાંખીજ થાય છે અને બુદ્ધિ તેને સમજી શકે છે.

( ૧૨ )

**भीषास्माद्वातः पवते भीषोदेतिसूर्य्यः ।**
**भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः ॥**

तै. ब. ब्रह्मवल्ली. अष्टम अनुवाक.

**અર્થાત્**—એના (બ્રહ્મના) ભયથી વાયુ પ્રવાહિત થાય છે–વહે છે, એના ભયથી સૂર્ય ઉગે છે, એના ભયથી અગ્નિ ઇંદ્ર (મેઘ) તથા મૃત્યુ સક્રિય બને છે.

( ૧૩ )

**यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।**
**महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥**

कठ. द्वि. अ. षष्ठवल्ली. २.

**અર્થાત્**—આ પ્રાણસ્વરૂપ પરમેશ્વરથી ઉત્પન્ન થઇ આખું જગત તેને માટે (પરમેશ્વરે) નિયત કરેલા નિયમો મુજબ નિર્ગમન કરે છે. તે ઉદ્યત વજ્રના જેવો મહા ભયાનક છે. જે તેને જાણે છે તે અમર થાય છે.

પરમેશ્વર જગતના પ્રાણરૂપ છે. તેણે નિયત કરેલા કાયદા મુજબ જગત નિયમિત રીતે ચાલ્યાં કરે છે. તેના નિયમોનું કિંચિતમાત્ર પણ અતિક્રમણ–ભંગ કરી શકાતો નથી. જે ઇશ્વરના નિયમો જાણી તેમને અનુસાર પોતાનું જીવન બનાવે છે તે દુઃખથી મુક્ત થાય છે. મૃત્યુ એ મહા દુઃખ ગણાય છે તેથી તેનાથી મુક્તિ, મોક્ષ મળે એ મહાદુઃખથી મુક્ત થવા બરાબર છે. ઇશ્વરના ભય તથા મોક્ષ વગેરે માટે અગાઉ વિવેચન થઇ ગયું છે. ઘણાં દુઃખ તો સંતોષ અને સાદા નિષ્કામ જીવન વડે એમની મેળે ન્હાસી જાય છે. સંતોષ અને નિષ્કામવૃત્તિ થતાં આત્મિક–માનસિક દુઃખો તો તદ્દન

દૂર થાય છે. ફક્ત શારીરિક દુઃખો-દરદો થાય છે તેટલાંજ ભોગવવાં પડે છે. શરીરનાં દુઃખો શરીરની સાથેજ ક્ષય પામી જાય છે, અને સંતોષ તથા નિષ્કામ વૃત્તિથી મન કે આત્માનાં દુઃખો તો રહેતાં નથી એટલે મરણ થતાં મોક્ષજ થઇ જાય છે.

---

## અધ્યાય ૪ થો.

(૧)

**श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचम् ।**

**स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुः ॥** केन. प्रथमखंड. २.

**અર્થાત્**—તે (બ્રહ્મ) શ્રોત્રનો પણ શ્રોત્ર, મનનો મન, વાણીની વાણી, પ્રાણનો પણ પ્રાણ અને ચક્ષુનો પણ ચક્ષુ છે.

ઇંદ્રિયો-પ્રાણ-મન વગેરે શરીરની જુદી જુદી શક્તિઓ છે. એ સર્વ પણ તેનામાં જે ગુપ્ત વ્યાપક રહેલી શક્તિ વડે પોતપોતાનું કાર્ય કરી શકે છે, તે શુદ્ધ કેવળ અવિશિષ્ટ શક્તિ એ બ્રહ્મ છે. ઇંદ્રિયો આદિ જુદાજુદા પ્રકારનાં કામ કરનારી જુદીજુદી વિશિષ્ટ શક્તિઓ છે, પરંતુ બ્રહ્મ તો સર્વને એક સરખી રીતે શક્તિ આપનાર કોઇ પ્રકારના વિશિષ્ટ પ્રકારરહિત શુદ્ધ-કેવળ-અંતિમ-મૂળરૂપ શક્તિ છે. પૃથક્કરણ કરતાં એ બધી શક્તિઓ નિષ્ક્રિય બની જાય છે, પરંતુ છેવટ જે શેષમાં રહે છે તે કોઇ વિશિષ્ટ પ્રકાર વગરની શક્તિ, જે તેની મેળે કોઇ જાતના આધાર વગર સક્રિય રહે છે તે બ્રહ્મ છે. તેજ સર્વનાં જીવનનો-અસ્તિત્વનો મૂળ આધાર છે.

(૨)

**न तत्र चक्षुर्गच्छति न वागूगच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यादन्यदेव तद्विदितादथो अविदितादधि ।**

**इति शुश्रुम पूर्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥**

के. प्र. खं. ३.

**અર્થાત્**—તે (બ્રહ્મ) આંખને દૃશ્ય નથી, વાણીને વાચ્ય નથી, મનને ગોચર નથી. આથી વધુ અમે કાંઇ જાણતા નથી; અને એ પણ નથી જાણતા કે તેનો ઉપદેશ કેવી રીતે આપવો. ( કે જેથી તેને સમજાવી શકાય. ) તે વિદિત (જાણેલી) તેમજ અવિદિત એમ સર્વ વસ્તુઓથી ભિન્ન છે. અમારી પૂર્વના આચાર્યો કનેથી અમે બ્રહ્મના સંબંધમાં આવી રીતે સાંભળ્યું છે—જાણ્યું છે.

બ્રહ્મ સર્વ ઇંદ્રિયો–મન વગેરેમાં અંતર્ભૂત રહેલો છે. છતાં તે બધાં તેને જોઈ જાણી શકતાં નથી. દરેક વિચારક જોઇ શકે એમ છે કે સર્વને અંતે બ્રહ્મરૂપી શુદ્ધ–કેવળ–અવિશિષ્ટ ચેતનશક્તિ શેષમાં રહે છે પરંતુ તે શેષમાં રહે છે એમ અંતરમાં ચોક્કસ સમજવા સિવાય તેને વિષે વિશેષ સમજી શકાતું નથી. જેમ જેમ પૃથક્કરણ અન્વેષણ દ્વારા ક્રમે ક્રમે જ્ઞાન આગળ વધતું જાય છે તેમ તેમ તે હજુ આગળનો આગળ તેના અસ્તિત્વની પ્રતીતિપૂર્વક રહેતો જાય છે, અને છેવટ હજુ તે આગળ છે એવી ચોક્કસ ખાત્રી થાય છે, છતાં ત્યાં આગળ કેવો છે તે બુદ્ધિની હદ ખતમ થઇ જવાથી સમજી શકાતો નથી. બસ તે છે તે છેજ એટલી ખાત્રી થવા ઉપરાંત તેનાં ત્યાંનાં સ્વરૂપ વિષે વધુ કાંઇ જોઈ કે જાણી શકાતું નથી.

( ૩ )

**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

के. प्र. खं. ४.

**અર્થાત્**—તે (બ્રહ્મ) વાણી વડે વર્ણવી શકાતો નથી. વાણી જેનાથી પ્રેરિત થાય છે તેને તમે બ્રહ્મ તરીકે સમજો.

લોકો જે કાંઈ પરિમિત પદાર્થોની ઉપાસના કરે છે તે કાંઈ બ્રહ્મ નથી.

વાણીજ જ્યાં બ્રહ્મ તેનામાં અંતર્ભૂત છે તેથીજ તેનું કાર્ય કરી શકે છે એટલે તે બ્રહ્મને કેવી રીતે વર્ણવી શકે? લોકો જે જુદા જુદા અવતાર દેવ–સૂર્ય–ચંદ્ર વગેરેની ઉપાસના કરે છે તે કાંઈ બ્રહ્મની નથી, કારણ કે બ્રહ્મ તો દેવો અવતારો વગેરેથી પણ ઉપર છે. અવતારો સાધારણ મનુષ્યની માફક જન્મ–મરણને પામેલા હોઇ પરિમિત છે. જે મનુષ્યમાં સાધારણ મનુષ્ય કરતાં દૈવી ગુણો–આત્મ શક્તિ વિશેષ હોય છે તે દેવ અથવા અવતાર ગણાય છે. પરંતુ તેમની ઉપાસના તે બ્રહ્મની ઉપાસના નથી.

( ૪ )

**यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

के. प्र. खं ५.

**અર્થાત્**—લોકો મન વડે જેનું મનન કરી શકતા નથી. પરંતુ લોકોનાં મનનાં (પ્રત્યેક) મનનને જે સમજે છે તેને બ્રહ્મ જાણો. લોકો જે કાંઇ મર્યાદિત પદાર્થોની ઉપાસના કરે છે તે કદાપિ બ્રહ્મ નથી.

મન મર્યાદિત શક્તિવાળું હોવાથી મર્યાદિત બાબતો વિષેજ ચિંતન–મનન–વિચાર કરી શકે છે, પરંતુ બ્રહ્મ તો અમર્યાદિત છે. એટલે મન તેના પર્યંત પહોંચી શકતું નથી અને તેનું મનન કરી સમજી શકતું નથી. મન બ્રહ્મને સમજી શકતું નથી, પરંતુ બ્રહ્મ તો મનને વિષે ઉંડો વ્યાપ્ત હોઇ મનના સઘળા વ્યાપાર–વિચાર–મનન ચિંતનને સમજે છે. આવી રીતે ઇશ્વર મનના સઘળા ભાવ–ઈચ્છા

વિચારો-કલ્પનાને સમજી જતો હોવાથીજ તેમનાં તેના કાયદા અનુસાર ફળ આપે છે. જેવી મનની ભાવના તેવું તેને ફળ મળે છે. ઇશ્વરનો એ કાયદો છે. મન સુખોત્પાદક કાર્યો કરવાનો સંકલ્પ કરે છે તો તેવાં કાર્યો કરાઇને સુખ મળે છે, અને જો દુઃખોત્પાદક કાર્યોનો વિચાર કરે છે તો તેવાં કાર્યો કરાઈ દુઃખ મળે છે. આ કારણથીજ માણસનાં સુખ તેમજ દુઃખનું કારણ મન છે, એમ કહેવામાં આવે છે, અને મનને સુખ ઉત્પન્ન કરે એવાં સત્કર્મો કરવાના વિચારો-ઇચ્છાની અચળ ટેવ પાડવાનો આગ્રહ કરવામાં આવે છે.

( ૫ )

**यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनं त्वं**
**वेत्थ ब्रह्मणोरुपम् ॥** केन. द्वि. १.

**અર્થાત્**—જો તમે એમ માનો કે તમે બ્રહ્મને સુંદર રૂપે જોયો છે તો બ્રહ્મનાં રૂપનું તમને ઘણુંજ અલ્પ જ્ઞાન છે એમ સિદ્ધ થાય છે.

સુંદર આદિ બ્રહ્મનાં વ્યક્ત પરિમિત સ્વરૂપો ઘણાં છે, અને તે ઉપરાંત જેનો કોઈ પ્રકાર ન ઠરાવી શકાય, એવું કેવળસ્વરૂપ પણ છે. સુંદર આદિ પરિમિત વ્યક્ત રૂપો સમજવાં એ બ્રહ્મને પુરો જાણ્યો ગણાય નહીં. સુંદર વસ્તુનું બારીક અવલોકન કરવાથી તેમાં રહેલી બ્રહ્મની સુંદરતા જોઈ આનંદ થાય છે, પરંતુ બ્રહ્મ તેટલોજ નથી, તેથી પણ વધુ છે એટલે તેટલું જ્ઞાન અલ્પજ્ઞાનજ ગણાય.

( ૬ )

**नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।**
**यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥** के. द्वि. खं. २.

**અર્થાત્**—મેં બ્રહ્મને સારી રીતે એટલે પૂરી રીતે

જાણ્યો છે, એવું હું મનમાંય લાવતો નથી. હું કાંઇ બ્રહ્મને બિલકુલજ નથી જાણતો એમ પણ નથી. "હું બ્રહ્મને જાણું છું એમ નથી તેમજ નથી જાણતો એમ પણ નથી."—આ વાકયનો મર્મ અમારા પૈકી જે જાણે છે તેજ બ્રહ્મને જાણે છે.

સર્વ ઉત્પત્તિ બ્રહ્મથી છે,—બ્રહ્મની છે.—બ્રહ્મમાં છે, એમ અન્વેષણને અંતે નિશ્ચિત કર્યા બાદ જે છે તે પૈકી અમુક વ્યકત—સગુણ અંશ સમજી શકાય છે, અને તેની આગળ અવ્યક્ત-નિર્ગુણ રહેલો અંશ જાણી શકાતો નથી તેથી અમુક વ્યકત ભાગ જાણવાથી તેને જાણી શકાયો એમ કહી શકાય નહીં. તેમજ તેટલા અંશે પણ જાણેલો હોવાથી છેક નથી જાણી શકાયો એમ પણ કહી શકાય નહીં. આવી રીતે બ્રહ્મ તેનાં નીચલાં સ્વરૂપમાં જ્ઞેય છે અને તેથી ઉપરનાં પરમોત્કૃષ્ટ સ્વરૂપમાં અજ્ઞેય છે, એમ બે સ્થિતિ રહેલી છે, આવી બે સ્થિતિ અવશ્ય રહેલી છે, એમ સમજવું એજ ખરી સમજણ છે. તેમજ જેટલે અંશે જાણી શકાય છે, તેટલા અંશનું આપણાં જીવનમાં અનુસરણ વડે સિદ્ધ કરવું એજ શ્રેયસ્કર છે. બ્રહ્મ જે નિયમો વડે અખિલ જગતનો વ્યવહાર ચલાવી રહ્યો છે તે નિયમો અનુસાર આપણે વર્તવું એજ માત્ર સત્ય સિદ્ધિ છે, તેથી તે નિયમોને યથાર્થ રીતે સમજવા એ ખરૂં જ્ઞાન છે. માત્ર જાણવું એ તો શુષ્ક જ્ઞાન છે. જાણ્યા પ્રમાણે ચાલવું એ સિદ્ધજ્ઞાન ગણાય, અને જાણ્યા મુજબ આચારભૂત—વર્તનભૂત કરવું એજ ખરી સિદ્ધિ—જીવનનું ખરૂં સાર્થકય છે.

( ૭ )

**यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः।**
**अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्॥** **के. द्वि. खं. ३**

**અર્થાત્**—હું બ્રહ્મના સ્વરૂપને જાણતો નથી એવો જેનો નિશ્ચય હોય તેણેજ બ્રહ્મને ખરી રીતે જાણ્યો હોય છે.

હું બ્રહ્મના સ્વરૂપને જાણું છું એમ સમજનારો બ્રહ્મને ખરી રીતે જાણતો હોતો નથી. ખરો જ્ઞાની તો હું બ્રહ્મના સ્વરૂપને જાણતો નથી એમજ માને છે. માત્ર અપૂર્ણ જ્ઞાનવાળોજ હું બ્રહ્મના સ્વરૂપને જાણું છું એમ માને છે.

આપણી સામાન્ય અનુભવસિદ્ધ ઉક્તિ છે કે–અપૂર્ણજ્ઞાન હમેશાં વિપથપ્રેરક હોય છે. જ્ઞાન અપૂર્ણ હોય છતાંય હું જાણું છું એવા ગુમાનથી તેવા અપૂર્ણ જ્ઞાનવાળું માણસ અર્થના અનર્થ કરી બેસે છે. જ્યારે જીવનના સાધારણ વ્યવહારમાં એમ બને છે તો પછી બ્રહ્મ સંબંધી અપૂર્ણજ્ઞાન હોવાથી તેના અભિમાન વડે બ્રહ્મના સ્વરૂપ સંબંધી કાંઇને કાંઈ અસત્ય સમજણ પેદા થાય છે. હું જાણું છું એવું અભિમાન અપૂર્ણ જ્ઞાનવાળોજ ધરાવે છે. જેને પૂર્ણજ્ઞાન હોય એ તો તેના અભિમાનમાં તણાતા નથી કેમકે તેઓ સમજે છે કે બ્રહ્મને પૂર્ણતઃ જાણી શકાતોજ નથી.

( ૮ )

**इह चेदवेदीथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः ।**
**भूतेषु भूतेषु विचिन्त्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥**

केन. द्वि. खं. ५.

**અર્થાત્**—અહીંઆં તેને જાણ્યાથી જન્મનું સાર્થક થાય છે. ન જાણ્યાથી મહાન અનર્થ થાય છે. એટલા માટે ધીર મનુષ્યો સ્થાવર જંગમ (જડ ચેતન) સર્વ વસ્તુમાં એક માત્ર પરમાત્માને જોઇને આ લોકમાંથી જઇને અમર થાય છે,

અહીંઆં એટલે આ મૃત્યુ લોકમાં--ભૂલોકમાં અમર થવું એટલે મરણની ભીતિમાંથી મુક્ત થવું, જીવનમુક્તિ મેળવવી. બ્રહ્મને જાણ્યા સિવાય મોક્ષ--અમરત્વ મળતું નથી, તેથી આ જીવનમાંજ બ્રહ્મને

જાણી લેવાનો આગ્રહ કરવામાં આવે છે. ઉપર શ્લોકમાં કહ્યા પ્રમાણે સર્વ સ્થાવરજંગમ વસ્તુઓમાં બ્રહ્મને જોવો એ બ્રહ્મનું જ્ઞાન ગણાય છે. આગળના શ્લોકોમાં કહેવાયું છે તેમ બ્રહ્મ કાંઇ સ્થૂળવાન નથી કે જેથી સર્વ વસ્તુઓને તોડી ફોડીને તેમાં તેને જોઇ શકાય, અને જ્યારે એમ નથી તો પછી તેને સર્વ વસ્તુઓમાં જોવાનો શો અર્થ સમજવો ? સર્વના મૂળમાં અવ્યય--નિત્ય--સત્ય બ્રહ્મ છે પણ તે નજરે તો દેખાતો નથી—ફકત તે છે—તેવી રીતે છે એમ અંતઃકરણમાં સમજી—માનીજ શકાય છે, અને કોઇ એવી રીતે માને તો શું તેથી બ્રહ્મનું જ્ઞાન થઈ ગયું ગણાય ? ચિંતન કરવાથી માલૂમ પડે છે કે બ્રહ્મ સર્વ ભિન્ન ભિન્ન વસ્તુઓમાં એક અવિશિષ્ટ સમાન સ્વરૂપમાં રહેલો છે અને તે સર્વને શકિત પૂરી રહ્યો છે, તે તેનો પોતાને માટે નથી પણ તે તે વસ્તુઓના કલ્યાણાર્થેજ છે; એટલે તે ઉપરથી આપણે સ્વાર્થરહિત બની સર્વ વસ્તુઓ પ્રત્યે સમદૃષ્ટિ રાખવી અને સર્વને લાભ થાય એવી રીતે વર્તવું એજ બ્રહ્મનું જ્ઞાન છે, કેમકે બ્રહ્મના જ્ઞાનનો બીજો પ્રકાર સંભવિત નથી. જે માણસ સર્વ જીવોને આત્મવત્ ગણી, સર્વ પ્રત્યે સમત્વ ધારણ કરી સર્વના હિતમાં રત ( પરાયણ ) રહે છે, અને બીજાનાં સુખની ખાતર પોતાને કોઈ વસ્તુ જોઇતી હોય છતાં પોતે તે વગર ચલાવી લઇ બીજાને આપે છે, અને જેણે સર્વ પ્રકારની કામના—સ્વાર્થને વશ કરેલા હોય છે, તે માણસ બ્રહ્મને જાણનારો ગણાય છે. પોતે ગમે તેટલી અગવડ—કષ્ટ ભોગવીને ગણ બીજાને સગવડ—સુખ આપે એવો ભક્ત તો કોઇ વિરલજ હોય છે. આવી રીતે જેણે પોતાપણું નષ્ટ કર્યું હોય છે તેજ બ્રહ્મજ્ઞ હોય છે અને તેજ અમર થાય છે.

આ પ્રમાણે સદાચારી સંતોષી જીવન ગાળવા સાથે લોક-સંગ્રહમાં યથાશક્તિ ઉત્સાહપૂર્વક પ્રયત્નશીલ—ઉદ્યોગી રહેવું એજ બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિનું લક્ષણ ગણાય છે, અને એમ કરવાથીજ અમરતા રૂપી આત્મશાંતિ—આત્માનંદ મળે છે. જ્યાં આવી આત્મ-

શાંતિ-આત્માનંદવાળું જીવન હોય ત્યાં જીવનનો કંટાળો આવતો નથી. કંટાળો માત્ર દુઃખનો હોય છે, અને આવાં જીવનમાં દુઃખની લાગણી સરખી પણ ન હોય એટલે આ જીવનમાં પરમ શાંતિનો અનુભવ થઇ શકે છે.



## અધ્યાય. ૫ મો.

### ( ૧ )

**ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ ई. १.**

**અર્થાત્**—આ જગતની અંદર જે કોઇ સર્વ પદાર્થો રહેલા છે, તે સર્વમાં ઇશ વ્યાપક છે. તો સ્વાર્થ રહિત-નિષ્કામ બની, બીજાનાં ધન-વસ્તુની કિંચિત્ પણ લાલસા કર્યા વગર તે સર્વ પદાર્થોનો ભોગ કરવો.

ઇશ્વરે જગત્‌ના સર્વ પદાર્થો જીવોના ઉપભોગ માટે કરેલા છે અને પોતે સર્વમાં અંતરસ્થ વ્યાપક છે. આવી રીતે સત્યને માર્ગે ચાલી લેશ પણ લોભ કે સ્વાર્થ રાખ્યા વગર સર્વ પ્રાપ્ત પદાર્થોનો આનંદ પૂર્વક ઉપભોગ કરવો એ આપણા જીવનનો હેતુ છે. જે પદાર્થ પ્રમાણિકતાપૂર્વક પ્રાપ્ત થાય તેનાથી સંતોષ પામવામાં આવે તો અપ્રમાણિક બનાવવાપણું રહેતું નથી. માણસને અપ્રમાણિક બનાવનાર તેની સ્વાર્થાંધતા-લોભ-જાતજાતના ભોગની લાલસા છે. જેણે લોભ-લાલસાને વશ કરી સંતોષનો આશ્રય લીધો હોય તેને અપ્રમાણિક બનવાની-કોઇની વસ્તુની લોલુપતા કરવાની જરૂર રહેતી નથી. આ શ્લોક ઉપરથી આપણને બે વસ્તુનું જ્ઞાન થાય છે. એક તો એ કે જગત્‌પરના સર્વ પદાર્થો આપણા ઉપભોગ માટે નિર્માણ થએલાં

છે, અને બીજું એ કે—આપણે તેમનો ઉપભોગ કરવાનો તો છે, પરંતુ તે સંતોષ રાખી સ્વાર્થી—લોભી કે અપ્રમાણિક બન્યા વગર કરવાનો છે. કોઈ પણ પદાર્થોનો ઉપભોગ કરવોજ નહી અને સહજ રીતે મળે તોપણ તેનો તિરસ્કાર કરવો એવો જે સંસારત્યાગનો મત છે તે આ શ્લોક ઉપરથી અર્થહીન ઠરે છે. આવા બધા પદાર્થોની વચમાં જીવન છે તેજ પુરવાર કરે છે કે જીવનનો હેતુ તે પદાર્થોનો ઉપભોગ કરવાનો છે, અને ધ્યાન માત્ર એટલુંજ રાખવાનું છે કે ભોગાસક્ત બની તે મેળવવા માટે સત્યનો—સંતોષનો માર્ગ ચૂકાય નહીં. કોઈ પણ પદાર્થની પુરતી કિમ્મત આપ્યા વગર તે લઇ ઉપભોગ કરવો એ અસત્ય અપ્રમાણિકતા છે. કિમ્મત કાંઈ નાણાંવડેજ આપવી એવો નિયમ નથી. પદાર્થની કિમ્મત ધન સિવાય તન અને મનથી પણ આપી શકાય છે, જે લઇએ તેનો સામો યોગ્ય બદલો આપવો એજ તેના કિમ્મત છે—એજ પ્રમાણિકતા છે. ધન—મન કે તન વડે કશોય પણ બદલો આપ્યા વગર, તેમજ પદાર્થની કિમ્મત પુરતી આપ્યા વગર કોઇ પદાર્થ લઇ ભોગ કરવામાં આવે તો તે અપ્રમાણિકતા છે. હરકોઇ રીતે બીજા પાસેથી લાભ લેવો—આપ્યા કરતાં વધુ લેવું—પાણી પાઇને તેલ કાઢવું એ હડહડતી અનાતિ—અપ્રમાણિકતાજ છે. બીજાની વસ્તુની લાલસા એટલે બીજાને તેની વસ્તુની આવી રીતે પુરતી કિમ્મત આપ્યા વગર તે લેવી એવો અર્થ છે. જેની યોગ્ય—પુરતી કિમ્મત ન આપી શકીએ તે લેવીજ ન જોઇએ. જે માણસ પોતાનોજ સ્વાર્થ વિચારી બીજાને ગમે તે હાનિ કે કષ્ટ થાય છતાં પોતાનો લાભ કરે છે તે તો મહાન પાપી છે. તે ઘોર પાપ કરે છે.

આ ઈશોપનિષદનો પહેલો શ્લોક છે. ઉપનિષદોમાં ઈશોપનિષદ મહત્વનું સ્થાન ભોગવે છે. તેનો આ પહેલો શ્લોક માનવ જીવનના સ્વરૂપની ખરી કુંચી બતાવે છે. શરીર એ ભોગભૂમિ છે અને તે જીવનું છે ત્યાં લગી સંતોષ અને પ્રમાણિકતાથી પ્રાપ્ત થતા સર્વ

પદાર્થોનો ઉપભોગ કરવો એ જીવનનો ઉદ્દેશ છે, એમ આ ઉપનિષદ્‌નું કહેવું છે, અને સાધારણ અક્કલને પણ તે માન્ય લાગે છે. કેમકે જો પદાર્થોનો ઉપભોગ ન કરતાં તિરસ્કાર–ત્યાગજ કરવાનો હોય તો તે પદાર્થોનાં અસ્તિત્વનો તેમજ આ જીવનનો કાંઇ અર્થજ ન રહે. જો પદાર્થો અભોજ્ય હોય તો તેમની વચમાં જીવનધારણ કરવાનો કાંઇ ડહાપણભર્યો હેતુજ હોઈ શકે નહી. વળી સંતોષ અને પ્રમાણિકતાથી જે તેની મેળે સહેજે મળે તેનોજ ઉપભોગ કરવો અને વિશેષ માટે કાંઇ કરવું નહીં એમ પણ નથી. ફક્ત અયોગ્ય લોભ કે તૃષ્ણા રાખ્યા વગર સંતોષ અને પ્રમાણિકતાથી જે જે મળી શકે તેનો ઉપભોગ કરવો જોઇએ. સંતોષયુક્ત પુરૂષાર્થ એજ જીવનનો હેતુ છે. એક બાજુ ત્યાગ નહીં અને બીજી બાજુ તૃષ્ણા નહીં, એવો વચલો માર્ગ, સંતોષયુક્ત પુરૂષાર્થ એજ યોગ્ય છે.

( ૨ )

**अनेजदेकंमनसो जवीयो नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत् ।**
**तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥**

ईश. ४.

**અર્થાત્**—પરબ્રહ્મ એક માત્ર ( અજોડ–અદ્વિતીય ) છે. તે અચળ છે, તથાપિ મનના કરતાંય વધુ વેગવાન છે. સર્વ ઇંદ્રિયો તે અગ્રગામી પરબ્રહ્મને પ્રાપ્ત કરી શકતી નથી, કારણ કે ઇંદ્રિયો જ્યાં જ્યાં–જેટલે સુધી જઇ શકે છે તેનાથી પણ તે અગ્ર એટલે આગળ રહે છે. તે સ્થિર રહેવા છતાંય મન તથા ઇંદ્રિયોની આગળ ગમન કરે છે. તે વાયુમાં અધિષ્ઠિત હોય છે તેથીજ વાયુ પણ સર્વ પ્રાણીમાં પ્રાણ રૂપે રહી તેમનાં શરીરોને ક્રિયાવાન બનાવે છે.

ॐ

એક સ્થળેથી ખસી બીજે સ્થળે જવું તે ચલન–ગમન ગણાય છે. ઇશ્વર ચલન–ગમન કરનારી સર્વ વસ્તુઓની અંદર તેમજ પેલી પાર એકરસ વ્યાપક હોવાથી તેને ચલન–ગમન કરવા પણું નથી. મન તથા ઇંદ્રિયો જેટલી હદે પહોંચી શકે તેથી પણ તે આગળ હોય છેજ. તે સર્વની અંદર તેમજ બહાર સરખો ભરેલો છે, જેમ સમુદ્રમાં માછલીઓ હોય છે અને માછલીઓ ગમે તેટલે દૂર જાય તો પણ સમુદ્ર તેમની આગળનો આગળ હોય છે, તેમ બ્રહ્મ સર્વત્ર એકરસ વ્યાપક છે અને તેની અંદર અખિલ વિશ્વની સ્થિતિ સમુદ્રની અંદરની માછલીઓની માફક છે. સમુદ્ર જેમ માછલીઓની આગળનો આગળ છે છતાં તેને માછલીઓની માફક તેમની આગળ ગતિ કરવી પડતી નથી પણ સ્થિરજ રહે છે, તેમ પરમાત્મા પણ વિશ્વની અંદર અને તેને ફરતો એક સરખો અતુટ રીતે વ્યાપક હોઇ વિશ્વ અર્થાત્ મન–વગેરે ગમે તેટલી ગતિ કરે તેમની આગળનો આગળ અનંત રીતે વ્યાપેલોજ હોય છે. તે બધાં તેની અંદર ગતિ કરી શકે છે, પણ બહાર જઇ શકતાં નથી, એટલે તેમના આગળ થવા માટે તેને સ્થિરતા છોડી ચલન કરવું પડતું નથી. સામાન્ય રીતે બધા જગતનો સમાસ આકાશની અંદર થાય છે. ગમે તેટલી મોટી વસ્તુઓ હોય અને તે ગમે તેટલી સંખ્યામાં હોય છતાંય આકાશ સર્વને ફરતું છે અને તેનો છેડો આવતો નથી. ઇશ્વર તો આકાશને ફરતો પણ અનંત રહેલો છે. તે તો આકાશનો પણ આકાશ છે. તેનાં આવા અનંતપણાને લીધે મન પણ તેને આ છેડે પહોંચી શકતું નથી તો તેની આરપાર કે પેલે છેડે તો જઇજ શાનું શકે? અને જ્યાં મનની આવી મર્યાદિત શક્તિ છે તો બીજી ઇંદ્રિયોનું તો ગજુંજ શું?

( ૩ )

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः  ईश. ५.**

**અર્થાત્**—તે ગતિ કરે છે અને નથી પણ કરતો; તે નજીક છે અને દૂર પણ છે; તે સર્વની અંદર છે તેમજ સર્વની બાહ્ય–પાર છે.

બ્રહ્મ સકળ બ્રહ્માંડની અંદર તેમજ તેની પેલી પાર પણ એકરસ એક સરખો વ્યાપક છે, તે સર્વાન્તરયામી છે અને સર્વાતીત પણ છે. ઉપર વિશેષ વિવેચન થઇ ગયું છે. તે સર્વની અંદર છે અને સર્વનાં જીવનને પ્રેરે છે એટલે તેવી આંતર ગતિ કરે છે, પરંતુ સર્વને ફરતો અનંત હોવાથી તે આખો ગતિ કરતો નથી. મહાસાગરની માફક તે પણ છે. મહાસાગરનું જળ અંદર મગર–માછલાં વગેરે ગતિ કરવાથી હાલે છે પરંતુ તેવી ગતિથી કાંઇ જળનો આખો જથ્થો હાલતો નથી. તેમ બ્રહ્મ પણ વિશ્વને ગતિ આપવા પુરતો અંદર હાલે છે, પણ બહાર કે આખો હાલતો નથી. આવી રીતે તે હાલે છે, અને નથી પણ હાલતો એવી બેવડી સ્થિતિ છે. ઇશ્વર બે સ્વરૂપે છે. સગુણ–વ્યક્ત પણ છે અને નિર્ગુણ–અવ્યક્ત પણ છે. જેટલો સગુણ–વ્યક્ત છે, તેટલો જ્ઞેય છે અને જે નિર્ગુણ–અવ્યક્ત છે તે અજ્ઞેય છે.

( ૪ )

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।**
**सर्व भूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ईश. ६.**

**અર્થાત્**—જે સર્વ ભૂતો ( ઉત્પન્ન થયેલી વસ્તુઓ ) ને પરમાત્મામાં રહેલાં જુએ છે અર્થાત્ સમજે છે, અને સર્વ ભૂતોમાં પરમાત્માની અંતરસ્થ રહેલી શક્તિ જુએ છે, તે કોઈ પણ વસ્તુની અવજ્ઞા કરતો નથી.

જગતમાં જે કાંઇ છે તે બધું પરમાત્મમય છે–પરમાત્મા સર્વમાં

અંતરસ્થ રહેલો છે એમ જે સમજે છે તે પરમાત્મા પ્રત્યે પ્રીતિ-માનની દૃષ્ટિ અર્થાત્ પૂજ્યભાવ હોવાથી કોઇ પણ વસ્તુની અવજ્ઞા એટલે અપમાન-તિરસ્કાર કરતો નથી. કોઇ પણ નજીવી વસ્તુનો પણ દુરૂપયોગ ન કરવો એ સર્વ પ્રત્યે પ્રીતિ-માન રાખવા સમાન છે. એક રસ્તે પડેલા પત્થરાને કે ઉકરડે નાખી દીધેલી નકામી વસ્તુને પણ તિરસ્કારથી જોતો નથી તેજ બ્રહ્મને સર્વમાં જુએ છે, અને સર્વને બ્રહ્મમય સમજે છે એમ ગણાય. મતલબકે હરકોઇ વસ્તુ કે જીવ હોય તેને હલકો-ઉતરતો ગણ્યા સિવાય સર્વ પ્રત્યે સમત્વ પૂર્વક પ્રીતિ અને માનથી વર્તવું એ બ્રહ્મ પ્રત્યેનો પૂજ્યભાવ સાબીત કરે છે. કોઇ વસ્તુને અપ્રમાણિકતાથી કાંઇ પણ સામો બદલો આપ્યા વગર સ્વાર્થ બુદ્ધિથી તદ્દન મફત લેવી એ તે વસ્તુની અવજ્ઞા કરવા બરાબર છે. કોઇ વસ્તુ કિમ્મત વગરની નથી માટે તેનો યોગ્ય બદલો આપવોજ જોઇએ. શેઠ કે મિત્ર કે એવા કોઇ કાંઇ ઇનામ-બક્ષીસ ભેટ આપે છે તેની પ્રત્યક્ષ કિમ્મત નથી આપતા પરંતુ તેમની સેવા બજાવવામાં આવે-તેમના પ્રત્યે પ્રીતિ કે માન રાખવા રૂપી કિમ્મત આપવામાં આવે તેના બદલામાંજ આપે છે. આપણને કોઇ વસ્તુની નૈતિક-વાજબી રીતે જરૂર હોય અને તે પ્રાપ્ત કરવાની આપણી સ્થિતિ ન હોય, અને તે વગર આપણાં જીવનમાં હરકત પહોંચતી હોય, તે સિવાય કોઇ વસ્તુનું દાન લેવું એ તે વસ્તુની અવજ્ઞા કરવા બરાબર છે. મનુષ્યને ફક્ત ઉદર પુરવા અને શરીર ઢાંકવા પુરતીજ નૈતિક-કુદરતી જરૂર છે, અને અપંગ સ્થિતિ કે વૃદ્ધાવસ્થાને અંગે કે સામાજીક બંધનને લીધે જોઇતાં અન્નવસ્ત્ર આપણી પાસે ન હોય તો તે લેવામાં હરકત નથી, પરંતુ ખરેખર જરૂર હોય તેથી એક દાણો કે એક ચીંથરૂં પણ વધુ લેવામાં આવે તો તે તે ચીજની અવજ્ઞા કરવા બરાબર છે. અપંગ અને વૃદ્ધ માણસે અને સામાજીક બંધન વાળાંએ ઘરની અંદર રહીને પણ બને તેટલું જાત ઉદ્યોગથી કમાવું જોઇએ અને પોતાનાથી બને તેટલું સઘળું કર્યા છતાં પેટ ન

ભરાય કે શરીર ન ઢંકાય તોજ કોઇની પાસેથી અન્ન કે વસ્ત્રનું દાન લેવું જોઇએ. જે કોઇ ન્છેકજ કાંઇ ન કરી શકે તેને તો પેટ પુરતાં અન્ન અને દેહાચ્છાદન પુરતાં વસ્ત્રનું દાન લેવાની હરકત નથી. શાસ્ત્ર જેને દાન માટે સુપાત્ર ગણે છે તે ઉંચી કોમનાં એવો અર્થ નથી પરંતુ આવાં ખરેખર કુદરતી જરૂરવાળાં—પછી તે ગમે તે જાત કે ગમે તે પ્રાણી હોય એવો અર્થ છે. દાન આપનાર પણ આવાં કુદરતી જરૂરવાળાં સિવાયનાંને જે કાંઇ આપે છે તે તે અપાયેલી ચીજની અવજ્ઞા કરવા બરાબર છે. કેટલીક ધાર્મિક સામાજીક સાંસારિક બાબતોમાં પોતાની સ્થિતિ મુજબ ફાળા વગેરે આપવા પડે છે. પણ તે વગર સામાજીક જીવન ચાલે નહી એટલે આપ્યા વગર છુટકો નહીં, પરંતુ તેમાંય વાજબી બાબત સિવાય માત્ર કીર્તિ કે યશના લોભથી અપાય તે ખરી રીતે તો બરાબર નથી. કાંઇક પણ આપી શકવાની સ્થિતિ હોય તો આવાં કુદરતી જરૂરવાળાં નિરાધારોને કાંઈ પણ આપ્યાનો દેખાવ કર્યા વગર સરળતાથી સાદી રીતે આપવામાં આવે તે ઇષ્ટ છે. લોકહિતમાં આપવાનો અર્થ એવો નથી કે જોઇતાંને આપવું અને અણજોઇતાંને પણ આપવું. દેશકાળ અને પાત્ર તથા લેનારની ખરી જરૂર જોઇને આપવું એ વાજબી છે, તે સિવાય તો અપાતી વસ્તુનો દુરૂપયોગ કરવા—તેની અવજ્ઞા કરવા, અને પરિણામે બ્રહ્મનીજ અવજ્ઞા કરવા સમાન છે. પોતાનામાં સત્તા હોય તો તે સત્તાની રૂઇએ, કોઇને નુકસાન કે કષ્ટ થતું હોય છતાં પોતાનોજ સ્વાર્થ—લાભ સાધવા માટે તેની પાસેથી કાંઈ પરાણે લેવું એ ઇશ્વરની અવજ્ઞા કરવાનું અત્યંત ઘોર પાપ છે.

## ( ૫ )

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्।**
**कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥** इश. ८.

**અર્થાત્—તે સર્વવ્યાપી, શુક્ર પવિત્ર અકાય (નિરવ-યવ—સ્થૂળરહિત) શિરા તથા વ્રણરહિત, શુદ્ધ. અપાપવિદ્ધ, કવિ (સર્વદર્શી-સર્વજ્ઞ) મનનો નિયંતા, પરિભૂ (સર્વનો શ્રેષ્ઠ), સ્વયંભૂ (સ્વપ્રકાશ-પોતાની મેળે ઉત્પન્ન થયેલો) અને સર્વ કાળે-ચિરકાળ પ્રજાને (સર્વ ભૂતોને) યોગ્યતા પ્રમાણે સર્વ પ્રકારના અર્થ પૂરનારો છે.**

આગળ કહેવાઇ ગયા મુજબ ઇશ્વરે જગતના સર્વ પદાર્થો જીવોના ઉપભોગ માટે બનાવ્યા છે એટલે તે સર્વને તેમની યોગ્યતા—નૈતિક જરૂર પ્રમાણે જે કંઈ જોઇએ તે સર્વ પુરૂં પાડે છે. તે અકાયી એટલે સ્થૂળયુક્ત નથી. તેમજ શિરા કે વ્રણ કે કશુંય નથી. તે તો કેવળ શુદ્ધ આત્મશક્તિ છે અને તેને પોતાને માટે કાંઈ કરતો નથી પરંતુ પરમાર્થ તરીકે બધું કરે છે, એટલે તેને કંઈ પાપ લાગી શકતું નથી. તેનો અંત ન આવતો હોઇ તેને ઉત્પન્ન કરનાર કારણની પણ જરૂર નથી તેથી તે સ્વયંભૂ અને સ્વધાયુક્ત—સ્વતંત્ર છે. તેનામાં જે સર્વ પ્રકારની સંપૂર્ણ સત્તા-શક્તિ છે તે તેને બીજા તરફથી અપાએલી નથી પણ તેની પોતાનીજ છે. તે નિયમિત સર્વદા કુદરતનો વ્યવહાર સર્વ ભૂતોનાં કલ્યાણ અર્થે ચલાવ્યાં કરે છે. તેણે સર્વને સર્વ વસ્તુ ઉપભોગ કરવા માટે બુદ્ધિ—શક્તિ સરળતા આપેલી છે. જીવો તેમનાં પોતાનાં કર્મો વડે જે ચાહે તે પ્રાપ્ત કરી શકે છે. શું ચાહવું અને કેવાં કર્મ કરવાં તેની તેણે મનુષ્યને સંપૂર્ણ સ્વતંત્રતા આપેલી છે. માણસના પોતાના જાત ઉદ્યોગ—પુરૂષાર્થ વગર ઇશ્વર બારોબાર કાંઈ આપતો નથી. પુરૂષાર્થ માટે જ્ઞાનની ખાસ જરૂર રહે છે. સત્ય અને અસત્ય, શુભ કે અશુભનું જ્ઞાન થાય તેટલા માટે તેણે સર્વ શુભાશુભ પદાર્થો બનાવેલા છે. જો અશુભ—દુ:ખ દાયક પદાર્થો ન હોય તો શુભ-સુખદાયક પદાર્થોનું જ્ઞાન આપવાની જરૂર ન રહે અને કોઇને કશું જ્ઞાન થાયજ નહીં, તેથી તેણે સર્વ

પ્રકારના પદાર્થો બનાવેલા છે અને જગતના વ્યવહાર દ્વારા નિરંતર તે તેને પુરા પાડે છે. તેણે આવી બધી વ્યવસ્થા તેની અગાધ બુદ્ધિ શક્તિ વડેજ કરેલી છે અને તેથીજ તે સર્વ શક્તિમાન–સર્વજ્ઞ–સર્વનો નિયંતા છે. તેણે રચેલા કાયદા એવા ચૂકરહિત–શ્રેષ્ઠ–અવિકારી -સનાતન છે કે તેમાં કદિપણ અપૂર્ણતા ન જણાતી હોઈ કાંઇ સુધારા વધારા–ફેરફાર કરવાની જરૂર જણાતી નથી. એ કાયદા મુજબ સરળ સૃષ્ટિ તેની મેળે નિયમિત રીતે–અસ્ખલિત રીતે–નિરંતર ચાલ્યાં કરે છે. તેણે જુદી જુદી બાબતની જુદી જુદી શક્તિઓ (કાર્યવાહકો) નીમેલી છે અને તેમને પોત પોતાના કામની સંપૂર્ણ સત્તા આપેલી હોવાથી બધું તેની મેળે નિયમ મુજબ થયાં કરે છે, અને તેમાં કોઇની કાંઇ કસુર કે ખામી થાય છે કે કેમ તે પોતે ધ્યાન રાખે છે. આવી રીતે તેણે માણસને સારૂં કે નરસું જે જોઇએ તે તેની પોતાની મેળે તેના પોતાના જાત ઉદ્યોગવડે લેવાની અને ભોગવવાની જ્ઞાન ઇચ્છા રૂપી સ્વતંત્રતા આપી છે, અને પુરૂષાર્થ કરનારને મળે એવી રીતે જગતના વ્યવહાર દ્વારા સર્વ પદાર્થો તૈયાર કરી પૂરા પાડે છે પરંતુ પુરૂષાર્થ ન કરનારને તે આપતો નથી. દૃષ્ટંત તરીકે કોઇ ચીજ ખરીદવી હોય તો તેની દુકાને જઇ કિમ્મત આપી ત્યાંથી લાવી શકાય છે, અને ઘેર બેઠાં મળી શકતી નથી. તે મુજબ ઇશ્વરની જગતરૂપી દુકાનમાં ત્યાં લેવા જાય અને કિમ્મત ખર્ચે તેને મળે છે. લેવા જવા અને કિમ્મત ખર્ચવારૂપી યોગ્ય પુરૂષાર્થ વગર કોઇ ચીજ માત્ર ઇચ્છાથી કે માગ્યાથી ઇશ્વર આપી દેતો નથી. જો એમ હોય તો માણસ સ્વર્ગનાં તમામ સુખ ઇચ્છે કે માગે કે તુરતજ હાજરજ થઇ જાય; પરંતુ એમતો થતું નથી. એજ સાબીત કરે છે કે પુરૂષાર્થ વગર કોઈ પ્રાપ્તિ સંભવિત નથી. ઇશ્વર જગતનો વ્યવહાર આવી રીતે લોકોને જોઇતા પદાર્થો પૂરા પાડવા માટે કરે છે, તેના અંગત સ્વાર્થ માટે નથી. માટે તે કાર્યનાં ફળની તેને પોતાને કાંઈ અસર થતી નથી. તે નિષ્કામ હોઈ નિર્લેપ રહે છે અને નિર્લેપ

હોઇ પાપ પણ તેને લાગતું નથી. તે હંમેશાં પાપથી અવિદ્ધજ શુદ્ધ રહે છે. ઇશ્વર પુરૂષાર્થરૂપી કમાણી વડે લેવા આવનારને જોઇતા પદાર્થો પૂરા પાડવારૂપે નિયામક છે અને જેવાં કર્મ તેવાં આપવારૂપે ન્યાયાધીશ છે. ન્યાય કરવો એ પણ નિયામકનાં કર્ત્તવ્યનો એક ભાગ ગણાય છે.

સર્વવસ્તુ-બાબતને અંતે ઇશ્વિર શેષમાં રહે છે અને એનાથી આગળ કાંઇ જણાતું નથી. એ સ્વયંભૂ અને સ્વતંત્ર-સ્વધા યુક્ત છે એમ પણ પ્રતીત થાય છે. પુરૂષાર્થ-સત્યાનુસરણ એજ તેની ઉપાસના છે, અને યોગ્ય ઉપાસના-ઉપયોગ-આચરણ હોય તોજ ઇચ્છિત પદાર્થના પ્રાપ્તિ થઇ શકે છે, તે વગર નહીં.

---

## અધ્યાય ૬ ઠો.

### ( ૧ )

**तपसा ब्रह्म विजिज्ञासस्व। ब्रह्मविद्याप्नोति परम् ॥**

तै. भृगुवल्ली. द्वितीय अनुवाक.

**અર્થાત્**—તપ વડે એટલે ચિત્તની એકાગ્રતા પૂર્વક ચિંતન-મનનદ્વારા બ્રહ્મને જાણવાની જીજ્ઞાસા કરો, બ્રહ્મવિદ્ (બ્રહ્મને જાણનાર) બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

બ્રહ્મ કંઇ છુટો પદાર્થ નથી કે તેને હાથમાં લઇ ખીસામાં મૂકવાથી કે લાવીને પેટી પેટારામાં મૂકયો એટલે તેની પ્રાપ્તિ થઇ ગણાય. બ્રહ્મ આનંદ-સુખ સ્વરૂપ છે. બ્રહ્મ બ્રહ્મવડેજ મળે છે એટલે બ્રહ્મના એક સ્વરૂપ વડે તેનાં બીજાં સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મ આનંદ સ્વરૂપ હોવા ઉપરાંત સત્ય તથા જ્ઞાનસ્વરૂપ પણ છે. સત્ય

એ બ્રહ્મનો જગત વ્યવહારનો કાયદો છે. સત્યને આચારભૂત કરવાથી બ્રહ્મનું જ્ઞાન થાય છે અને જ્ઞાન થતાં આનંદ પ્રાપ્ત થાય છે. બ્રહ્મનું જ્ઞાન તપ એટલે એકાગ્રચિત્તયુકતચિંતન–મનન–વિચારણા વડે સત્યને સમજી આચારભૂત કરવાથી સિદ્ધ થાય છે. અમસ્તું જાણવું એથી કંઇ દહાડો વળતો નથી. જાણ્યા પ્રમાણે વર્તવાથીજ લાભ થાય છે અને ત્યારેજ આનંદ ઉપજે છે. બ્રહ્મ સ્થૂળ વસ્તુ નહીં હોવાથી, અને તે કેવળ ભાવાત્મક હોવાથી, ફકત વિશ્વ રચનાનાં વારંવાર ચિંતન દ્વારા અન્વેષણ–પૃથકકરણ કરવાથીજ તેનાં સ્વરૂપની ઝાંખી થાય છે અને તેમ થવું એજ તેની પ્રાપ્તિ છે. તેની પ્રાપ્તિ આ સિવાય બીજી કોઇ રીતે થતી નથી. બ્રહ્મનો આત્માને માત્ર આંતર સ્વાનુભવજ થાય છે.

( ૨ )

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् ।**
**सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥**

**ते. ब्र. वल्ली प्रथम अनुवाक.**

**અર્થાત્—બ્રહ્મ સત્ય–જ્ઞાન–અનંત સ્વરૂપ છે. જે તેવા બ્રહ્મને પોતાના શરીરના પરમાકાશમાં આત્મસ્થ કરીને સમજે છે તે સર્વજ્ઞ પરબ્રહ્મની સાથે સર્વ કામનાઓના વિષયોનો ઉપભોગ કરે છે.**

સર્વના છેલ્લામાં છેલ્લે છેડે અવિકારી–અવિભાજ્ય–નિત્ય સર્વનાં મૂળ–કારણરૂપે જે તત્વ રહે તે સત્ય. એવીજ રીતે સર્વને છેડે જ્ઞાન પણ શેષમાં રહે છે અને જે છેવટ શેષમાં રહે છે તે સત્ય તથા જ્ઞાનનો પાર આવતોજ નથી. આવી રીતે સર્વાંતે અનંત સત્ય–અનંત જ્ઞાન શેષમાં રહે છે તેથી ઇશ્વરનું સ્વરૂપ એવું છે એમ આપણે સમજીએ છીએ. સત્ય એટલે અવિનાશી અસ્તિત્વ કે જેના

વડે બધું આગળ વિસ્તાર પામે તે. આવું અજાયબી ભરેલું અત્યંત વિશાળ, સુનિયમિત અને અચુક જગત જેમાંથી ઉત્ક્રાંત થાય તે અનંત હોવું જોઇએ અને અનંત જ્ઞાન યુકત પણ હોવું જોઇએ. જો એમ ન હોય તો આ બધી વિસ્તૃત અને નિયમિત રચના અને તેની વ્યવસ્થા સંભવી શકે નહીં. નિયમ–સુવ્યવસ્થા એ જ્ઞાનનું કાર્ય છે. તેમજ અમુક કાર્ય કરવાની આવડત એ પણ જ્ઞાનનુંજ કાર્ય છે. સત્ય ભલે તત્વરૂપે હોય પરંતુ જો તે સજ્ઞાન અને સર્વજ્ઞ–અનંત જ્ઞાનવાન ન હોય તો આવું જગત તેનાથી થઇ શકેજ નહીં. સત્ય ભલે ક્રિયા શકિત હોય પરંતુ જો તે સજ્ઞાન ન હોય તો તે કશુંય કરી શકે નહીં. સત્ય અને જ્ઞાન એ બેય એકજ સ્થળે સહયોગી હોય ત્યારેજ બધું કાર્ય સારી રીતે થઇ શકે. સત્ય કેવળ નિર્લેપ–નિઃસંગ–સ્વાર્થ રહિત શકિતજ છે. જ્ઞાન તેનો જેવો ઉપયોગ કરે છે તે પ્રમાણે તે નિઃસંગ રહીને કામ આપે છે. દરેક બાબતમાં છેવટ સત્યરૂપી નિઃસંગ આત્મશક્તિ અને તેનો યથેચ્છ વિનિયોગ કરનારી જ્ઞાન શક્તિ બાકી રહે છે, અને તેનો પાર આવતો નથી એટલે અનંત છે. તેનું ચોકસ સ્વરૂપ કલ્પી શકાતું નથી તેથી તે અવ્યક્ત–અદ્રશ્ય નિરાકાર છે. આપણામાં જે આત્મા છે તે સત્ય અને જ્ઞાન એવી બેય શક્તિયો ધરાવે છે તોજ જીવન વ્યાપારરૂપી વ્યવસાય–કાર્ય કરી શકે છે. તેનામાં રહેલી એ શક્તિ આપણે કળી શકીએ છીએ તેથી તેને સત્ય અને જ્ઞાનસ્વરૂપ કહીએ છીએ. આત્મા અમુક મર્યાદિત જગતરૂપી શરીરમાં રહી તેનાં જીવનનો વ્યવહાર ચલાવે છે. આખુંય જગત એક મહાન શરીરરૂપે છે અને તેનું પણ જીવન છે. આવા વિશાળ જગતરૂપી શરીરમાં જીવન ચલાવનાર આત્મા પણ ઘણોજ મોટો હોવો જોઇએ. તેથી જગતનો આત્મા તે પરમાત્મા. જગતના જીવનને સંસાર કહેવામાં આવે છે. જગતની રચના જોતાં પૃથ્વી ઉપરનાં અસંખ્ય વ્યક્તિગત નામરૂપો પોતે પોતાનાં જીવન ચલાવે છે, અને તેમને જોઇતું બધું પુરૂં પાડનાર જગત છે.

એ જગતને પણ હંમેશાં નિયમિત રીતે તેનું કાર્ય કરવુ પડે છે કે જેથી કોઇ પણ જીવને તેને જોઇતી વસ્તુનો અભાવ જણાય નહીં. સમસ્ત જગતનું સ્થૂળ અને આપણું અલ્પસ્થૂળ એકજ તત્વોનાં બનેલાં છે. તે બેયનો જીવન વ્યપાર પણ એજ સિદ્ધાંતો વડે ચાલે છે. આવી રીતે આપણે જગતની તેના સર્વગુણધર્મયુક્ત લઘુ સ્થિતિ ( miniature ) છીએ. જગતનું કદ અને વ્યાપાર અનંત-વિશાળ છે જ્યારે આપણું કદ અને વ્યાપાર અલ્પ-મર્યાદિત છે. બાકી બન્નેની રચના એજ તત્વોથી છે અને વ્યાપાર પણ એજ સિદ્ધાંતો વડે ચાલે છે. બન્નેમાં માલેક તરીકે રહેલી સત્તા-શક્તિનું પણ એમજ છે. આપણામાં અલ્પ આત્મા છે અને તેની સત્તા-શક્તિ-કાર્યક્ષેત્ર મર્યાદિત છે, જ્યારે જગતમાં છે તે અનંત પરમાત્મા છે અને તેની સત્તા-શક્તિ-કાર્યક્ષેત્ર અમર્યાદિત-અનંત છે. પરમાત્માએ પોતાના આનંદ માટે આ બધી રચના કરી છે એને તેને ચલાવી રહ્યો છે. બધી રચનાને તે નિયમિત-સુવ્યવસ્થિત રીતે ચલાવી નિરંતર નિયમિત અનંદ ભોગવી રહ્યો છે. આપણો આત્મા પણ એવીજ રીતે પોતાનાં જીવનનો સઘળો વ્યાપાર આનંદઅર્થે કરે છે, અને જેટલે અંશે જીવન તેના નિયત નિયમ મુજબ સુવ્યવસ્થિત રીતે ચલાવે છે તેટલે અંશે આનંદ પામે છે. જો નિયમનો ભંગ કરે તો સુવ્યવસ્થા રહે નહીં અને સુવ્યવસ્થા નહોય એટલે આનંદ પણ થાય નહીં અને દુઃખ મળે. પરમાત્મા સર્વજ્ઞ સંપૂર્ણ શક્તિમાન હોઈ, તેનું જગતરૂપી જીવન પૂર્ણતઃ સુવ્યવસ્થિત ચાલતું હોઇ, તે હંમેશાં આનંદજ ભોગવે છે અને તેને દુઃખ આવતું નથી.

આપણા આત્માની સત્તા-શક્તિ અલ્પ હોવાનું કારણ એ કે તે અનંત પરમાત્માનું એક કિરણ છે. પરમાત્માની સઘળા પ્રકારની સત્તા-શક્તિ-ગુણ વગેરે તેને મળેલ છે પરંતુ પ્રમાણમાં અલ્પ છે. કોઇ પ્રકારની સત્તા-શક્તિ કે ગુણનો અભાવ હોતો નથી પણ તેનું પ્રમાણ અલ્પ હોય છે. શરીર પણ જગતના શરીરના સઘળાય

પ્રકારનાં પણ અલ્પ પ્રમાણવાળાં તત્વોનું બનેલું છે. એવું કોઈ તત્વ નથી કે જગતના સ્થૂળમાં છે અને આપણા સ્થૂળમાં નથી. જગતના કદ અનુસાર તેનામાં અનંત છે અને આપણા કદ અનુસાર આપણામાં અલ્પ છે. વળી જગતના ઉદરમાં આપણા જેવા તો અસંખ્ય જીવો રહેલા છે. આવા અસંખ્ય જીવોમાં આત્મિક સત્તા-શક્તિ-ગુણ તથા સ્થૂળ તત્વોની વહેંચણી થવા છતાંય તે બધાં ઉપરાંત જે બાકી રહે છે તે પરમાત્મા તથા તેનું સ્થૂળ જગત અનંત છે.

આપણા આત્મા અને શરીર તથા પરમાત્મા અને તેના શરીર-જગત વચ્ચે ફરક એટલો છે, કે આપણામાં સર્વ બાબતની અલ્પતા હોવાનાં કારણસર આપણે દિશા ( કદ ) અને કાળ ( ઉમ્મરની ) અલ્પતાને આધીન હોઇ, આપણું શરીર અમુક કદનુંજ થાય છે, અને અમુક કાળજ જીવે છે, અને જીવન વ્યાપારની બાબતો પણ થોડી અને ન્હાની હોય છે. પરમાત્મા અને જગત દિશા અને કાળથી અતીત-પર છે એટલે અનંત છે. તે દિશા તથા કાળ એ બેય બાબતમાં અનંત છે. દિશાનાં અનંતપણા માટે સામાન્ય રીતે અનંત શબ્દ વપરાય છે અને કાળના અનંત પણા માટે સનાતન શબ્દ વપરાય છે. બાકી બેય અનંતના અર્થમાંજ છે. આપણી આવી કાળની અલ્પતાને લીધે અમુક કાળ જીવન રહી મરણ થાય છે અને પરમાત્મા તથા તેનું શરીર જગત સનાતન-ચિરંજીવ રહે છે. જે અનંત જથ્થામાંથી આપણી રચના થઇ હોય છે તે અનંત જથ્થામાં આપણે મરણ થતાં સમાઈ જઇએ છીએ, અને આપણું વ્યક્તિત્વ બંધ પડે છે. આપણે કાળની હદને આધીન હોવાથી મરણ ઉપર આપણો અધિકાર ચાલતો નથી. આપણો અધિકાર માત્ર જેટલો કાળ જીવન રહે ત્યાં સુધી તેનો વ્યાપાર યથેચ્છરીતે કરવાનો છે. આપણામાં રહેલી સત્ય અને જ્ઞાનશક્તિઓનો યથેચ્છ રીતે વનિયોગ કરી તે વિનિયોગના પ્રકાર મુજબ સુખદુઃખરૂપી ફળ-પરિણામ ભોગવીએ છીએ.

પરમાત્મા તેના જગત રૂપી જીવન એટલે સંસારનો સઘળો વ્યાપાર આનંદ ખાતર ચલાવતો હોવાથી આપણા જીવનનો મૂળ ઉદ્દેશ પણ આનંદ મેળવવાનો છે. પરમાત્મા સર્વજ્ઞ હોવાથી તે ભૂલ કરતો નથી અને નિયમિત કાર્ય કરે છે, તેથી તે હંમેશાં પરમાનંદ ભોગવ્યાં કરે છે, પણ આપણે અલ્પજ્ઞ હોવાથી ભૂલને પાત્ર છીએ અને જેટલી ભૂલ કરીએ તેટલો ઓછો આનંદ પામીએ છીએ. આપણે જ્યારે પરમાત્માના સર્વ સત્તા-શક્તિ-ગુણયુક્ત અલ્પાંશ છીએ, તો આપણે પણ તેના માફક ભૂલ ન કરી સદાય આનંદ શા માટે ન ભોગવતા હોવા જોઈએ એ એક પ્રશ્ન છે. ભૂલ આપણા અલ્પ જ્ઞાનને અંગે થાય છે. પરંતુ પાછો એવો પ્રશ્ન થાય કે એવી અલ્પજ્ઞતા શા માટે ? આપણે પણ શા માટે સર્વજ્ઞ ન હોવા જોઈએ ? આનો ઉત્તર તો ખુદ ઈશ્વરજ આપી શકે. અલ્પમાં બધુંય અલ્પ એવો તેનો નિયમ આપણે જોઈ શકીએ છીએ પરંતુ એવો નિયમજ તેણે શા માટે કર્યો તે આપણે સમજી શકતા નથી અને એમ સમજી શકતા નથી માટેજ ઈશ્વરના કળા અગમ્ય છે એમ આપણે કહેવું પડે છે. એજ અજ્ઞેયતા છે. એ તેના ઈચ્છા એવુંજ માત્ર સમાધાન કરવું પડે છે.

આપણે ઈશ્વરના સર્વ અંશોથી અન્વિત હોવા છતાં તેના માફક ચિરંજીવ ન રહેતાં અમુક કાળે મરણ શા માટે પામીએ છીએ એ ખુલાસો હજુ બાકી રહ્યો છે. એ મુદ્દો શરૂ કરી તેમાંથી બીજો ફણગો નીકળતાં તેમાં રોકાયા એટલે આ વાત રહી ગઈ. અલ્પતા કાયમ ન રહી શકે એ દેખીતુંજ છે. સૂર્ય આખો દહાડો તેનાં અલ્પસ્વરૂપી કિરણો ફેંકી છેવટ સાંજે બધાંને ખેંચી લે છે. સૂર્ય કાયમ રહે છે પણ તેનાં કિરણો અલ્પ જીવન ગાળી ચાલ્યાં જાય છે. આવોજ સંબંધ આપણા આત્મા અને પરમાત્મા વચ્ચે છે. કિરણો અમુક વખત રહી તેમના મૂળ જથ્થારૂપ સૂર્યમાં પાછાં ચાલ્યાં જાય છે એમ આત્મા તથા શરીરને પણ અમુક વખત

રહી તેમના મૂળ જથ્થારૂપી પરમાત્મા અને જગતમાં પાછું જવું પડે છે. આપણા મરણના કારણનો ખુલાસો આવી રીતે છે.

એકંદરે પરમાત્મા તેનું જગતરૂપી પરમ જીવન સનાતન ચલાવી સદાય પરમાનંદ પામ્યા કરે છે. અને આપણે પણ તેની સાથોસાથ આપણું મર્યાદિત જીવન અમુક વખત ચલાવી તેટલો મર્યાદિત આનંદ ભોગવીએ છીએ. આપણી જ્ઞાનશક્તિ મુજબ આપણે જેટણે અંશે આપણું જીવન પરમાત્માના જગતના વ્યવહારના કાયદા અર્થાત્ કુદરતના કાયદા અનુસાર ચલાવીએ છીએ, તેટલે અંશે આપણને આનંદ થાય છે. જો તે કાયદા વિરૂદ્ધ વર્તીએ તો આપણો આનંદ જે અલ્પ છે તેમાંથી પણ કાયદા વિરૂદ્ધ વર્તનના પ્રમાણમાં ઓછો થાય છે અને તેને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે.

( ૩ )

यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि दिव्ये ।
तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥
द्वितीयमुंडक. द्वितीयखंड. ७.

**અર્થાત્**—જે તેના સામાન્ય રૂપથી તેમજ વિશેષ રૂપથી સર્વ વસ્તુ જાણે છે, ભૂલોકમાં તથા દ્યોલોકમાં જેનો મહિમા છે, જે આનંદ રૂપથી–અમૃત રૂપથી પ્રકાશિત છે તે બ્રહ્મને જ્ઞાનદ્વારા ધીર મનુષ્યો સર્વત્ર જુએ છે.

આગળ કહેવાઈ ગયું છે કે પરમેશ્વરનાં વ્યક્ત–સગુણ–સાદ્યંત તેમજ અવ્યક્ત–નિર્ગુણ–અનાદ્યનંત એવાં બે સ્વરૂપ આપણે જોઈ શકીએ છીએ. તેના વ્યક્ત સ્વરૂપનું આપણને જ્ઞાન થાય છે. જ્યારે અવ્યક્તનું થતું નથી. બધી વસ્તુઓ બ્રહ્મની નીચેની હોવાથી તેમજ તે સર્વમાં વ્યાપક હોવાથી બ્રહ્મ સર્વ વસ્તુઓને ઉપજાવે બ્રહ્મ



વિશેષ અવ્યક્ત રૂપથી તેમજ નીચલાં (સર્વમાં ઓતપ્રોત રહેલાં) સામાન્ય વ્યક્ત રૂપથી પણ જાણે છે. તે આનંદ અને સત્યરૂપે વ્યક્ત પ્રકાશે છે એટલે એના એ સ્વરૂપનું જ્ઞાન પામી મનુષ્ય તેને જાણી શકે છે અને જાણવાથી તે સર્વ વસ્તુઓમાં અંતર્વ્યાપી અંતર્યામી છે, એમ સમજી શકે છે. એ સર્વના જીવનનું મૂળ જીવન છે એટલે અસ્તિત્વ ધરાવતી સર્વ વસ્તુઓમાં તે હોવાથી ત્યાં જોઈ શકાય છે. અલબત સ્થૂળ રીતે તો નહીં પરંતુ ભાવાત્મક રીતે.

( ૪ )

**हिरण्मये परेकोषे विरजं ब्रह्म निष्कलम् ।**
**तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदुः ॥**

द्वि. मुं. द्वि. खं. ९.

**અર્થાત્**—વિરજ અર્થાત્ નિર્મળ, નિષ્કલ અર્થાત્ સ્થૂળ વગરનો–નિરવય બ્રહ્મ આત્મારૂપી હિરણ્મય પરમકોશમાં રહેલો છે. જે પોતાના આત્માને જાણે છે તે તે શુભ્ર (સ્વચ્છ–નિષ્કલંક–સુંદર) જ્યોતિના પણ જ્યોતિરૂપ બ્રહ્મને પોતાના આત્મામાં જાણે છે–જુએ છે–ઉપલબ્ધ કરે છે.

આત્મા પરમાત્માનો અલ્પાંશ હોવાથી પરમાત્મા આત્મામાં રહેલોજ હોય છે. તે આપણા આત્માનો આત્મા છે. આત્મા અને પરમાત્મા વચ્ચે સૂર્ય અને તેનાં કિરણોની માફક અવિચ્છિન્ન સંબંધ રહેલો છે. જ્ઞાન વડે આત્મસ્વરૂપ સમજાય એટલે પરમાત્મા સંબંધી ખ્યાલ પણ આવી શકે છે. આત્મા ઉપરથી આત્માના અનંત સમૂહરૂપી પરમાત્માનો ખ્યાલ આવી શકે છે. આત્માના સ્વભાવ–ગુણ–ધર્મ–સત્તા–શક્તિ વગેરે ચિંતનદ્વારા સમજવામાં આવે છે.

આગળ કહેવાયું છે કે જીવનનો માલેક આત્મા છે અને તે સત્ય તથા જ્ઞાનસ્વરૂપ છે. તે જ્ઞાનસ્વરૂપ હોઇ તેનાં પોતાનાં સ્વરૂપને સમજેજ છે, અને જીવનનો માલેક તો તે છે, એટલે તે તેને પોતાને જાણતો હેવા છતાં તેને જાણવો એમ અહીં કહેવા ઉપરથી આત્માને જાણનાર કોઇ બીજુંજ જીવનનું માલેક છે એમ નિષ્પન્ન થાય છે. ત્યારે જેને આત્માને અને તેના દ્વારા પરમાત્માને જાણવો છે તે જાણનાર કોણ? શું ત્યારે જીવનનો માલેક આત્મા નથી?

જ્ઞાન સંબંધી વિચારણામાં આપણે એટલે આત્મા કરતાં જાણે કે અલગ તત્વ છીએ એવા ભાસ વડે વિચાર કરવામાં આવે છે. આમ છતાં પણ આગળ કહેવાયું છે તેમ આત્મા અલ્પજ્ઞ છે તેથી તે તેને પોતાને જાણનારો ( self–Conscious ) હોવા છતાં તેણે તેના પોતાના સ્વરૂપને જાણવું જોઇએ. જેમકે એક રાજા છે. તે સમજે છે કે તે રાજા છે; પરંતુ તે રાજા કેવી રીતે છે એટલે કે તેની સત્તા કેટલી છે–તેને પોતાને શું કામ કરવાનું છે–તેનું રાજ્ય કેવું કેટલું છે અને તેમાં શું શું કાર્ય કરવાનું છે એ બધી બાબતોનું જ્ઞાન તેને આવી આત્મસમજણ ( self–Consciousness ) ઉપરાંત જાણવું પડે છે. આવી રીતે આત્મા પણ તે પોતે આત્મા છે એમ તો જાણતોજ હોય છે, છતાં તેની સત્તા વગેરે રૂપી સ્વરૂપ તેણે જાણવું જોઇએ, અને આત્માએ આવી રીતે તેની સત્તા વગેરે રૂપી સ્વરૂપને જાણવું એ આપણે આત્માને જાણવો એ છે. આત્મા જ્યારે પોતાની સત્તા વગેરે સ્વરૂપને જાણવાનો વ્યવસાય કરે છે ત્યારે તે એક આંતર અને બીજું બાહ્ય એમ બે સ્વરૂપ ધારણ કરી બાહ્યમાંથી આંતરને જુવે છે. આપણે એજ આત્મા છતાં, અંતર સ્વરૂપ તે આત્મા અને તેનું બાહ્ય સ્વરૂપ તે આપણે, એમ આપણે મિથ્યા ભેદ પાડીએ છીએ. બાહ્ય સ્વરૂપમાંથી આંતર સ્વરૂપ જાણવામાં આવતાં આ ભેદ ભાગી જાય છે. આપણે જે "હું" કહીએ છીએ તે બાહ્ય સ્વરૂપ અને મારો આત્મા એમ કહીએ છીએ તે આંતર સ્વરૂપ. બેય એકજ છે. અલ્પ

જ્ઞતાને લીધે હું અને આત્મા જુદા એવો મિથ્યાભાસ થાય છે. આ મિથ્યાભાસ ભેદી જતાં હું અને મારો આત્મા એમ જુદાઇ રહેતીજ નથી, અને અત્યાર લગી જુદાઈ નકામી રાખી એમ સમજાય છે. આવી રીતે આત્માનેજ તેનું પોતાનું જ્ઞાન થાય છે અને તેથી આગળ તેને તેનાં અનંત સ્વરૂપનું જ્ઞાન મેળવવાનું હોય છે. આત્માની, પરમાત્મ એટલે અનંત સ્વરૂપ, આત્મા એટલે સત્ય આંતર સ્વરૂપ અને "હું" એટલે સત્ય ભાસતું પરંતુ વસ્તુતઃ અસત્ય અર્થાત્ નષ્ટ થવાવાળું બાહ્ય સ્વરૂપ, એમ ત્રેવડી સ્થિતિ છે. એ ત્રણે વચ્ચેના ભેદ તથા ઐક્યનું જ્ઞાન પામવું એ બ્રહ્મજ્ઞાન અથવા બ્રહ્મની ઉપલબ્ધિ. અને એ જ્ઞાન–ઉપલબ્ધિ થાય એટલે સર્વત્ર આનંદ આનંદ જણાય છે.

( ૫ )

**न तत्र सूर्यो भाति न चंद्रतारकन्नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः**
**तमेव भान्तमनुभाति सर्वंतस्य भासा सर्वमिदं विभाति ॥**

कठ. पंचमवल्ली. द्वितीय. अध्याय. १५,

**અર્થાત્**—નથી તેને પ્રકાશિત કરી શકતો સૂર્ય કે નહીં ચંદ્ર કે તારા કે નહીં વિજળી પણ; તો અગ્નિ તો ક્યાંથીજ કરી શકે ? આખુંય જગત એ દીપ્તિમાન પરમેશ્વરના પ્રકાશ વડે પ્રકાશ પ્રાપ્ત કરી રહ્યું છે. સર્વ વસ્તુઓ તેના પ્રકાશ-થીજ પ્રકાશિત થાય છે.

સૂર્ય–ચંદ્ર વગેરે પૃથ્વી ઉપરની સૃષ્ટિમાં પ્રકાશ પાડે છે પણ તે બ્રહ્મને પ્રકાશિત કરી શકતાં નથી. ઉલટાં તે બ્રહ્મના પ્રકાશ વડે પ્રકાશિત રહી સૃષ્ટિને પ્રકાશિત કરી શકે છે. આવી રીતે સર્વત્ર મૂળ પ્રકાશ બ્રહ્મનોજ છે. તેના પ્રકાશ વડેજ બધાં અનુપ્રકાશિત છે. મતલબ કે સર્વ ખગોળ તથા ભૂગોળની વસ્તુઓમાં તેમની શક્તિ–ગુણને સજીવ રાખનાર તત્ત્વ બ્રહ્મ છે. સર્વનું મૂળ તે બ્રહ્મ.

( ૬ )

**प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी**
**आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥**

तृतीयमुंडक. प्रथम खंड. ४.

**અર્થાત્**—એ પ્રાણસ્વરૂપ છે. એ સર્વ ભૂતોમાં પ્રકાશ આપે છે, જે જ્ઞાની જનો તેની ઉપરવટ–વિરૂદ્ધ થઇને કાંઇ વાત કરતા નથી, તે પરમાત્મામાં ક્રીડા કરે છે–પરમાત્મામાં રતિ કરે છે–અને સત્કર્મશીલ થાય છે, એ બ્રહ્મોપાસકોમાં સર્વથી શ્રેષ્ઠ છે,

ઇશ્વિર સર્વ ભૂતો–વસ્તુઓની આત્મશક્તિ ઉપરાંત પ્રાણ–શક્તિરૂપ છે. તેનાવડેજ સર્વ સજીવ રહે છે. આપણે ગમે તે જાણીએ કે ગમે તે કરીએ પરંતુ તે સઘળું પરમેશ્વરની અંદરજ છે. તે સર્વની ઉપર, સર્વની બહાર હોવાથી કોઇ બાબતમાં તેની આગળ જઈ શકાતું નથી. આની રીતે જે કાંઇ થાય છે તે પરમેશ્વરની અંદર રહીને તેના વડેજ થાય છે, એટલે જે જ્ઞાની છે તે સઘળી ક્રીડા–આનંદ વગેરે તેના અર્થેજ કરે છે. જે ક્રીડા–આનંદ– કાર્ય ઇશ્વરાર્થે થાય તે તેના સ્વરૂપ–સત્ય–અનુસારજ થાય છે. ઇશ્વિરાનુરાગી સત્કર્મશીલજ હોઇ શકે અને સત્કર્મનિષ્ઠ હોય એજ ઇશ્વરાનુરાગી હોઇ શકે છે. જો ઇશ્વિર પ્રત્યે અનુરાગ–પ્રીતિ ન હોય તો તેના નિયમ–સત્ય અનુસાર વિચાર કે વર્તન હોઇ શકેજ નહીં, અને તેવા વિચાર–વર્તન વગર તેના પ્રત્યે પ્રીતિ પણ રહી શકે નહીં. આ પ્રમાણે જે સત્કર્મ-શીલ–સદાચરણી હોય તેજ ઇશ્વરનો ખરો ઉપાસક ગણાય છે.

( ૭ )

**बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति।**
**दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम्।**

तृ. मुं. प्र. खं. ७.

**અર્થાત્**—તે બ્રહ્ત્ અર્થાત્ મહત્–વિશાળ, દિવ્ય પ્રકાશમાન અચિંત્યરૂપ, સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મતર, દૂરથી પણ અતિદૂર, નજીકથી પણ ઘણો નજીક છે. અને સર્વ જીવોના આત્મામાં વર્તમાન રહેલો છે,

ઈશ્વર અખિલ વિશ્વમાં એકરસ સર્વ વ્યાપક હોઇ પોતાનામાં અંતરસ્થ હોવા પુરતો નજીકમાં નજીક અને પોતાની બહાર દૂરમાં પણ દૂર છે. આપણે જ્યાં હોઇએ ત્યાં એ છે અને આપણાથી હજારો યોજન દૂર હોય ત્યાં પણ તે છે એટલે તે નજીકમાં નજીક અને દૂરમાં દૂર છે. આપણાં શરીરમાં અંતર–બુદ્ધિ–મન–ઇન્દ્રિયો–પ્રાણ એ સૂક્ષ્મ તત્ત્વો છે, તેમના પણ ઉપર આત્મા સૂક્ષ્મતર છે, અને સૂક્ષ્મતર આત્માથી બ્રહ્મ સૂક્ષ્મતમ છે.

( ૮ )

**न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।**
**ज्ञानप्रसादेन विशुद्धसत्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः**

**तृ. मुं. प्र. खं. ८.**

**અર્થાત્**—તે ચક્ષુ કે વાણિ કે કોઇ પણ ઇંદ્રિયોને ગ્રાહ્ય નથી. તપ અને યજ્ઞાદિ કર્મોથી પણ પ્રાપ્ય નથી. જ્ઞાન વડે જેનું સત્વ એટલે અંતર શુદ્ધ–પવિત્ર થઇ ગયું હોય છે તેજ નિષ્કળ અર્થાત્ નિરવયવ બ્રહ્મને ચિંતન–મનન દ્વારા સમજી શકે છે.

તપ એટલે અમુક પ્રકારનાં આસનથી બેસવું કે શરીરને અમુક સ્થિતિમાં રાખવું, અને અમુક શબ્દ કે સૂત્રનો જપ અથવા ઉચ્ચાર કરવો અથવા અમુક સ્થિતિમાં બેસીને કે રહીને ચિત્તને એકાગ્ર કરી

જપ કરવો, એમ નથી; પરંતુ અમુક સત્ય પ્રકારનું કાર્ય નિયમિત રીતે કર્યા કરવું એવો તેનો અર્થ છે. કેટલાક સાધુ બાવાઓ હાલમાં તપ કરતા જોવામાં આવે છે. કોઈ એક હાથ ઉંચો રાખે છે, તો કોઇ બે હાથ ઉંચા રાખે છે. કોઇ અમુક વખત સુધી ઉભાજ રહે છે, કે કોઈ એક પગ ઉંચો રાખી એક પગ ઉપર ઉભા રેહે છે.વળી કોઈ ઉનાળામાં ઉષ્ણ રેતીમાં બેસે છે, અગર સુવે છે, કોઈ બપોરે પોતાને ફરતા અગ્નિના ઢગલા રાખી અમુક વખત બેસે છે. આવી અનેક રીતે બેસી અમુક શબ્દ કે સૂત્રનો જપ કરે છે. બ્રહ્મ કાંઇ એમ કરવાથી સમજી શકાતો નથી. શરીરને આવી રીતે ગમે તેટલું કષ્ટ કે અગવડ આપવામાં આવે તેથી કાંઈ બ્રહ્મજ્ઞાન થઈ જતું નથી. બ્રહ્મના જ્ઞાન વગર તેની પ્રાપ્તિ પણ થઈ શકે નહીં.

તેવીજ રીતે યજ્ઞયાગાદિ કર્મોનું છે. અગ્નિમાં અમુક દ્રવ્યો અમુક સંખ્યામાં હોમવાં અને તે હોમતાં અમુક દેવતાઓનાં નામ લઈ તેમને અર્પણ કરવાં તેથી પણ કાંઈ બ્રહ્મજ્ઞાન થાય નહીં, અને જો જ્ઞાન ન થાય તો બ્રહ્મની ઉપલબ્ધિ સંભવેજ કયાંથી ? કોઇ વસ્તુ માટે પુરૂષાર્થ–ઉદ્યોગ કરીએ પણ તે વસ્તુને ઓળખતા-જ ન હોઇએ તો તે વસ્તુ સામે આવે તો પણ તેને લઈ શકીએ નહીં. ઓળખીએ તોજ લઇ શકીએ. તેથી પ્રાપ્તિ માટે જ્ઞાન આવશ્યક છે.

બ્રહ્મ એ કાંઈ સ્થૂળ કે મર્યાદિત વસ્તુ નથી, કે તે આવાં તપ કે યજ્ઞયાગાદિ કર્મોના પરિણામે, ઉપરથી કે ગમે તે સ્થળેથી આવીને ઉપસ્થિત થાય, એટલે આપણે તેને ઉપાડી લઈએ. જે માણસ બ્રહ્મના સ્વરૂપને જાણે છે તે સમજે છે કે આવા પ્રકારના તપ–યજ્ઞ વગેરેમાં શ્રમ અને સમયનો વ્યય નિરર્થકજ થાય છે. તે કરવાં એ વિપથાચરણજ થાય છે. સુપથાચરણ તો સત્કર્મો વડે શરીર, અને સદ્‌વિચારો વડે અંતર પવિત્ર કરી, બધી રચનાનો શાંત વિચાર કરી, બ્રહ્મના સ્વરૂપને સમજવા પ્રયાસ કરવો એ છે. બ્રહ્મ તદ્દન

ભાવાત્મક અનંત શક્તિ—સત્તા છે; એટલે ફક્ત ચિંતન વડેજ તેનું જ્ઞાન થઈ શકે અને તેનું જ્ઞાન થાય એજ તેની પ્રાપ્તિ છે.

વ્રત—અપવાસ વગેરે બાબતોને પણ તપ કહેવામાં આવે છે. આપણા શરીરને કુદરતના નિયમો મુજબ રાખવામાં સદા ધ્યાન રાખવું એજ ખરી તપશ્ચર્યા છે. અગ્નિમાં અમુક દ્રવ્યો હોમવાં તેને બદલે જ્ઞાનરૂપી અગ્નિમાં સર્વ પ્રકારનાં અપકર્મો—અસત્ કર્મો હોમી દેવાં એ ખરો યજ્ઞ છે, અને બાકી જે સત્કર્મો રહે તે કરવામાં સદા પરાયણ રહેવું એ તપ છે,

સદાચરણમાં સર્વદા નિયુક્ત રહેવારૂપી તપ અને તમામ પ્રકારનાં અપકર્મો જીવનમાંથી હાંકી કાઢવારૂપી યજ્ઞ કરવાથીયે કાંઈ બ્રહ્મનું જ્ઞાન થઇ જતું નથી. આવા યજ્ઞ અને તપ વડે શુદ્ધ બનેલા અંતરમાં શાંત ચિત્તથી ચિંતન—વિચારણા કરવાથીજ બ્રહ્મનું જ્ઞાન થાય છે. જગત ઉપરની સઘળી વસ્તુઓ શેની બનેલી છે, અને કયા નિયમોએ કેવું કેવું કાર્ય કરી રહી છે, અને તે સર્વને અંતે શું છે તે બધાંનો ક્રમવાર ઉંડો વિચાર કરવાથી છેવટ બ્રહ્મનું જ્ઞાન પ્રગટ થાય છે; અને તે પણ ઇંદ્રિયોને નહી પરંતુ ફક્ત આત્માજ તેનો સાક્ષાત્કાર કરી શકે છે. સાક્ષાત્કાર એટલે સ્થૂળ દૃષ્ટિથી જોવું એમ નહીં, પરંતુ આત્માને ઈશ્વર સંબંધી ઉંડું સંવેદન થવું એ.

---

## અધ્યાય ૭ મો.

### ( ૧ )

तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमञ्च दैवतम्।
पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम्॥
श्वेता. षष्ठ. म. ७

અર્થાત્—સર્વ ઈશ્વરમાં જે પરમ મહેશ્વર છે, સર્વ દેવતામાં જે પરમ દેવતા છે, સર્વપતિમાં જે પતિ છે તે પરના પણ પર (પરાત્પર), પ્રકાશમાન અને સ્તવનીય ભુવનેશને અમે જાણીએ.

ઈશ્વર એટલે સત્તાવાન. દેવતા એટલે શક્તિમાન. સર્વસત્તામાં તે પરમ સત્તા છે, સર્વ શક્તિમાં તે પરમ શક્તિ છે, જે માલીક–રાજાધિરાજ પણ પરમરાજેશ્વર છે, જે ઉપરીનો પણ ઉપરી છે, સર્વ શ્રેષ્ઠમાંએ ઉત્કૃષ્ટ છે, સર્વ તેની નીચે છે, તે કોઈની નીચે નથી. તેથી તે સર્વનો સ્તવનીય–પૂજનીય પરમઅધીશ્વર છે–શક્તિનું એ મૂળ છે.

( ૨ )

न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।
परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥

श्वे. ष. अ. ८.

અર્થાત્—તેને કાર્ય (શરીર) તથા કરણ (ઇંદ્રિયો) નથી. કોઈ પણ તેની સમાન કે તેનાથી શ્રેષ્ઠ જણાતો નથી. એની વિવિધ–વિચિત્ર પ્રકારની પરાશક્તિ સર્વત્ર સંભળાય છે. તેનું જ્ઞાનબળ–ક્રિયા સ્વાભાવિક અર્થાત્ સ્વભાવસિદ્ધ છે.

ઈશ્વર સ્વયંભૂ હોવાથી તેનું જ્ઞાન–બળ–ક્રિયા પણ તેનાં પોતાનાંજ સ્વકીય છે. તેને કોઇ બીજાએ ઉત્પન્ન કર્યો નથી એટલે તેની સત્તા–શક્તિ વગેરે તેની પોતાની સ્વાભાવિકજ છે.

( ૩ )

न तस्य कश्चित् पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम् ।
स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥

श्वे. ष. अ. ९.

**અર્થાત્**—જગતમાં નથી કોઇ તેનો માલીક કે નથી કોઇ તેનો ઉપરી નિયંતા. તે અલિંગ છે. તે સર્વનું કારણ અને મનનો અધિપતિ છે. તેનો કોઇ પિતા નથી તેમજ અધિપતિ પણ નથી.

ઇશ્વરજ સર્વ માલીકોને માલીક–ઉપરીનો ઉપરી–નિયંતા છે. તેને કોઇ લિંગ નથી અર્થાત્ તે નરરૂપ નથી કે નારીરૂપ નથી. તેને સ્થૂળજ નથી. સર્વનું કારણ તેજ છે. તે પોતે સ્વયંભૂ હોવાથી, તેનો પિતા નથી. તેજ સર્વનો પિતા છે–ઉત્પત્તિ કારણ છે.

( ૪ )

**एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।**
**हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥**

**श्वेता. च. अ. १७.**

**અર્થાત્**—તે વિશ્વનો કર્તા મહાત્મા છે. તે લોકોનાં હૃદયમાં હમેશાં ઉત્તમ રૂપથી રહે છે. તે હૃદયમાં સંશય રહિત બુદ્ધિ વડે જોવાથી પ્રકાશિત થાય છે. તેને જાણનારા અમર થાય છે.

ઇશ્વર માણસના આત્મામાં ઉંડો ગુપ્ત રહેલો હોવાથી ફક્ત જ્ઞાન વડેજ ગમ્ય થાય છે. જ્ઞાનવડે કેવી રીતે ગમ્ય થાય છે તે અગાઉ કહેવાઈ ગયું છે. આ પુસ્તકમાં જુદા જુદા અધ્યાયોમાં જુદાં જુદાં ઉપનિષદોના મત ઉતારેલા હોવાથી દરેકમાં એક બાબતનું વિવેચન ફરી ફરી આવે છે. જે સત્ય હોય છે તે સર્વ જ્ઞાનીઓને એક સરખુંજ દેખાય છે, તોપણ દ્રષ્ટાયે દ્રષ્ટાયે જ્ઞાનભેદ હોઈ વખતે કોઇ વિગતમાં ફરક પણ હોય છે. ઇશ્વરનો કર્ત્તા કોઈ નથી અને તેજ સર્વનો

કર્ત્તા છે અને તે સર્વનાં હૃદય આત્મામાં અપિહિત છે, એ સત્ય હોઈ સર્વને એક સરખી રીતેજ એમ જણાય છે.

(૫)

**तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।**
**अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥**

**कठ. प्र. अ. द्वि. वल्ली. १२.**

**અર્થાત્**—તે દુર્જ્ઞેય છે. તે સર્વ વસ્તુઓમાં ગૂઢરૂપે સાંકડી-ઉંડી ગુફામાં પણ રહે છે. તે પુરાણ એટલે પુરાતન અર્થાત્ નિત્ય છે. જ્ઞાની મનુષ્ય અધ્યાત્મ યોગ વડે તે પરમ દેવતાને જાણીને હર્ષશોકથી મુક્ત થાય છે.

તે સર્વમાં ગુપ્ત રહેલો હોવાથી તેને સમજવાની એકદમ સરળતા નથી પણ પરિશ્રમ કરવો પડે છે. અધ્યાત્મયોગ એટલે શાંત એકાગ્ર ચિત્તથી ચિંતન. આગળ કહેવાયું છે તેમ સંપૂર્ણ સદાચરણ વગર હૃદય પવિત્ર થતું નથી, અને તે વગર ચિત્ત પણ શાંત-એકાગ્ર થઇ શકતું નથી, અને જ્યાં ચિત્ત એકાગ્ર અને શાંત થવાને બદલે ભ્રમિત થાય ત્યાં કોઈ બાબતનો યોગ એટલે પરાયણતા-આર્દ્રતા રહે નહીં, અને તે વિના તો કોઇપણ પ્રકારની સિદ્ધિ સંભવેજ નહીં. ઈશ્વરનાં સ્વરૂપ તથા તેના નિયમોને જાણવામાં આવે તોજ હર્ષશોક વગેરે રહેતું નથી. હર્ષશોક એ અજ્ઞાનનાં રૂપ છે. ભૌતિક બાબતો પ્રત્યે આસક્તિ હોય ત્યાંલગીજ હર્ષશોક થાય છે પરંતુ જો ઇશ્વર પ્રત્યે અનુરાગ થાય તો જ્ઞાનનાં પરિણામે હર્ષશોકાદિ કાંઈ થતું નથી. સર્વ સ્થિતિમાં હર્ષ કે શોક વગર સમતા-સંતોષજ રહે છે. એવી સમતા આવવી એજ મોક્ષ-મુક્તિ છે.

( ૬ )

**प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः।**
**ते निचिक्युर्ब्रह्म पुराणमग्र्यम् ॥ बृह. च. अ. च. ब्राह्मण. १८.**

**અર્થાત્**—જે તેને પ્રાણનો પણ પ્રાણ, આંખની પણ આંખ, કાનનો પણ કાન, અને મનનું પણ મન સમજે છે, તે પણ આ નિત્ય અને અગ્ર એટલે સૌના ઉપરી–શ્રેષ્ઠ પરબ્રહ્મને ખરેખર–ચોક્કસ જાણે છે.

તેને સર્વ શક્તિની પણ કારણરૂપ–આધારરૂપ પરાશક્તિ તરીકે સમજવો એજ તેનું ખરૂં અને નિશ્ચિત જ્ઞાન છે. ઇંદ્રિયો–પ્રાણ–મન એ બધી શક્તિઓ છે, પરંતુ તેમનામાં પણ આત્મશક્તિ ઉંડી ગુપ્ત રહેલી છે, અને આત્મશક્તિ તેમનામાં રહેલી છે તોજ તે શક્તિઓ એકબીજાનું કાર્ય બજાવી શકે છે. જો તેમનામાંથી આત્મશક્તિ નીકળી જાય તો તે ભલે સક્રિય શક્તિઓ જણાય છે છતાં, તુરતજ જડ થઈ જાય છે. ઈશ્વર સર્વ ચેતનનું પણ પરમચેતન છે.

( ૭ )

**एकधैवानुद्रष्टव्यमेतदप्रमयं ध्रुवम्।**
**विरजः पर आकाशादज आत्मा महान् ध्रुवः॥**
**बृ. च. अ. च. ब्रा. २०**

**અર્થાત્**—પરમેશ્વરને એકજ (અદ્વિતીય) જાણવો. એ ઉપમારહિત ધ્રુવ અર્થાત્ અવિનાશી છે. તે વિરજ (શુદ્ધ વિમળ) આકાશની પણ ઉપર, સર્વથી મહાન તથા ધ્રુવ છે.

ઉપમારહિત એટલે વિશેષણ રહિત. કોઇપણ ઉપમાવડે ઈશ્વરનું સ્વરૂપ કલ્પી શકાતું નથી કે સમજાવી શકાતું નથી. આપણે તેને

સમજવા માટે ક્રમે ક્રમે વિશેષણો લગાડી સમજતા જઈએ છીએ, પરંતુ જ્યારે છેવટ શેષમાં રહે છે ત્યારે તે શેષને કોઈ વિશેષણ લગાડી સમજી શકાતું નથી અને માત્ર **નેતિ નેતિ**( અર્થાત્ આ નહીં-તે નહીં ) એમ કહેવામાં આવે છે.

(૮)

**यस्मादर्वाक्संवत्सरोऽहोभिः परिवर्तते ।**
**तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् ॥**

बृ. च. अ. च. ब्रा. १६.

**અર્થાત્**—જેના શાસનથી રાત્રિદિવસ દ્વારા સંવત્સર ફરે છે, તે જ્યોતિનો પણ જ્યોતિ, અમૃત અને સર્વનાં આયુનું કારણ પરબ્રહ્મની દેવતાઓ નિત્ય ઉપાસના કરે છે.

રાજ્યમાં જેમ જુદાં જુદાં ખાતાં હોય છે અને તે દરેક દીઠ તેના નિયામક અધિકારી હોય છે, અને એ બધા રાજ્યાધિપતિ રાજાની સેવા કરે છે, તેમ વિશ્વરૂપી બ્રહ્મરાજ્યમાં જુદાં જુદાં કાર્ય કરનારી સત્તાઓ-શક્તિયોરૂપી દેવતાઓ છે. દેવતાઓ તેમનું કાર્ય બજાવે છે તે પરમેશ્વરની સેવાજ છે. આપણાં શરીરમાં રહેલી જુદાં જુદાં કાર્ય કરનારી ઈંદ્રિયો પણ દેવતા રૂપે છે. આપણો આત્મા તેમાં રાજા છે. રાજ્યનો બધો કારભાર અધિકારીઓ રાજાના હુકમ -કાયદા અનુસાર ચલાવે છે તેવી રીતે ઇશ્વરના કાયદા અનુસાર જગતનો કારભાર દેવતાઓ અને આપણાં જીવનનો કારભાર ઈંદ્રિયો ચલાવે છે. દેવતાઓ એ કાંઇ ખાસ વ્યક્તિઓ નથી. તે જગતની જુદી જુદી કાર્યવાહક શક્તિયોજ છે. શક્તિ એટલે દૈવત અને દૈવત ધરાવનાર હોય તે દેવતા. આવા બધા શબ્દો આપણા જ્ઞાન માટે યોજાએલા છે. આપણે તેમને-તે શક્તિઓને એક બીજાથી અલગ

ઓળખવા માટે આવાં વિશેષણ આપેલાં છે. આપણામાં પણ એક બીજાને જુદા ઓળખવા માટે બધાનાં અમુક નામ પાડવામાં આવે છે. રાત દિવસ–ઋતુ વગેરે ફર્યાં કરે છે–જગતનું બીજું બધું કાર્ય નિયમિત રીતે થયાં કરે છે, તે બધુંય ઇશ્વરે તે માટે બાંધેલા અવિકારી સનાતન કાયદા વડેજ થાય છે. આવાં નિયમિત–અદ્‌ભુત જગત શાસન ઉપરથીજ ઇશ્વરનું અસ્તિત્વ–સ્વરૂપ અને સત્તા તથા શક્તિનું ભાન–જ્ઞાન થાય છે.

( ૯ )

**सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः ।**
**स न साधुना कर्मणा भुयान्नो एवा साधुना कनीयान् ॥**

**बृ. अ. अ. ब्रा. २२**

અર્થાત્—સર્વ તેને વશ છે. તે સર્વનો શાસક અને અધિપતિ છે. શુભ કર્મ વડે તેની વૃદ્ધિ થતી નથી તેમજ અશુભ કર્મ વડે તેનો ક્ષય પણ થતો નથી.

તેણે સર્વને નિયમોને આધીન કરેલાં છે. તેના નિયમ પ્રમાણે સર્વ કાર્ય કરે છે. તે એવો અનંત–અવિકારી છે કે તેને સારા કે બુરા કશાની કાંઇ પણ અસર પહોંચતી નથી. તે નિર્લેપજ છે. માણસને આત્મશક્તિની વૃદ્ધિ માટે સત્કર્મની જરૂર છે અને માણસ જો પાપાચારી હોય તો તેની આત્મશક્તિ હ્રાસ પામે છે. પરંતુ ઇશ્વરને તેવું કશું છેજ નહીં. તેનો કદિ નાશ થતોજ નથી. તે અનંત–સનાતન–અવિનાશી છે એટલે તેને તેની વૃદ્ધિ કરવાપણું છેજ નહીં. વૃદ્ધિ અને ક્ષય એતો મર્યાદિત–સાદ્યંત વસ્તુઓને છે, તે અનાદ્યનંતને તેવું કશું નથી.

( ૧૦ )

**एष सर्वेश्वर एषभूताधिपतिरेष भूतपालः ।**
**एष सेतुर्विधरण एषां लोकानामसम्भेदाय ॥**

**बृ. च. अ. च. ब्रा. २२.**

**અર્થાત્**—એ સર્વનો ઈશ્વર છે. એ સર્વ ભૂતો (વસ્તુઓ–જીવો)નો અધિપતિ તથા પાલક છે. ભૂલોક–પરલોક આદિ લોકના એક બીજાથી ભેદ પડી જાય નહીં અર્થાત્ છુટા ન પડી જાય તેટલા માટે તે સર્વ વચ્ચે સેતુ રૂપે રહી સર્વને ધારણ કરે છે.

લોકના સ્વરૂપના સંબંધમાં શાસ્ત્રકારો જુદાં જુદાં અનુમાનો કરે છે. લોક સાત કહેવાય છે. એ લોક છુટા ન પડી જાય તેટલા માટે ઈશ્વર સેતુ બની તેમને સાથે ધારણ કરે છે. તેનો ભાવાર્થ એવો થાય કે–પાંચ મહાભૂતોના પાંચ અનંત સમુદાય અને તે ઉપર મન તથા પ્રાણ અને ઇંદ્રિયોનો એક અને તે ઉપર બુદ્ધિનો એક મળી સાત સમુદાય જગતમાં રહેલા છે. આપણામાં પણ એ સમુદાય છે. એ સાત દ્વારા ઈશ્વર તેમને એક બીજાને સહકારી બનાવી જગતનો વ્યાપાર ચલાવે છે. એ મુજબ આપણામાં પણ આત્મા એ સાતે સમુદાયના સહકાર દ્વારા આપણાં જીવનનો વ્યાપાર ચલાવે છે.

( ૧૧ )

**यस्मिन् द्यौः पृथिवी चान्तरीक्षमोतं मनः सहप्राणैश्चसर्वैः ।**
**तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैषसेतुः॥**

**द्वि. मुंडक. द्वि. खंड. ५.**

**અર્થાત્**—એનામાં દ્યોલોક ( આકાશ–વ્યોમ )પૃથ્વી, અંતરીક્ષ ( વાતાવરણ, )મન, પ્રાણ–ઇંદ્રિયો સર્વ આશ્રિત

**થઇ રહેલાં છે. તે અદ્વિતીય પરમાત્માને જાણો, અને બીજી બધી વાતોનો પરિત્યાગ કરો. તે અમૃતનો સેતુ છે.**

આગળના શ્લોકમાં આપણે પાંચ મહાભૂતના પાંચ સમુદાય એટલે પાંચ લોક એમ કહ્યું છે. અહીં ફક્ત આકાશ–પૃથ્વી અને વાયુ એમ ત્રણના સમુદાયજ કહે છે. વિજળી અને વર્ષાદનું સ્થાન અંતરીક્ષ–વાયુ સમુદાય છે એ ઉપરથી જળ અને અગ્નિનો અહીં સમાવેશ કરેલો હોઈ ત્રણ લોકનાં નામ આપેલાં છે. પાંચ મહાભૂતનાં પાંચ લોક ઉપરાંત આપણે આગળ ઇંદ્રિયો પ્રાણ તથા મનનું એક અને બુદ્ધિનું એક મળી સાત દર્શાવેલાં છે. કેટલીક બુદ્ધિનો સમાવેશ મનમાં પણ કરી દેવામાં આવે છે. મન શબ્દમાં આખા સૂક્ષ્મ શરીરનો અર્થ વિવક્ષિત હોય છે. પાશ્ચાત્ય તત્વજ્ઞો પણ એક મન ( Mind )માંજ બુદ્ધિ વગેરે સર્વનો સમાવેશ કરે છે. એ પૈકી કેટલાક તો જીવાત્માને પણ મન કહે છે. ખાસ મનને Objective mind ( વ્યક્તમન ) અને જીવાત્માને Subjective mind ( અવ્યક્ત મન ) કહે છે. ઉપનિષદોમાં પણ મનમાં કેટલીક વાર બુદ્ધિ વગેરે સર્વનો સમાવેશ કરેલોજ હોય છે. બુદ્ધિ જ્ઞાનસ્વરૂપ છે તેથી તેને કદાચ મનનો ગુણ–ધર્મ ગણી મનમાંજ તેનો સમાસ કરી દેવાય છે. આ શ્લોકમાં પણ મન શબ્દનો એવો અર્થજ જણાય છે. અહીં ઇંદ્રિયોને મનથી સ્વતંત્ર ગણી છે, મન ઉભયાત્મક છે, તે ઇંદ્રિય પણ છે અને અંતઃકરણ પણ છે, તેથી આપણે જેને બુદ્ધિ શબ્દથી કહેલું છે તે અંતઃકરણમાં મનનો સમાસ કરીએ, અગર તો ઇંદ્રિયોમાં સમાવીએ, અગર મન વડેજ અંતઃકરણ લઈ ફક્ત ઇંદ્રિયોને જુદી રાખીએ તો સાર એકજ આવે છે. ગમે તેને ગમે તેમાં મૂકીએ પણ ઇંદ્રિયો–મન અને બુદ્ધિ એ ત્રણ મળીને બે સમુદાય–બે લોક થાય છે. આવી રીતે સાત લોક અથવા સાત સમુદાયનો મેળ પડી રહે છે. તે સાત ઉપર આત્મા છે. ગીતામાં મન અને ઇંદ્રિયો એકમાં ગણી છે અને બુદ્ધિને જુદી ગણી છે. મન બુદ્ધિ અને ઇંદ્રિ-

યોની વચ્ચે બેમાં રહેનારૂં હોવાથી તેને ગમે તેમાં સમાવી શકાય છે. અને કેટલીકવાર તે શબ્દ વડે બુદ્ધિ સહિત મન એવો એક તથા ઇંદ્રિયો સહિત મન એવો બીજો અર્થ કરવાનો વહીવટ ચાલે છે. મનને બંધન તેમજ મોક્ષનું કારણ કહે છે, ત્યારે તેનો અંતઃકરણ રૂપેજ અર્થ વિવક્ષિત છે. અંતઃકરણરૂપી આત્માનાં આંતરકાર્ય અર્થાત્ મંત્રણામાં મનનો ધર્મ સંકલ્પ વિકલ્પ તથા ચિંતન-મનન કરવાનો છે. અને બુદ્ધિનો ધર્મ મનની હકીકત સાંભળી નિશ્ચય કરવાનો છે. બહુજ ચોક્કસ વિગતવાર વર્ણન કરતાં મનને, તે ચિંતનનું કામ કરે છે, ત્યારે ચિત્ત પણ કહેવાંમાં આવે છે. અંતઃકરણની મંત્રણા બાદ આત્માએ બુદ્ધિ વડે કરેલા નિશ્ચય મુજબ અમલ કરવાનો મનને હુકમ થાય છે, અને મન તેના તાબાની શક્તિઓ-કાર્યવાહકો ઇંદ્રિયોદ્વારા તેનો અમલ કરે છે. ઇંદ્રિયો તેમનું કામ શરીરમાં કરે છે, શરીરને ચલાવનાર ઇંદ્રિયો-ઇંદ્રિયોને મન-મનને આત્મા અને આત્મા સકળ વ્યાપારનો સ્વામી-આ આપણા જીવનની રચના છે. આવી વિચારણામાં બુદ્ધિ માત્ર આત્માના સલાહકાર તરીકે કામ કરે છે. અને બધો તંત્ર-વ્યવસ્થા મન ચલાવે છે, એટલે દૃસ્યસ્થૂળ ઉપરાંત અદૃસ્યસૂક્ષ્મ તે બધું મન એમ સમજવામાં આવે છે. મન તંત્રી હોવાથી શાસ્ત્રીય વિગતમાં તેને મુખ્ય ઇંદ્રિય કહેવાનું પણ આ કારણ છે. શાસ્ત્રની ભાષા એક અવિકારી અર્થવાળા શબ્દોવાળી નહીં હોવાથી કેટલીકવાર શબ્દો ઉપરથી સમજફેર થવાનો સંભવ હોય છે. પરંતુ સારાંશ-સિદ્ધાંતાર્થ સમજવાથી એવી અડચણ આવતી નથી.

( ૧૨ )

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ॥**

**कठ. प्र. अ. द्वि. वल्ली. १८**

**અર્થાત્**—તે જન્મતો નથી તેમજ મરતો પણ નથી. તે સર્વજ્ઞ છે. તે કોઇ પણ કારણ વડે ઉત્પન્ન થયો નથી.

અને તે પોતે પણ (પોતે જે સ્વરૂપમાં છે, તે સિવાય) બીજી કોઇ વસ્તુરૂપે થઇ જતો નથી.

તે સ્વયંભૂછે એટલુંજ નહિ પણ અવિકારી છે કેમકે તે જે છે તે છેજ. તેના સ્વરૂપમાં કાંઇ પણ ફેરફાર થઇ જતો નથી. વળી સૃષ્ટ વસ્તુઓ જેમ દિશા અને કાળના નિયમને (જન્મ મરણને) આધીન છે તેમ તે નથી. બધાંયનો ઉત્પન્ન કરનારોજ તે હોવાથી તે પોતે એમ-નાથી પર અતીત છે.

( ૧૩ )

**यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिन् लोका निहिता लोकिनश्च ।**
**तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सौम्य विद्धि ॥**

द्वि. मुंडक. द्वि. खंड. २.

**અર્થાત્**—જે જ્યોતિર્મય, સૂક્ષ્મ અણુથી પણ સૂક્ષ્મ-તર છે, અને સર્વ લોક તથા સર્વ લોકોમાં નિવાસિત સર્વ ભૂતો–જીવો જેનામાં સ્થાપિત રહેલા છે, તે સત્ય છે, અમૃત છે, આત્મા વડે વેધનીય (પ્રાપ્ત) છે. માટે હે પ્રિય શિષ્ય! તમારા આત્માદ્વારા તેને વિદ્ધ કરો, એટલે પ્રાપ્ત કરો–સમજો.

( ૧૪ )

**प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।**
**अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥**

द्वि. मुं. द्वि. खंड. ४

**અર્થાત્**—પ્રણવ ( અર્થાત ૐકાર મંત્ર ) ધનુષ્ય છે, આત્મા શર છે, બ્રહ્મ વેધ કરવાનું લક્ષ્ય અથવા નિશાન છે. સાવધાન થઇને તેને વીંધો અને શરની માફક તન્મય થાઓ એટલે તેમાં પ્રવેશ કરો.

પ્રણવ અર્થાત્ ॐ અક્ષર એ ઇશ્વરનાં સ્વરૂપ સૂચક અલ્પતમ માર્મિક સંજ્ઞા છે. તેમાં ચાર માત્રા છે અને તે ઇશ્વરનાં ચાર ( ત્રણ સગુણ–વ્યક્ત અને એક નિર્ગુણ–અવ્યક્ત ) સ્વરૂપો સૂચવે છે. એ અલ્પાક્ષરીનો ઉત્તમોત્તમ નમુનો છે. માત્ર એ એકજ અક્ષરમાં સર્વ જ્ઞાનનો સુંદર રીતે સમાવેશ કરવામાં આવ્યો છે. તેનો મર્મ–રહસ્ય જાણ્યા પછી ફક્ત એ એક અક્ષર વડેજ સકળ જ્ઞાનનો ખ્યાલ આવી જાય છે. એ એકાક્ષર સંજ્ઞા **अ+उ+म्+** અનુસ્વાર એમ ચાર અક્ષરોથી બનેલી છે. અનુસ્વાર ટોચ ઉપર છે. ॐ સંજ્ઞા વડે **सत्यम् ज्ञानम् आनन्दम् अनन्तम् ब्रह्म.** ( બ્રહ્મ સત્ય–જ્ઞાન –આનંદ–અનંત સ્વરૂપ છે. ) એવો અર્થ વિવક્ષિત છે. તેનો **अ** અક્ષર જ્ઞાન, **उ** અક્ષર સત્ય, **म्** અક્ષર આનંદ અને ઉપરનો અર્ધ ચંદ્રકાર અનુસ્વાર અનંત એમ ચાર સ્વરૂપો સૂચવે છે. સત્ય–જ્ઞાન– –આનંદ એ વ્યક્ત–સગુણ સ્વરૂપો છે અને તે ઉપરાંત ચોથું પરમોત્કૃષ્ટ અવ્યક્ત–અનંત–નિર્ગુણ સ્વરૂપ છે. પ્રણવને ધનુષ્યનું રૂપક અને આત્માને શરનું રૂપક આપવાનો અર્થ એ છે કે ઇશ્વર રૂપી નિશાન વિદ્ધ કરવા માટે જવાનું એટલે પ્રયત્ન કરવાનું તો આત્મા રૂપી શરને છે પરંતુ શર બીજાના એટલે ધનુષ્યના આશ્રય–આધાર વગર કાંઇ કરી શકતું નથી એટલે આત્મા પ્રણવ રૂપી ધનુષ્યનો આધાર લઈ એટલે પ્રણવમાં સમાએલો મર્મ–રહસ્ય સમજી જે જ્ઞાન થાય તે જ્ઞાનના આધારેજ તેના લક્ષ્યને વેધી શકે છે. તાત્પર્ય કે ઇશ્વરનાં ચારે સ્વરૂપના અભ્યાસ દ્વારા પ્રાપ્ત કરેલા જ્ઞાન વડેજ છેવટ તેના સ્વરૂપની પ્રતીતિ–સ્વાનુભવ સહિત જ્ઞાન થાય છે.

જેઓ તીર કમાન કે બંદુક આદિ શસ્ત્રો વડે શિકાર કરે છે કે અમસ્તું નિશાન તાકે છે તેઓને નિશાન–તીરની અણી અથવા બંદુકની માખી–અને પોતાની નજરને એક સપાટીમાં એકાકાર કરવી પડે છે અને ચિત્તને પણ તદ્દન અચંચલ–સ્થિર અને સાવધાન કરવું પડે છે. જો ચિત્ત આર્દ્ર–પરાયણ ને સાવધાન ન હોય અને ચંચલ થાય

તો લક્ષ્ય-શસ્ત્ર અને વેધકની દૃષ્ટિની સપાટી અને એકાકારપણું અસંભવિત હોય છે. બ્રહ્મની પાછળ પરિશ્રમ કરનારે પણ ૐનું રહસ્ય સમજી સ્થિર એકાગ્ર અને સાવધાન ચિત્તપુરઃસર તે રહસ્યનું અંતરમાં ઉંડું ચિન્તન કરી તે ચોક્કસ રીતે સ્વાનુભવપૂર્વક સમજવાની નિયમિત ટેવ પાડવી જોઇએ. ચિંતન જેમ જેમ અભિવૃદ્ધ થાય છે તેમ તેમ સામેનો અંધકાર ધીમે ધીમે દૂર થઈ પ્રકાશ નજીક નજીક દેખાતો જાય છે. અને છેવટે અંધકાર તદ્દન દૂર થઇ અનંત પ્રકાશજ ઝળઝળી રહે છે. અને તેમ તેમ આત્માને ઇશ્વર સંબંધી જ્ઞાનની પ્રતીતિ થતી જાય છે અર્થાત્ સમજવામાં આવતું જાય છે-ઘુંટડો ઉતરતો જાય છે.

( ૧૫ )

**समे शुचौ शर्कराबह्निवालुका विवर्जिते शब्दजलाश्रयादिभिः ।**
**मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥**

श्वेता. द्वि. अ. १०.

અર્થાત્—એક સરખા કાંકરા-ગરમ રેતી વગરના, શુદ્ધ શબ્દ-જલ-મંડપરૂપી આશ્રય વગેરે વાળા સ્થાનમાં, અથવા તો મનને અનુકૂલ લાગે અને આંખને પણ જોવી પ્રિય લાગે (એટલે કે જેને જોવાથી આંખને પીડા એટલે ત્રાસ-કંટાળો ન આવે) અને જેમાં પવનના સપાટા ન આવતા હોય (પવન આવવો જોઇએ પરંતુ કોઈ સ્થિર ન રહી શકે એવા સપાટારહિત હોવો જોઇએ) એવી ગુહામાં બેસી ચિત્તને પરમાત્માના ચિંતનમાં નિયુકત કરવું.

શાંતિ વગર ચિત્ત બરાબર સ્થિર થતું નથી અને ચિંતનમાં આર્દ્ર થતું નથી. તેથી હમેશાં કોઇપણ જાતની ગરબડ-કચરો કે જેના

પ્રત્યે ઘૃણા ઉપજે એવી સ્થિતિ કે એવું કાંઇ ન હોય તેવા, એકાંત-સુંદર-રમ્ય-સુવાસિત, ઝપાટા બંધ નહીં પરંતુ મંદ લહેરમાં પવન આવી શરીરને શાંતિ આપતો હોય એવા સ્થળે બેસી ચિંતનનું કાર્ય કરવું જોઇએ. તેમાં બેસતાં કષ્ટ થાય નહીં એવું આસન હોવું જોઇએ અથવા જમીન કાંકરા કે ઉષ્ણ રેતી વગરની સાફ-નરમ (કઠણ ન હોય તેવી) હોવી જોઇએ. આવાં બધાં સાધનો હોય તોજ ચિત્ત શાંત -સ્થિર થઇ શકે છે. નહીંતર એવી અગવડમાં કે અપ્રિય વસ્તુ પ્રત્યે આકર્ષાઇ ભ્રમિત થાય છે.

( ૧૬ )

**त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा सन्निवेश्य ।**
**ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ॥ ८.**

**અર્થાત્**—ત્રિ એટલે વક્ષ (છાતી)-ગ્રીવા (ડોક) અને મસ્તક એ ત્રણને ઉન્નત રાખી શરીર સમસ્થિતિમાં સરખું કરીને, મનની સાથે ઇંદ્રિયોને હૃદયમાં સ્થાપીને, બ્રહ્મરૂપી ઉડુપ એટલે નાવ વડે, વિદ્વાન માણસ સઘળી સાંસારિક-ભૌતિક વાસનાઓ અને ચિંતારૂપી ભયાવહ સમુદ્ર તરી જાય છે.

પ્રથમ ચિંતન માટે સ્થળ અને તેની પરિસ્થિતિ વિષે કહ્યું અને હવે અહીં ચિંતન વખતે આસન-બેઠક-શરીરની સ્થિતિ કેવી હોવી જોઇએ તે બતાવે છે. રમ્યતા-સુંદરતા-સ્વચ્છતા-સુવાસ-હવા ઉજાશવાળા તથા ગરબડ વગેરેના અભાવની સ્થિતિનો સિદ્ધાંત સચવાય એવા ઓરડાને ચિંતન સ્થાન બનાવી શકાય. તે માટે પર્વતની ગુફા કે બીજું નિર્જન સ્થાન શોધવાની જરૂર નથી. તેમજ શરીર સમતોલ રાખી અથવા શરીરને કષ્ટ ન પડે એવી બીજી ગમે તે

રીતે ફાવે તેમ રહી ચિંતન કરી શકાય. સ્થાન સંબંધી અને શારીરિક સ્થિતિ સંબંધી સિદ્ધાંતો સાચવી તથા મન વગેરેને અંતરમાં સ્થિર કરી શાંત ચિતે ચિંતન કરવાનું કાર્ય કરી શકાય. ચિંતન વડે સદ્‌વર્તનના સિદ્ધાંતો–સ્વરૂપ સમજી તે પ્રમાણે અસ્ખલિત–અચુક રીતે વર્તવાથી જીવનધ્યેય સાધી શકાય છે એ તો નિર્વિવાદ છે. સિદ્ધાંત સમજી તે પ્રમાણે અનુવર્તન કર્યા વગર સાર્થકય થતું નથી એ ચોકસ છે.

---

## અધ્યાય ૮ મો.

### ( ૧ )

**विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् ।**
**सं बाहुभ्यां धमति सम्पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ॥**

श्वेता. तृ. अ. ३

**અર્થાત્**—અખિલ વિશ્વમાં એટલે સર્વત્ર તેનાં ચક્ષુ છે, સર્વત્ર તેના હાથ છે, સર્વત્ર તેના પગ છે. માણસોને તેણે હાથ આપ્યા છે અને પક્ષીઓને પાંખો આપી છે. અદ્વિતીય પરમેશ્વરે ખગોલની તેમજ ભૂગોળની સકળ સૃષ્ટિયો રચી છે.

ઈશ્વરનું કાંઇ અમુક આકૃતિવાળું સ્થૂળ નથી કે જેમાં તેને આ શ્લોકમાં ગણાવેલી ઇંદ્રિયો હોઈ શકે: પરંતુ એમ કહેવાનું તાત્પર્ય એ છે કે–તેણે સકલ સૃષ્ટિ રચી છે અને સર્વે વસ્તુઓમાં તે વ્યાપ્ત છે. આખું બ્રહ્માંડ મળીને તેનું સ્થૂલ છે અને તેના આત્મા તરીકે પોતે રહેલો છે. અખિલ બ્રહ્માંડનો આત્મા તે પરમાત્મા.

( ૨ )

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखं ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ श्वे. तृ. अ. १६

**અર્થાત્**—તેના હાથ–પગ–આંખ–શિર–મુખ–કાન સર્વત્ર છે. તે સર્વ લોકોમાં (જગતમાં) વ્યાપીને રહેલો છે.

( ૩ )

सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।
सर्वव्यापी सभगवांस्तस्मात्सर्वगतः शिवः ॥

श्वे. तृ. अ. ११

**અર્થાત્**—તેનું આનન (મુખ)–શિર–ગ્રીવા સર્વત્ર છે. સર્વ ભૂતોનાં અંતરમાં તે ગુહ્ય રહેલો છે. તે ભગવાન્ સર્વ વ્યાપી છે. તેથી તે સર્વગત (સર્વવ્યાપક)–સર્વાંતરયામી છે. તે સર્વનું કલ્યાણ કરનાર છે.

( ૪ )

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स श्रुणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यंपुरुषं महान्तम् ॥

श्वे. तृ. अ. १९

**અર્થાત્**—તેને હાથ પગ નથી તોપણ તે ગ્રહણ કરે છે અને ગમન કરે છે; આંખ નથી તોપણ જુએ છે; કાન નથી તોપણ સાંભળે છે. જે કાંઈ જાણવા યોગ્ય છે તે તે જાણે છે પરંતુ તેને જાણવાવાળો કોઈ નથી. તે પુરૂષને સર્વથી આદિ અને મહાન કહેવામાં આવે છે.

( ૫ )

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन ॥

कठ. द्वि. अ. पञ्चवल्ली. ८.

**અર્થાત્**—સર્વ જીવો જ્યારે નિદ્રા કરતા હોય છે ત્યારે જે પૂર્ણ પુરૂષ જાગ્રત હોય છે, અને સર્વ જીવોની કામ્ય વસ્તુઓનું નિર્માણ કરે છે, તેજ શુક્ર–પ્રકાશમાન–શુદ્ધ બ્રહ્મ છે. તેનેજ અમૃત કહેવામાં આવે છે. સર્વ લોક તેનામાં આશ્રય લઇ રહેલાં છે. તેનાથી બહાર કશુંય જઇ કે રહી શકતું નથી.

( ૬ )

अणोरणीयान् महतो महीयानात्मा गुहायां निहितोऽस्य जन्तोः ।
तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमीशम् ॥

कठ. प्र. अ. द्वि. वल्ली. २०

**અર્થાત્**—તે સૂક્ષ્મતમ અણુને પણ સૂક્ષ્મતમ અણુ છે, મહત્તમ વસ્તુથી પણ મહત્તમ છે. તે સર્વ જીવોના આત્મામાં ગુહ્ય રહેલો છે. તે સર્વ નિયામક–વિધાતા પુરૂષના પ્રસાદ (કૃપા) થી જે માણસ નિષ્કામ અને શોક વગરનો હોય તે તે ઇશ્વરને તથા તેના મહિમાને જુએ છે–સમજે છે.

( ૭ )

एकोवशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

कठ. द्वि. अ. पञ्चवल्ली. १२.

**અર્થાત્**—તે એક અને સર્વને વશ રાખવાવાળો પરમેશ્વર સર્વ ભૂતોનો અંતરાત્મા છે. તે એક રૂપને ઘણા પ્રકારમાં ફેરવે છે. જે ધીર પુરૂષ તેને આત્મામાં જુએ છે તેમને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે. બીજાને થતું નથી.

( ૮ )

**नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥**

क. द्वि. अ. प. व. १३

**અર્થાત્**—જે સર્વ અનિત્ય–વિનાશી વસ્તુઓમાં એક માત્ર કેવળ નિત્ય–અવિનાશી છે, જે સર્વ ચેતનમાં કેવળ એક માત્ર ચેતન છે, જે એકલો બધાની મનકામના પૂરે છે તેને જે ધીર માણસો પોતાના આત્મામાં સાક્ષાત જુએ છે, તેમને નિત્ય શાંતિ–ચિર શાંતિ પ્રાપ્ત થાય છે. તે સિવાય બીજાને કદાપિ થતી નથી.

( ૯ )

**यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।**
**अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥**

कठ द्वि. अ. षष्ठवल्ली. १५

**અર્થાત્**—જે વખતે અહીંઆ હૃદયગ્રંથિ તુટી જાય છે તે વખતે જ જીવ અમર થાય છે. એટલોજ ઉપદેશ ભણાવો.

આ આખા અધ્યાયમાં દર્શાવવામાં આવ્યું છે કે–ઇશ્વરને સૃષ્ટ વસ્તુઓની માફક અમુક આકૃતિવાળું અને ગુણસ્વભાવની મર્યાદાવાળું તથા ઇંદ્રિયો વગેરે વાળું ખાસ સ્થૂળ નથી. તે સર્વ જીવોના

આત્મા–અંતરમાં રહેલો–સર્વવ્યાપક–સર્વાંતરયામી છે. સર્વ જીવોનાં જીવન માટે જોઇતા પદાર્થો તેણે રચેલા છે. તે સર્વ વસ્તુઓમાં છે છતાં તે વસ્તુઓ નથી. તેને અવયવો–ઇંદ્રિયો નથી અથવા સર્વત્ર છે એમ કહેવાનું તાત્પર્ય એ છે કે તે અખિલ બ્રહ્માંડમાં સૂર્યના તેજની માફક તેમજ પવનની માફક એકરસ અતુટ વ્યાપી રહેલો છે. જ્યાં ત્યાં તેજ છે એટલે જેટલામાં તેણે જગ્યા તેના પોતાના વડે રોકી હોય તેટલામાં તેને ગતિ કરવાની જરૂર નથી. દ્રષ્ટાંત તરીકે એક તળાવ ચારે કાંઠે સંપૂર્ણ ભરેલું હોય તેમાં જળને એક કાંઠેથી બીજે કાંઠે જવાપણુંજ હોતું નથી એટલે તેને ગતિ કરવાની હોયજ શાની ? તે જળ બધુંય એકરૂપ–એકરસ છે અને તે પોતે ચારે કાંઠે સર્વત્ર પહોંચેલું છે એટલે તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાપણુંજ હોતું નથી. તે પ્રમાણે ઇશ્વર અખિલ વિશ્વમાં એકરૂપ–એકરસ વ્યાપક છે એટલે જ્યાં જોઇએ ત્યાં તે હોય છેજ એટલે તેને કયાંઇ જવાની ગતિ કરવાપણું છેજ નહીં. સૂર્ય આખા જગત ઉપર તેના સર્વ ભાગમાં એક સરખો પ્રકાશ આપે છે એટલે તેને એક ઠેકાણેથી બીજે જવાની જરૂર નથી. સર્વત્ર તેનો તેજ મોજુદ છે. ઇંદ્રિયાદી સર્વ શક્તિઓ તેનીજ છે એટલે તે તે શક્તિઓનાં કામ કરવા માટે તેને સ્થૂળ ઇંદ્રિયોની કે સૂક્ષ્મ ઇન્દ્રિયોની પણ જરૂર છેજ નહીં. ઇંદ્રિય તો અમુક અમુક ખાસ ગુણવાળી હોય છે પરંતુ તેનામાં તો સર્વ ગુણોનો સમૂહ રહેલો છે એટલે ઇંદ્રિયો વગર સઘળું તે કરી શકે છે. મોટામાં મોટી અને બારીકમાં બારીક વસ્તુ તે જ છે. જે કાંઇ છે તે ગમે તેટલું અત્યંત હોય તથાપિ તે સઘળું તેની અંદરના ભાગમાં સમાયેલું છે. તે સૌની અંદર તેમજ સૌની બહાર છે, પણ તેની બહાર કશુંય નથી. સર્વ વસ્તુઓનાં મૂળમાં સર્વ પ્રકારની અંતિમ અજાયબ શકિતરૂપે તે જ છે. જે અજાયબ અગમ્ય આત્મ શકિત છે તે તે છે માટે તેને આત્મામાં નિહાળવો એમ કહે છે. છેલ્લો શ્લોક અર્થપૂર્ણ છે. હૃદયની ગ્રંથિ તુટી જાય ત્યારે અમરત્વ મળે છે એમ કહેવાનો અર્થ એવો છે કે–ઇશ્વર આત્મામાં પણ

રહેલી ગુપ્ત અકલિત શક્તિ છે અને તે કેવી રીતે છે તે બાબતની અજ્ઞાનરૂપી ગ્રંથિ તુટી જાય અને બધુંય યથાસ્થિત સમજાઇ જાય ત્યારે જીવન ઇશ્વરમય બની જાય છે. સમગ્ર આચરણ–વર્તન ઈશ્વિરાનુસાર થઈ જાય છે, એટલે કોઇ પણ જાતનું દુઃખ–મરણરૂપી મહા દુઃખ રહેતું નથી એટલે અમરતારૂપી શાશ્વત સુખશાંતિમય સ્થિતિ થઈ જાય છે.

---

## અધ્યાય ૯ મો.

### ( ૧ )

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति ॥**

तृतीय मुंडक प्र. खंड. १

**અર્થાત્**—બે સુંદર પક્ષી એક ઝાડના આશ્રયે રહેલાં છે. તે સર્વદા એકઠાં રહે છે, અને બન્ને એક બીજાના સખા મિત્ર છે. તેમાંથી એક સુખપૂર્વક ફળ ખાય છે અને બીજો અનશન રહીને એટલે ઉપવાસ કરીને કેવળ જોતોજ બેઠો રહે છે.

ઝાડ એ શરીરનું રૂપક છે. બે પક્ષી તે આત્મા અને પરમાત્મા. આત્મામાં પરમાત્મા અંતરસ્થ રહેલો છે એટલે તે બેય સાથે એક સ્થળમાં છે અને એકઠા રહે છે. આત્મા પરમાત્માનોજ અંશ છે. એટલે તે બે વચ્ચે સંબંધ છે. પરમાત્મા તો કેવળ નિર્લેપ નિષ્કામ શુદ્ધ શક્તિ છે, અને તેને તો આત્માને શક્તિ પુરવા ઉપરાંત વિશેષ કરવાનું નથી; અને તે પણ પોતાના સ્વાર્થ ખાતર એમ નથી, પરંતુ આત્માના ઉપકાર અર્થે છે. એવી રીતે સશક્ત બની આત્મા શરીર

રૂપી કારખાનું ચલાવી, તેમાં અનેક કાર્યો રૂપી અનેક જાતનો માલ તૈયાર કરી, તેનાં ફળનો સુખેથી ભોગ કરે છે. પરમાત્માને પોતાના ભોગ ખાતર કાંઇ કરવાનું નથી. એ તો માત્ર પરાર્થ–પરોપકારજ કરે છે. જ્યારે આત્મા સ્વાર્થની ખાતર કરે છે. શુદ્ધ–નિર્લોભ–સંતોષ યુક્ત સ્વાર્થ એ તો આત્માએ જીવન ધારણ કરવાનો હેતુ છે. તેને ખ્યાલ માત્ર એટલુંજ રાખવાનું કે તૃષ્ણા–લોભ–અસંતોષમાં પડી સત્ય–ન્યાય–પ્રમાણિકતા ચૂકી સ્વાર્થમલિન ન બની જાય. સંતોષ રાખી પ્રમાણિકતા–ન્યાય–સત્યના અનુસરણ વડે સાધારણ રીતે–સહજ રીતે જે મળી શકે તે મેળવવા ઉદ્યોગ કરવો અને જે મળે તેથી સંતુષ્ટ રહી તેનો ભોગ કરવો એજ જીવનનો હેતુ છે. ભોગમાં લપટાઈ વધુ વધુ ભોગ માટે તૃષ્ણા કરવી અને પ્રમાણિકતાથી વધુ ન મળે તો ભલે અપ્રમાણિકતા કરવી પણ તે વધુ ભોગ ગમે તેમ કરીને ભોગવવો એવી વૃત્તિ અધર્મ્ય છે. એવી તૃષ્ણાવૃત્તિને પરિણામે અપ્રમાણિકતા કરવામાં ઉતરી જવાય છે ત્યારેજ દુ:ખ ઉત્પન્ન થાય છે. બાકી સંતોષ રાખી પ્રમાણિકતાપૂર્વક જેટલું મળી શકે તેટલું ભોગવવામાં સંતુષ્ટ રહેવામાં આવે તો તે સંતોષમય ભોગ સુખપ્રદ હોય છે. આત્માની અંદર રહેલો પરમાત્મા આત્માની સઘળી વૃત્તિ અને પ્રવૃત્તિ જોયાં કરે છે કેમકે તે તો ભોગથી અતીત છે–નિર્લેપ છે. સ્વાર્થ એજ લેપન છે–સ્વાર્થને અંગેજ લેપન હોય છે. નિષ્કામ પરમાર્થ કરવામાં લેપન ઉત્પન્ન થતું નથી. આત્મા જ્યારે તદ્દન નિષ્કામ–નિઃસ્વાર્થ બની જાય છે, ત્યારેજ તે સંપૂર્ણ સુખશાંતિ–મોક્ષ અમરતા અનુભવે છે. આવું બધું આ જીવનમાંજ કરવાનું છે. આવતા જીવનની રાહ જોવાની નથી. જે આ જીવનમાંજ ન હોય તે આવતા જીવનમાં સંભવેજ કયાંથી? આ જીવન છે એ સત્ય છે અને તે છે, એટલે તે ઉત્સાહ પૂર્વક ગાળી તેમાં જે કાંઇ સુખશાંતિ સત્યાનુસરણ વડે મળે તે ભોગવી લેવીજ જોઇએ. ન સુખશાંતિનો છેક ત્યાગ કરવો જોઇએ, કે ન તે માટે અતિ

તૃષ્ણા કરી સત્યને પણ વિસ્મૃત કરી તે શોધવા પાછળ વ્યર્થ મહેનત કરવી જોઇએ. કેમકે ખરૂં આત્મિક સુખ સત્યાનુસરણ અને સંતોષ વગર કદિ પણ સંભવતુંજ નથી. સત્ય ચુકવાથી સુખ મળે એ ભ્રમ છે. સંતોષથી વિવેકભ્રષ્ટ થવાતું નથી કેમકે તેમાં ચિત્ત શાંત–સ્થિર હોય છે. અસંતોષ–તૃષ્ણા આવતાં ચિત્તની સ્થિરતા તુટે છે એટલે વિવેકભ્રષ્ટ થવાય છે, અને વિવેકભ્રષ્ટ થતાં સત્ય કે અસત્યની ખબર રહેતી નથી અને અમુક સુખ મેળવવુંજ છે એવી તૃષ્ણાથી તણાવાથી સત્ય ભૂલી અસત્યને માર્ગે જવાય છે. અને તેમ થતાં સુખ મળતું નથી એટલે તૃષ્ણા વધે છે અને તે જેમ વધે છે તેમ સત્ય ભૂલાઇ અસત્ય અનુસરાય છે; અને પછી દિશા ભૂલેલાની માફક–ગાંડાની માફક સુખ માટે આમ તેમ ફાંફાં મારવામાં આવે છે, પણ સત્યની ગેરહાજરીને લીધે તે મળતું નથી, અને જીવન સુખશાંતિમય સુંદર બનવાને બદલે દુઃખ મય અશાંતિમય બની જાય છે અને જ્યાં ત્યાં આવરદા પુરી કરવામાં આવે છે.

( ૨ )

**समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।**
**जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥**

तृ. मुं प्र. खं. २

**અર્થાત્**—એજ વૃક્ષનો એક, પક્ષીરૂપી આત્મા, મોહમાં નિમગ્ન થતાં ઇશ્વરને એટલે બીજા પક્ષીને દેખતો નથી. તેથી શોક કરે છે. પરંતુ જ્યારે તે બીજા પક્ષી અર્થાત્ ઇશ્વરને અને તેના મહિમાને જુએ છે ત્યારે શોક-મુક્ત બની જાય છે.

આગળ કહેવાયું તેમ તૃષ્ણા અસંતોષ વગેરે વડે આત્મા અજ્ઞાન વશ બને છે. અર્થાત્ મોહવશ બની જાય છે ત્યારે સત્ય એટલે ઇશ્વરને ભૂલી જાય છે અને તેને ભૂલી જતાં અસત્યને અવળે માર્ગે ચડી જઇ પછી દુઃખ પામે છે એટલે કે શોક પામે છે, આવી સ્થિતિ થવા છતાંય જો પાછું સત્ય–ઇશ્વરનું ભાન આવી જાય છે, તો ભૂલા-એલો સત્યનો માર્ગ ફરી ગ્રહણ કરે છે. એટલે દુઃખથી–શોકથી મુકત થાય છે.

( ૩ )

**यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्।**
**तदा विद्वान् पुण्यपापे विधूय निरंजनः परमं साम्यमुपैति।**
**महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥**

तृ मुं प्र. खं. ३

**અર્થાત્**—વિદ્વાન્ સાધક જ્યારે સ્વયંપ્રકાશ વિશ્વના કર્ત્તા નિયંતા તથા કારણસ્વરૂપ પૂર્ણ બ્રહ્મને જુએ છે, ત્યારે તે પુણ્ય પાપનો પરિત્યાગ કરી નિર્લેપ બનીને પરમ સામ્ય એટલે બ્રહ્મમયતારૂપી પરમ કલ્યાણ પ્રાપ્ત કરે છે. ધીર મનુષ્ય મહાન વિભુ ( સર્વવ્યાપક ) પરમાત્માને જાણ્યા પછી શોક કરતો નથી.

અગાઉ વિવેચન કર્યા મુજબ જ્યારે સત્યનું ભાન થાય છે ત્યારેજ નિષ્કામ–સંતોષી–સ્વાર્થવિહીન–નિર્લેપ જીવન થાય છે. અને એવા જીવન વડે સુખ શાંતિ ભોગવાય છે. બ્રહ્મને જોવો એટલે તેના સ્વરૂપ સત્યને જાણવું. સત્ય જાણ્યા પછી અસંતોષ–તૃષ્ણા–લોભનો અભાવ થાય છે એટલે પછી દુઃખ–શોક જેવું કાંઈ રહેતું નથી.

( ૪ )

**परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते ॥** प्रश्नोपनिषद्. च. प्रश्न. १०

**અર્થાત્**—તે છાયારહિત, લોહિતાદિ ગુણરહિત પરિશુદ્ધ, અક્ષર–અવિનાશી બ્રહ્મને જેઓ જાણે છે તેઓ તે અક્ષય બ્રહ્મને પામે છે.

જે સ્થૂળ હોય તેનીજ છાયા–પડછાયો પડે છે. લોહી–હાડ–માંસ વગેરે પણ સ્થૂળમાંજ હોય છે. તેથી છાયા લોહિતાદિ ગુણરહિત એટલે અસ્થૂળ–તદ્દન સૂક્ષ્મ ભાવમય.

( ૫ )

**अदृष्टमव्यवहार्य्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्म प्रत्ययसारं प्रपंचोपशमं शान्तं शिवमद्वैतम् ॥**

मांडुक्य. आगमप्रकरण. ७

**અર્થાત્**—પરમેશ્વર ચક્ષુને અગોચર છે. ઇંદ્રિયોને અગ્રાહ્ય–અવ્યવહાર્ય ( સ્થૂળ ઉપયોગ ન કરી શકાય એવો ) છે; તે કોઇ લક્ષણથી સૂચિત નથી–કોઈ શબ્દથી વાચ્ય–વદ્ય નથી; તે અચિંત્ય છે; ફક્ત આત્મપ્રત્યયજ તેના અસ્તિત્વનું પ્રમાણ–પ્રતીતિ છે; તે સંસારના સર્વ ગુણ-ધર્મથી અતીત છે; તે શાંત–શિવ ( કલ્યાણ કરનાર–મંગ-ળકર ) અદ્વિતીય છે.

ઇશ્વર જ્ઞાનેન્દ્રિયોને ગમ્ય નથી. તેમજ કર્મેન્દ્રિયોને ગ્રાહ્ય કે અવહાર્ય ( વાપરી શકાય એવો ) નથી. ફક્ત આત્માજ તેનો સ્વા-નુભવ–ઝાંખી કરી શકે છે અને તે ઉપરથી ઇશ્વરના અસ્તિત્વની

તેમજ તેના અનાદ્યનંતત્વની ખાત્રી થાય છે. આત્માને એવી ઝાંખી સંવેદના થાય છે તેજ પરમાત્માના અસ્તિત્વનું પ્રમાણ-પુરાવો છે. બાકી તે કોઈ લક્ષણ-સંજ્ઞા-પ્રતીક-મૂર્તિ કે તેવાં કશાયમાં ઉતારી બતાવી શકાતો નથી તેમજ નથી કોઇ શબ્દ વડે તેનું વર્ણન કરી ઉપદેશી શકાતો. તે સંસારથી તો અતીત છે એટલે દુનિયાની કોઇ વસ્તુ વડે તે સમજી શકાતો નથી. માત્ર આત્મા કે જેમાં તે ઉંડો ગુપ્ત રહેલો છે તેજ તેની ઝાંખી-સ્વાનુભવ-સંવેદન કરી શકે છે. ઇશ્વર સર્વાતીત શુદ્ધ શક્તિ સ્વરૂપે એકરૂપજ છે. તે શક્તિનાં ઘણાં રૂપ નથી. તેને આધારે ઉત્પન્ન થયેલી શક્તિઓ ઘણી છે પરંતુ તે સર્વના કારણ-મૂળરૂપ ઇશ્વરશક્તિ તો એક અવિકારી અવ્યય અવિનાશીરૂપે છે. તે કેવી છે તે સમજી શકાતું નથી. પરંતુ તે છે તો જ બીજી સર્વ શક્તિઓ તેના વડે પોતાનાં કાર્ય કરી શકે છે એવી પ્રતીતિ થયા વગર રહેતી નથી. કેટલાક આ શુદ્ધ સર્વાતીત શક્તિને તદ્દન સ્વતંત્ર ગણે છે તો કેટલાક તેને આત્મા તરીકેજ ગણે છે. આ બાબત જુદા જુદા ચાર વાદ છે. એક વાદ કહે છે કે મૂળ આ શક્તિમાંથી આત્મા અને અનાત્મા એટલે પ્રકૃતિ એમ તેનાથી અલગ બે જુદી શક્તિઓ થઇ છે. આવી રીતે તે ત્રિપુટીને માને છે. બીજો વાદ કહે છે કે આ એક શક્તિજ આત્મા તથા અનાત્મા રૂપે વિસ્તાર પામી છે. તે અદ્વૈત-એકત્વને માને છે. ત્રીજો વાદ આત્મા રૂપે આ શક્તિ અને અનાત્મા એમ બેને મૂળથીજ એક બીજાથી સ્વતંત્ર-સ્વયંભૂ માને છે. એ દ્વૈતને માને છે. ચોથોવાદ ફક્ત અનાત્માનેજ માને છે અને આત્મશક્તિ અનાત્મામાંજ રહેલો ગુણ છે એમ અનાત્માનું અદ્વૈત માને છે. ગમે તેમ હોય. અંતિમ હકીકત એવી દુર્ગમ્ય છે કે જેને જે પ્રમાણે માનવું હોય તે પ્રમાણે માનવાની સરળતા રહે છે. ઉપનિષદોમાં ઇશ્વર આત્મામાં અંતરસ્થ રહેલો છે એમ કહેલું છે તે ઉપરથી તે ત્રિપુટિવાદનું પ્રતિપાદન કરે છે એમ જણાય છે. ભલે ગમે તેમ હોય પરંતુ એ શક્તિ સાથે આપણે કેવી

રીતે વર્તવું એ પ્રશ્ન મુખ્ય છે અને તેના સંબંધમાં પણ મતભેદ છે. ઉપનિષદોમાં અમુક એ શક્તિને જાણવી એજ પુરતું માને છે. અમુક જાણવા ઉપરાંત તેની પ્રાર્થના સ્તુતિ વગેરે પણ કરે છે. પ્રશ્ન એ થાય છે કે એ સ્તુતિ વડે પ્રસન્ન થઈ પ્રાર્થના કર્યા મુજબ આપે છે કે કેમ? આ બાબતમાં મતભેદ છે. કાર્યકારણના કાયદા મુજબ જે ફળ જોઈતું હોય તેને અનુરૂપ કાર્ય કરવુંજ જોઇએ અને એ કાર્ય ઇચ્છિત ફળ કેવી રીતે ઉત્પન્ન કરે તે રીત–વિધિ જાણી તે પ્રમાણે કાર્ય કરવું જોઇએ એમ કહે છે. કેટલાક આ મત સ્વીકારે છે અને ઉપરાંત ઇશ્વરના આપણા ઉપર અનેક ઉપકાર હોવાથી તેની સ્તુતિ કરવી અને તે પરમ શક્તિમાન હોવાથી આપણને સદ્‌-જ્ઞાન આપવા માટે–સદ્‌શક્તિ આપવા માટે પ્રાર્થના પણ કરવી એમ માને છે. બ્રાહ્મસમાજ જ્ઞાન વર્તન અને ઇશ્વરની સ્તુતિ–પ્રાર્થનાનો મત સ્વીકારે છે. ઇશ્વર શક્તિસ્વરૂપ છે અને કાર્ય કારણના કાયદા અનુસાર જેવું કાર્ય કરીએ એવું ફળ મળે છે તેથી એ શક્તિને તેના ઉપયોગ દ્વારા ખીલવવામાં આવે તો તે ખીલે છે એટલે તેની સ્તુતિ કે પ્રાર્થનાની જરૂર નથી એમ કેટલાક માને છે. કાર્ય કારણનો કાયદો અનિવાર્ય છે એ તો દેખીતું છે એટલે તે મુજબ તો તે શક્તિ સ્તુતિ કે પ્રાર્થનાને બદલે તેના વિનિયોગ–ઉપયોગથીજ ખીલે અને તે ખીલતાં આપણે કાર્ય કરી શકીએ એમજ દેખાય છે. પરંતુ ઇશ્વર શું આવી અંધ–જડ શક્તિ છે કે જેનો માત્ર ઉપયોગજ કરવાનો હોય?. ના, તે એવી જડ શકિત નથી. તે સર્વજ્ઞ છે–સર્વશક્તિમાન છે. તે સ્તુતિ તથા પ્રાર્થનાને સમજે છે. જો સ્તુતિ પ્રાર્થના ખરા અંતઃકરણનીજ હોય, અને તે શુભ કાર્ય માટેજ હોય, તો તે જરૂર તેનો ઉત્તર આપે છે. અલબત્ત તે સીધી રીતે કાર્ય કરી આપતો નથી પરંતુ તે કાર્ય કરવાની આપણામાં શક્તિ–ઉત્સાહ વગેરે સફળતાદાયક તત્વો ખીલવે છે. એક બાજુ તે શક્તિનો વિકાસ જાતે કરીએ અને બીજી બાજુ પ્રાર્થના આદિનાં કારણસર ઇશ્વર પણ વિકસાવે એટલે દૂધમાં સાકર ભળ્યા મુજબ

શક્તિ વધુ વધે છે અને કાર્યની સફળતા નિશ્ચિત થાય છે. ઇશ્વર સીધી રીતે કાંઇ નહીં કરતો હોવાથી ઓજાર–સાધન–વાહન રૂપે તો આપણે જ થવું જોઇએ એટલે કે આપણે જેને માટે પ્રાર્થના કરીએ તેને લગતો યોગ્ય પુરૂષાર્થ–ઉદ્યમ જાતે કરવોજ જોઈએ કે જેથી ઇશ્વર પ્રાર્થનાના ઉતરમાં અદૃશ્ય રીતે તેમાં બળ આપે અને સરળતા પ્રાપ્ત થાય. આપણા પુરૂષાર્થ વગર તો ઇશ્વર બીજી રીતે કાંઈ આપતો નથી. પુરૂષાર્થ વગરની પ્રાર્થના નકામીજ જાય છે. પ્રાર્થના દરેક વખતે સ્વયંસ્ફુરિત હોવી જોઇએ. અમુક ગોઠવી રાખેલા શબ્દો તો યાંત્રિક બની જાય છે. પ્રાર્થના કરતી વખતે એમુક ગોઠવી રાખેલા શબ્દો, ભલે તેમને ગમે તેટલા સહૃદય કરવા મથીએ છતાંય તે હમેશની પરિપાટીને લીધે, યાંત્રિક–જડ જ બની જાય છે. તે બોલવાની જીભને ટેવ પડી જાય છે એટલે અંતરના ઉંડાણમાં વિચાર કરીને બોલવાની જરૂર રહેતી નથી. આવી યાંત્રિક પ્રાર્થના બહુ સંગીન ગણાય નહીં. તે તો તે કરતી વખતેજ અંતરમાં તે વખતના અંતરના ભાવ સાથેજ નીકળવી જોઇએ. અંતરના ભાવ સાથે નીકળે ત્યારેજ અંતરમાં તેની અસર થતી જાય છે અને ઇશ્વર આત્મામાં રહેલો હોઇ ત્યાં તેને પહોંચે છે. અંતરને સ્પર્શ ન કરે એવી માત્ર જીભથીજ બોલાએલી યાંત્રિક પ્રાર્થના જોઇએ તેવી અસર કરતી નથી. અલબત ઇશ્વર સર્વવ્યાપક હોવાથી જ્યાંથી બોલાય ત્યાંથી તે સાંભળે છે; પરંતુ તે સર્વવ્યાપક હોવા છતાંય આત્મામાં ઉંડા ગુપ્ત નિહિત છે એમ કહેવામાં આવે છે, એટલે ઇશ્વરનું મુખ્ય સ્થાન અંતર હોઇ પ્રાર્થના ત્યાંથીજ નીકળવી જોઇએ અને ત્યાંજ ઘુંટાવી જોઇએ, કે જેથી આખુંય અંતર વીંધી તે તેમાં ઉંડે રહેલા પરમાત્મા સુધી પહોંચે. આ કારણથી ઉપાસકે હમેશાં જ્યારે જ્યારે પ્રાર્થના કરે ત્યારે ત્યારે તે વખતે અંતરમાં જે ભાવ સ્ફુરે–જે શબ્દો ઉગે તે વડેજ પ્રાર્થના કરવી જોઇએ, અને એજ ખરી પ્રાર્થના સમજવી. વળી તેની સાથે ચારિત્ર્ય સંપૂર્ણ રીતે ઈશ્વરમય હોય તે

વિષે લેશપણ દુર્લક્ષ ન થવું જોઇએ. કારણકે પ્રાર્થનાનો ઉત્તર આપણાં પોતાનાં ચારિત્ર્યદ્વારાજ મળે છે.

અલબત જગતમાં કેટલાક દૈવયોગો પણ બને છે. એટલે કે આપણે ખાસ પુરૂષાર્થ નથી કરતા છતાં જેને માટે ઇશ્વરને પ્રાર્થના કરતા હોઇએ છીએ તે કાર્ય બને છે. જો એમ હોય તો પછી આપણા પોતાના પુરૂષાર્થમાંજ ઇશ્વરની મદદ ઉતરે છે અને બીજી રીતે નહીં એવો અચલ-અવિકારી નિયમ કયાં રહ્યો? આપણે ફક્ત પ્રાર્થના કરીનેજ બેસી રહીએ અને તે બાબતમાં કોઇ પણ પ્રકારનો સીધો કે આડકતરો કાંઇ પ્રયાસ-પુરૂષાર્થ કરીએજ નહીં એવું તો કદિ બનતું નથી. આપણે કોઇ પ્રકારની માનસિક કે શારીરિક પ્રવૃત્તિ કર્યા વગર તો કોઈ દહાડો કશુંય બનતું નથી. છતાં કેટલીક બાબતો અનાયાસે અણધારી રીતે તેની મેળે આવીને રજુ થાય છે. એને આપણે નશીબ અથવા ઈશ્વરનો અનુગ્રહ માનીએ છીએ, પરંતુ ખરી રીતે તેવું નથી. તે આપણા આગળ પાછળના કોઈપણ પ્રકારના સીધા કે આડકતરા ઉદ્યોગનુંજ ફળ હોય છે એમ ઉંડો વિચાર કરવાથી જણાયા વગર રહેશે નહીં. આ ઉપરાંત વિશેષ મહત્વની વાત તો એ છે કે ભકતજનની અંતરની, શુદ્ધ, સાચી, નિઃસ્વાર્થ આર્દ્ર હૃદયની, પ્રેમયુકત સ્વાભાવિક નિખાલસ વૃતિથી ઉદ્દભવેલી પ્રાર્થના-હૃદયના ઉંડા ઉદ્દગારનું ફલ વ્યાવહારિક સુખની પ્રાપ્તિમાં પરિણામ પામતું નથી. પરન્તુ તેનું મુખ્ય ફલતો ચિત્તનો અલૌકિક આનંદ, શાંતિ અને વિશુદ્ધિ એજ છે. વ્યવહારના સુખદુઃખપ્રાપ્તિના નિયમો સર્વને માટે સમાન અચલ નિર્ણિત કરેલા છે. ભકતની પ્રાર્થનાના બળે એ નિશ્ચલ નિયમોમાં પરમાત્મા ફેરફાર કરતો નથી-સાચો ભકત એ નિશ્ચલ નિયમોનો ભંગ ઇચ્છિતો નથી. ભકતજનની શુદ્ધ શ્રદ્ધાયુકત ભક્તિનો મહિમા વધારવા એવા નિશ્ચલ નિયમોના ભંગનાં દૃષ્ટાંત કથાઓમાં આપવામાં આવે છે, પરન્તુ ખરી રીતે જોતાં આ ભ્રમ છે. મનુષ્યની 'ચમત્કાર' અનુભવવાની આતુરતા અને પ્ર-

ત્યક્ષ ફલની ઇચ્છાને લીધે આવી કથાઓ ઉપજાવેલી જણાય છે. પરમાત્માના અકલિત નિયમો આપણે અપૂર્ણ રીતે જાણીએ છીએ, એટલે કયા નિયમોના વ્યાપારથી કયું પરિણામ આવશે એમ નિશ્ચય પણે આપણે કહી શકતાજ નથી. આટલાજ માટે સાંસારિક બાબતોની યાચના ન કરતાં માત્ર સુમતિ અને સદાચરણબળના-ચિત્ત શુદ્ધિની અને પરમાત્માના સ્વરૂપના વિશેષ સાક્ષાત્કારનીજ પ્રાર્થના તે યોગ્ય પ્રાર્થના છે-યોગક્ષેમનો ભાર વિશ્વંભરને માથે નાખવો એજ ભક્તજનનું કર્તવ્ય છે.

( ૬ )

**तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्**
**सर्वस्मादन्तरतरं यदयमात्मा** बृ. प्र. अ. च. ब्रा. ८

**અર્થાત્**—તે પરમાત્મા અંતરતર છે. તે પુત્ર તેમજ વિત્તથી પણ પ્રિયતર છે. તે સર્વથી પ્રિયતમ છે.

અંતરતર એટલે અંતરનું પણ અંતર. આત્માનો પણ આત્મા-તેના સેવનથી પુત્ર કે વિત્ત જે સુખશાંતિ-આનંદ આપી શકે તેથી પણ વિશેષ મળે છે.

( ૭ )

**स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात् प्रियं**
**रोत्स्यतीतीश्वरो ह तथैव स्यात्** ॥ बृ. प्र. अ. च. ब्रा. ८

**અર્થાત્**—પરમાત્મા સિવાય બીજા કશાને જે માણસ પ્રિય ગણે છે તેને જો બ્રહ્મવાદી કહે કે-તારૂં એ (પરમાત્મા સિવાયનું બીજું) પ્રિય નષ્ટ થશે તો એમ કહેવાનો તે બ્રહ્મવાદી અધિકારી છે, કેમકે તે જેમ કહે છે તેમ થાય છે.

પરમાત્મા સિવાય બીજી સર્વ વસ્તુઓ વિનાશને વશ છે, એટલે પરમાત્મા સિવાયની બીજી વસ્તુને પ્રિય ગણવામાં આવે, પરંતુ તે વિનાશી હોય છે, અને બ્રહ્મવાદી તેવી બીજી વસ્તુને વિનાશી કહે તો તે તદ્દન સત્ય છે. તેમાં જરાય અસત્ય નથી. જ્ઞાન વગર, પરમાત્મા સિવાય બીજું બધું વિનાશી છે એવી સમજ આવી શકતી નથી; તેથી જ્ઞાનીને તેવી સમજ હોવાથી તે તેને તેવી કહી શકે છે. એમ કહેવાનો અધિકાર તેને જ્ઞાન વડે પ્રાપ્ત થયો હોય છે. બ્રહ્મવાદી કહે છે તેમ થાય છે એમ કહેવાનો અર્થ એવો નથી કે બ્રહ્મવાદી સ્વચ્છંદી રીતે જેતે કહે છે અને તે પ્રમાણે થાય છે. બ્રહ્મવાદી સ્વચ્છંદી હોતોજ નથી. સત્યને બરાબર જાણે અને સંપૂર્ણ રીતે સત્યનેજ બીનચુક અનુસરે તેજ બ્રહ્મવાદી હોય છે. બ્રહ્મવાદી જે સત્યાનુસાર હોય તે જ કહે છે અને જે સત્યાનુસાર હોય તે જ બને છે. વળી બ્રહ્મવાદીને–સત્ય વસ્તુને જાણનારનેજ–એવું કહેવાનો અધિકાર છે એ પણ અર્થ છે.

(૮)

**आत्मानमेव प्रियमुपासीत।**
**स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति॥**

बृ. प्र अ. च. ब्रा. ८

**અર્થાત્**—પરમાત્માને પ્રિય ગણી તેની ઉપાસના કરવી જોઇએ જે માણસ પરમાત્માને પ્રિય સમજી ઉપાસે છે તેનો પ્રિય મૃત્યુ પ્રાપ્ત કરતો નથી.

પરમાત્મા સિવાયની અન્ય પ્રિય વસ્તુઓ તો વિનાશી છે. પરમાત્મા માત્રજ અવિનાશી છે એટલે પરમાત્મા જેનો પ્રિય હોય છે તેને તે પ્રિય વસ્તુનો કદિપણ અભાવ થતો નથી, વિયોગ થતો

નથી, કેમકે પરમાત્મા કદિપણ મૃત્યુ પામતો નથી. જેની પ્રિય વસ્તુ ફક્ત પરમાત્માજ છે. તેને પરમાત્મા અવિનાશી હોવાથી પ્રિય વસ્તુનો નાશ થવાનાં કારણે ઉત્પન્ન થતો શોક કરવાનો કદિ પણ પ્રસંગ આવતો નથી. પરમાત્મા કદિ નાશ પામે નહિ અને તેને પ્રિય ગણુનાર ઉપાસકને પ્રિયના નાશથી થતો શોક પણ થવા પામે નહીં. બીજા પદાર્થને પ્રિય ગણુનારનો પ્રિય પદાર્થ નાશ પામે છે એટલે તેને પ્રિયના વિયોગનો સંભવ છે. પરમાત્મા જેની પ્રિય વસ્તુ છે તેને આ પ્રકારના પ્રિયનાશનો સંભવ નથી.

## ( ૯ )

**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः ॥**

वृ. द्वि. अ. च. ब्रा. ६.

**અર્થાત્**—પરમાત્માનું દર્શન–શ્રવણ–મનન અને નિદિધ્યાસન કરવું જોઇએ.

વિશ્વની રચના અને વ્યવહારનું બરાબર અવલોકન કરવાથી તેમાં છેવટે ઇશ્વર કેવી રીતે સર્વના અંતરમાં રહેલો છે એનું દર્શન થાય છે. આવું અવલોકન પ્રથમ બીજા પાસેથી તેવી હકીકત સાંભળી શીખી પછી તેના ઉપર મનન કરવાથી થઇ શકે છે. આ પ્રમાણે બધું તે માટે નિદિધ્યાસન એટલે ઉંડો ઉત્સાહ જીજ્ઞાસા પૂર્વક ઉદ્વેગ હોય તોજ બને છે, માટે ઇશ્વરનાં દર્શન માટે અને તે પ્રાપ્ત કરવાનાં સાધન અવલોકન શ્રવણ અને તે ઉપર મનન માટે હમેશાં ઉંડી જીજ્ઞાસા–સંગીન ઉત્સાહ પૂર્વક ઉદ્યોગ ચાલુ રાખવો જોઇએ.

## ( ૧૦ )

**स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा ॥**

वृ. द्वि. अ. पं. ब्रा. १५

**અર્થાત્**—પરમાત્મા સર્વ ભૂતો ( એટલે અખિલ જગત ) નો અધિપતિ તેમજ રાજા છે.

રાજા કે શેઠ જેમ તેના રાજ્ય કે ધંધાના સ્વતંત્ર માલિક અને નિયામક છે તેમ ઇશ્વર આખા જગતનો સ્વતંત્ર માલિક અને નિયંતા છે. રાજા અને શેઠરૂપી માલિકનો પણ ઈશ્વર માલિક છે.

( ૧૧ )

**तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता ।**
**एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वेदेवाः**
**सर्वेलोकाः सर्वेप्राणाः सर्व एत आत्मनः समर्पिताः ॥** १५.

**અર્થાત્**—રથના ચક્રની નાભિ અને નેમિ ( ફરતી કુંડાળાકાર પાટલી કે જેના ઉપર લોખંડનો પાટો જડાય છે તે ) માં જેમ સઘળા આરા લાગેલા હોય છે તેમ આ પરમાત્મામાં સર્વ ભૂત–સર્વ–દેવતા–સર્વ લોક–સર્વ પ્રાણ અને સર્વ જીવાત્માઓ સંયુકત રહેલા છે.

પરમાત્મા આખા જગતનું કેંદ્ર એટલે મૂળ છે તેમજ નેમિની માફક ફરતો વિસ્તાર પણ છે. મતલબ કે પરમાત્મા મૂળ તેમજ ફરતો વિસ્તાર એમ સર્વમય છે. નેમિ એ ચક્રનો છેડો છે અને નાભિ તેનું કેંદ્ર છે. તેમ પરમાત્મા પણ જગતનુ મૂળ અને છેડો એમ બેય રીતે છે. આરા ઘણા હોય છે તેમ સંસારચક્ર બહુ બાજુવાળું છે.

( ૧૨ )

**युजे वां ब्रह्म पूर्व्यं नमोभिः ।**
**अनादिमत्त्वं विभुत्वेन वर्तसे यतो जातानि भुवनानि विश्वा ॥**

**श्वे. द्वि. अ. ५. च. अ. ४.**

**અર્થાત્**—હું નમસ્કાર પૂર્વક મારા પૂર્વ્ય ચિરંતન મારા પહેલાંના એટલે મૂળમાં કારણ રૂપ) પરબ્રહ્મની સાથે આત્માનું સમાધાન કરૂં છું. હે અનાદિમત્ પરમાત્મા, જે તમે સર્વત્ર વ્યાપ્ત છો. તમારાથી આ સર્વ વિશ્વ ભુવન ઉત્પન્ન થયાં છે.

સમાધાન કરવું એટલે અનુસંધાન સંયોગ તદાકાર કરવો. ભુવન એટલે લોક. પરમાત્મા સર્વનું કારણભૂત મૂળ છે. અને અંત પણ છે, એટલે સર્વનો આદિ તથા અંત તેનામાંજ રહેલો છે.

(૧૩)

**इहैव सन्तोऽथ विद्मस्तद्वयं न चेदवेदिर्महती विनष्टिः ।**
**य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापि यन्ति ॥**

बृ. च. अ. च. ब्रा. १४.

**અર્થાત્**—અહીં રહીનેજ અમે તે બ્રહ્મને જાણ્યો છે. જો અમે તેને ન જાણત તો મહાવિનાશ થાત. જે તેને જાણે છે તે અમર થઇ જાય છે. નહીં જાણનારા દુઃખ પામે છે.

આ જીવનમાંજ ઈશ્વરને જાણવો જોઇએ કેમકે તે વગર તો જીવનવ્યવહારની સુવ્યવસ્થાજ ન આવડે. ઈશ્વરરૂપી સત્ય જાણવામાં આવે તોજ જીવનને સત્યાનુસાર કરી શકાય. સુવ્યવસ્થા ન હોય તો જીવન સુખમય હોવાને બદલે દુઃખમયજ થાય છે. વિનાશ એ મોટામાં મોટું દુઃખ ગણાય છે, એટલે વિનાશ થાત તેનો અર્થ દુઃખ ઉત્પન્ન થાત એવો થાય. અમર થવું એટલે પણ દુઃખ મુક્ત [જન્મ મરણના મહા દુઃખથી મુક્ત] થવું એવો છે. અહીં પણ એવો જ અર્થ વિવક્ષિત છે. જાણનારા અમર થાય છે અને નહીં જાણ-

નારા દુઃખ પામે છે એટલે તે ઉપરથી અમર થવું એટલે દુઃખ વિયુક્ત થવું એવોજ અર્થ નીકળે છે. ન જાણે તે દુઃખ પામતો હોવાથી જાણે તે દુઃખ ન પામે એવો અર્થ તરી આવે છે. આગળ પણ આવોજ અર્થ કરેલો છે. ઉપનિષદ્ પોતેજ અમરતા એટલે ચિરંજીવીપણું-મરણનો અભાવ એવો અર્થ કરવાને બદલે તેના સામા દુઃખની સરખામણી કરે છે, તેથી અમરતા એટલે દુઃખનો અભાવ એવા અર્થમાંજ તે શબ્દને યોજે છે એમ સ્પષ્ટ છે.

( ૧૪ )

**ततो यदुत्तरतरं तदरूपमनामयम् ।**
**य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥**

श्वे. तृ. अ. १०.

**અર્થાત્**—આ જગતથી જે ઉત્તરતર આગળ છે તે અરૂપ અને અનામય છે. જે એને જાણે છે તે અમર થાય છે, નહીં જાણનારા દુઃખ પામે છે.

ઉત્તરતર એટલે ભવિષ્યમાં આગળ અર્થાત્ અંત-ઇશ્વર જેમ જગતની પૂર્વમાં એટલે મૂળમાં છે તેમ તેની ઉત્તરમાં એટલે અંતે પણ છે. જગતને ફરતો છે. જગતની પાછળ તેમજ આગળ છે. જગત રૂપી વર્તમાનની પાછળ ભૂત અને આગળ ભવિષ્ય છે. અરૂપ એટલે સ્થૂળ કે ગમે તેવાં અમુક રૂપ રહિત. અનામય એટલે રોગ તેમજ શોક રહિત, નિરામય અર્થાત્ સુખી આરોગ્યવાન.

( ૧૫ )

**ततः परं ब्रह्मपरं बृहन्तं यथानिकायं सर्वभूतेषु गूढम् ।**
**विश्वस्यैकं परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥**

श्वे. तृ. अ. ७.

**અર્થાત્**—વિશ્વકાર્યના કારણ રૂપ બ્રહ્મ સર્વકરતાં મહાન છે. તે સર્વ ભૂતોમાં ગૂઢ રૂપે રહેલો છે. વિશ્વના એક માત્ર પરિવેષ્ટિતા એવા તે ઇશને જાણનારા અમર થાય છે.

પરિવેષ્ટિતા એટલે ચોતરફ રહેલો જેની અંદર બધું સમાયેલું એવો ઇશ્વર. વિશ્વમાં તેમજ તેની પેલી પાર પણ છે, તે એકજ અદ્વિતીય છે.

( ૧૬ )

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं सुहृत् ॥** श्वे. तृ. अ. १७.

**અર્થાત્**—તે સર્વ ઇન્દ્રિયોના ગુણોને પ્રકાશાવનારો છે. છતાં સર્વ ઇન્દ્રિયોથી તે વિવર્જિત છે. તે સર્વનો ઈશાન પ્રભુ–તેજબળ ઓજસ શરણ આશ્રય તથા સુહૃત્ મિત્ર છે.

( ૧૭ )

**महान् प्रभुर्वै पुरुषः सत्वस्यैष प्रवर्तकः ।**
**सुनिर्मलामिमां शान्तिमीशानो ज्योतिरव्ययः ॥**

श्वे तृ. अ. १२.

**અર્થાત્**—તે મહાન પુરૂષ સર્વનો પ્રભુ છે ધર્મનો પ્રવર્તક છે. તે સુનિર્મળ શાંતિમય ઈશાન (બળ) જ્યોતિ અને અવ્યય છે.

ઉપરના બે શ્લોકમાં બતાવેલા ગુણો ઇશ્વરત્વ પ્રભુત્વ નિયામક પણાના છે. તે સર્વનું આદિ કારણ તેમજ આધાર છે. તે ભિન્ન ભિન્ન અસંખ્ય અનંત ભૂતોમાં રહેલો છે, છતાં અવ્યય અવિભક્ત છે. અને તે સર્વના ગુણોની અસર તેને થઈ શકતી નથી. તે તો સર્વમાં હોવા છતાં નિર્મળનો નિર્મળજ નિર્લેપ રહે છે. તેના તેજમાં સઘળી મલિનતા ભસ્મીભૂત થઇ જાય છે.

## અધ્યાય ૧૦ મો.

(૧)

**ओमिति ब्रह्म सर्वस्मै देवा बलिमाहरन्ति।**
**मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते॥**

ते. शिक्षावल्ली. अष्टम अनुवाक. १. कठ. अ. २. पञ्चमवल्ली. ३.

**અર્થાત**—તે ઓંકારથી સૂચિત બ્રહ્મ છે-તેની સર્વ દેવો પૂજા કરે છે. તે સર્વ વિશ્વમાં મધ્યસ્થિત રહેલા પરમાત્માની દેવતાઓ નિત્ય ઉપાસના કરે છે.

(૨)

**ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात्।**
**ओंकारेणैवायतनेनान्वेति विद्वान् यत्तच्छान्तमजरम-**
**मृतमभयंपरंच॥**

द्वि. मु. द्वि. खंड. ६. प्रश्न. षष्ठ ७.

**અર્થાત**—તે ઓંકારથી સૂચિત પરબ્રહ્મનું ધ્યાન ધરો. તેથી અજ્ઞાનરૂપી તમથી નિર્વિઘ્ને પાર ઉતરશો. જ્ઞાની મનુષ્યો ઓંકાર સાધન દ્વારા તે શાંત–અજર–અમર–અભય –અનંત (નિરતિશય) બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

(૩)

**तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्॥**

ऋग्वेद. ३. ६२. १०

**અર્થાત**—તે ઉત્પન્ન કરનાર પરમ દેવતાનાં અવર્ણનીય (શ્રેષ્ઠ) ભર્ગ (જ્ઞાન અને શક્તિ) નું ધ્યાન (અમે) ધરીએ છીએ. અમારી બુદ્ધિને (સારાં કાર્યમાં) પ્રેરો.

( ૪ )

**माहं ब्रह्म निराकुर्यान्मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्तु ॥**

छान्दो. प्र. प्र. प्र. खंड. १.

**અર્થાત્**—બ્રહ્મ અમારો પરિત્યાગ ન કરો, અમે પણ તેનો પરિત્યાગ ન કરીએ. તે અમારાથી હંમેશાં અપરિત્ય-ક્ત રહો.

( ૫ )

**तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथाः ॥** प. षष्ठ.प्र. ६.

**અર્થાત્**—તમને મૃત્યુની પરિવ્યથા-દુઃખ ન આવે તેટલામાટે તે વેદ્ય (જાણવા યોગ્ય) પુરૂષને જાણો.

( ૬ )

**यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।**
**य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥**

श्वे द्वि. अ. १७

**અર્થાત્**—જે દેવ અગ્નિમાં છે-જળમાં છે-અખિલ વિશ્વમાં વ્યાપ્ત છે-ઔષધિમાં ( જીવન શક્તિ દાયક પદાર્થ--અન્ન)-વનસ્પતિમાં છે તેને વારંવાર નમસ્કાર કરૂં છું.

ઓંકાર ઇશ્વરને કેવીરીતે સૂચિત-પ્રતિપાદિત કરે છે તેનો ખુલાસો આગળ અપાઇ ગયો છે. આમાં ત્રિજો શ્લોક છે તે ગાયત્રી ગણાય છે અને તે ઉત્તમોત્તમ પ્રાર્થના ગણાય છે. બ્રહ્મ સર્વસ્વ છે એટલે આપણી ગમે તે સ્થિતિ (સજીવ કે મૃત) હોય તથાપિ આપણે તેનામાંજ છીએ. એ પ્રમાણે તે આપણો ત્યાગ કરતો નથી, દુઃખ-મુક્ત સુખ શાંતિમય જીવન સત્યના અનુસરણ વડેજ થઇ શકેછે.

માટે બ્રહ્મસ્વરૂપ સત્યનો આપણે પણ ત્યાગ ન કરવો જોઇએ. ઇશ્વર આપણો ત્યાગ કરતો નથી તે તો તેની પરોપકારવૃતિ છે. પરંતુ આપણે તેનો ત્યાગ ન કરીએ એ આપણા પોતાનાજ હિતનું છે. ઇશ્વરનો ત્યાગ નહીં પરંતુ તેના પ્રત્યે પરાયણતા એજ દુઃખ નિવૃત્તિનો ઉપાય છે એમ સર્વેય ઉપનિષત્કારો એકી અવાજે કહેછે. આપણો પોતાનો સામાન્ય અનુભવ પણ એવોજ થયાં કરે છે. સત્ય વડે સુખ શાંતિ અને અસત્ય વડે દુઃખ થાય છે એ દેખીતુંજ છે. એકજ અર્થની એકજ વાત જુદા જુદા જ્ઞાનીઓએ જુદી જુદી ભાષામાં કહેલી છે. **एकं सत्‌विप्रा बहुधा वदन्ति** અર્થાત્ તે એકજ સત્ય છે. તેને વિપ્રો બહુ રીતે કહે છે.

## અધ્યાય ૧૧ મો.

(૧)

**अशब्दमस्पर्शमरुपमव्ययं तथा रसंनित्यमगन्धवश्च यत् ।**
**अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ।**

कठ. प्र. अ. तृ. वल्ली. १५.

**અર્થાત્**—તેમાં શબ્દ નથી, સ્પર્શ નથી, રૂપ નથી, રસ નથી, ગંધ નથી, તે નિત્ય (અવિનાશી) અને અવ્યય (અછેદ્ય) છે; તે અનાદિ–અનંત છે; તે મોટામાં મોટો છે; તે ધ્રુવ (અચળ–નિર્વિકાર જેમાં કાંઇ ફેરફાર ન થાય તેવો) છે; તેને જાણવાથી મનુષ્ય મૃત્યુના મુખથી વિમુક્ત થાય છે.

(૨)

**एष सर्वेषु भूतेषु गूढोऽत्मा न प्रकाशते ।**
**दृश्यते त्वग्रया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः १२.**

**અર્થાત્**—તે પરમાત્મા સર્વ ભૂતોમાં ગૂઢ રહ્યો છે એટલે બહાર પ્રકાશતો નથી. સૂક્ષ્મદર્શી મનુષ્ય તેની એકા-ગ્રસૂક્ષ્મ બુદ્ધિવડે તેને જોઇ શકે છે.

પરમેશ્વર અમુક વિશેષ સ્થૂળરૂપે દૃશ્ય નથી. તે સર્વ જીવોના આત્મામાં ઉંડો ગુપ્ત રહેલો છે. તે બહાર વ્યક્ત નહીં હોવાથી માત્ર એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિવડેજ તેને જોઇ અર્થાત્ સમજી શકાય છે. તેને સમજવા-જાણવા માટે સૂક્ષ્મ બુદ્ધિ સિવાય ઈતર કાંઇ પ્રકેત-સાધન છેજ નહીં. દરેક વસ્તુને બહારથી માંડી છેવટ અંતર સુધી પૃથક્કરણ કરતાં કરતાં સમજતા જવાથી છેવટે તે અવિકારી-અવ્યય-અનંત-સૂક્ષ્મતમ શેષમાં રહી જાય છે, અને તે ઈંદ્રિયજન્ય ન હોવાથી ફક્ત સૂક્ષ્મ બુદ્ધિને તેની ઝાંખી-ભાસ થાય છે. એટલે કે માત્ર આત્માને તેનો સાક્ષાત્કાર થાય છે.

( ૩ )

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुस्वाम् ॥**

तृ. मुं. द्वि. खंड. ३.

**અર્થાત્**—તે પરમાત્મા પ્રવચનથી મળતો નથી, બુદ્ધિ-થી કે બહુ શ્રવણ કરવાથી પણ મળતો નથી, પરંતુ ઉપા-સક જ્યારે તેને ચાહે છે ત્યારેજ મળે છે-ત્યારેજ પરમાત્મા તેનું સ્વરૂપ પ્રગટાવે છે.

પરમાત્માને પ્રાપ્ત કરવાનું સાધન નથી પ્રવચન કે નથી શ્રવણ કે નથી માત્ર બુદ્ધિ. તેને પ્રાપ્ત કરવાનું સાધન તો પ્રીતિ-આર્દ્રતા-ઉત્સાહ પૂર્વક અન્વેષણ કરી ભક્તિરૂપી સૂક્ષ્મજ્ઞાનજ છે. શાંત-એકાગ્ર-સ્થિર-સૂક્ષ્મ ચિંતન વડે તેનું અન્વેષણ કરી જ્ઞાન થઈ શકે છે.

(૪)

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदंति ॥
कठ. प्र. अ. तृ. वल्ली. १४.

**અર્થાત્**—ઉઠો–જાગો! ઉત્કૃષ્ટ જ્ઞાની પાસે જઇને શીખો–સમજો. તે એટલે બ્રહ્મપ્રાપ્તિ અતિ તીક્ષ્ણ માર્ગ તલવારની ધારના જેવો (સાંકડો) અને દુર્ગ (કિલ્લા) ના માર્ગ જેવો દુર્ગમ (સહેજ ન ચડી શકાય એવો કઠિન–શ્રમ ભરેલો) છે એમ પંડિતો કહે છે.

(૫)

तदेतद् ब्रह्मापूर्वमेतदमृतमभयं शांतमुपासीत ॥
बृ. अ. २ पं. ब्रा. १९.

**અર્થાત્**—તે (બ્રહ્મ) ની પૂર્વે અન્ય કાંઇ પણ ન હોતું તે અમૃત–અભય છે. શાંતચિત્ત બની તેની ઉપાસના કરો.

બ્રહ્મ અત્યંત નિગૂઢ છે. તેનું સ્વરૂપ સહેલાઇથી સમજી શકાતું નથી. તે સર્વની પૂર્વે હોવાથી, જ્ઞાન માટે સર્વને અંતે રહે છે, તેથી તેને માટે પ્રથમ સર્વ બાબતનું જ્ઞાન થઇ ચુકેલું હોવું જોઇએ. તે અનંત–અવ્યક્ત હોવાથી અત્યંત સૂક્ષ્મ છે, એટલે જો ખાસ દૃઢ આગ્રહ –પૂર્ણ ઉત્સાહ–તેના પ્રત્યે અગાધ પ્રીતિ ન હોય તો તેને સમજવામાં જે અત્યંત શ્રમ પડે છે તે કરવામાં આવતો નથી. ઉપનિષદો જ્ઞાનવાદી છે એટલે પરમાત્મા પ્રાપ્તિ માટે તેઓ ફક્ત જ્ઞાનજ સાધન છે એમ ઉપદેશે છે. ઉપનિષદો જ્ઞાનમાં ઇશ્વર પ્રત્યે પ્રીતિ તથા દૈવી આચરણનો સમાવેશ કરે છે તે ધ્યાનમાં રાખવું. પરમેશ્વર પ્રત્યે પ્રીતિ રાખવી જોઇએ કેમકે જેના ઉપર પ્રીતિ ન હોય તેને પ્રાપ્ત કરવાની

જિજ્ઞાસા પણ થતી નથી. પ્રીતિ કરવી એટલે અંતરમાં તેના પ્રત્યે નિરંતર પ્રીતિભાવ ધરાવવો. એ પ્રીતિભાવને બીજી કોઇ રીતે એટલે કે સ્તવન વગેરે દ્વારા વ્યક્ત કરી બતાવ્યાથીજ તે જણાય છે એમ નથી. કેમકે પરમેશ્વર અંતર્યામી હોવાથી જો અંતરમાં ખરેખરી પ્રીતિ હોય તો ત્યાં તેની મેળે તે જોઈ શકે છે. અંતરમાં વહેતા પ્રીતિ ભાવને મર્યાદિત શક્તિવાળું મનુષ્ય જોઇ શકતું નથી. માટે જે મનુષ્ય પ્રત્યે પ્રીતિ હોય તેને તે પ્રીતિ છે એમ બાહ્યાચાર વડે બતાવવી પડે છે. પરંતુ ઇશ્વર તો અંતરસ્થ–સર્વજ્ઞ હોવાથી બધું અંતરમાં રહ્યો રહ્યો ત્યાંજ જોઇ શકે છે એટલે તેને બતાવવા માટે બાહ્યાચારની જરૂર નથી, બાહ્યાચારમાં કેટલીકવાર દંભ પણ આવી જાય છે. અંતરમાં ભલે કાંઇ ન હોય છતાં છે એમ બાહ્યાચાર કરી માણસને બતાવી છેતરી શકીએ છીએ. પરંતુ પરમેશ્વર તો સર્વનાં અંતરને પણ ઉકેલનારો હોવાથી અંતરમાં શું છે તે બધું તે સમજી શકે છે. તેને બાહ્યાચારની જરૂર નથી. તેમજ બાહ્યાચાર વડે તેને છેતરી પણ શકાતો નથી. પરમેશ્વર પ્રત્યે અંતરમાં ખરેખરી પ્રેમાર્દ્રતા વગર તેને પ્રાપ્ત કરવાનો યોગ્ય પુરૂષાર્થ અર્થાત્ દૈવી–સત્ય આચરણ કરવામાં પ્રવૃત્ત–પરાયણ થવાતુંજ નથી અને એ વગર કોઈ પ્રકારની સિદ્ધિ–સફળતા પણ થતી નથી.

પરમેશ્વર પ્રત્યે પ્રીતિ એ ભક્તિ છે. કેવળ પ્રીતિ રાખી તેને બાહ્યાચાર વડે બતાવવાથી કાંઇ દહાડો વળતો નથી. પ્રીતિ રાખવા સાથે તેના જ્ઞાન માટે અને જ્ઞાન મળે ત્યારે તે મુજબ ઇશ્વરમય આચરણ બનાવવા માટે ઉદ્યુક્ત રહેવું જોઇએ. ભક્તિમાર્ગ કહેવાય છે તેનો ખરો ઉદ્દેશ આવો છે. માત્ર ભજન–કીર્તન–નામ સ્મરણ–નામનો જાપ–મૂર્તિ કરી તેનું દર્શન–નૈવેદ્યાદિ ભેટ વગેરે યાંત્રિક રીતે કરવું એ કાંઇ ખરી ભક્તિ નથી. વિયોગી પ્રેમી જેમ સામા પ્રેમી માટે વિહ્વલ બની તેની શોધ કરે તેમ ઈશ્વિરની યોગ્ય માર્ગે શોધ કરવામાં આવે એજ ખરો ભક્તિમાર્ગ છે. જગતના જ્ઞાન બાદ તેનું જ્ઞાન

થાય ત્યારેજ ઇશ્વરનું દર્શન થાય છે. એટલે જગતના જ્ઞાન ઉપરાંત ઇશ્વરનું જ્ઞાન મેળવવું એજ ખરી ભક્તિ છે. મૂર્તિનું દર્શન કરી ઇશ્વરનું દર્શન કર્યાનું માની કૃતકૃત્ય થવું એ તો આત્મભ્રમ છે. એ તો આત્માને છેતરવાનું છે. ઇશ્વરનું દર્શન મૂર્તિમાં થતું નથી, પરંતુ જ્ઞાનદ્વારા સર્વ વસ્તુઓનાં તથા આપણા પોતાનાં અંતરની ઉંડામાં ઉંડી ગુહામાં ચિંતન-અધ્યયનદ્વારા થાય છે.

મૂર્તિ દર્શન-સ્તવન કીર્તન વિગેરે બાહ્યાચારમાં ચડી જવાથી લોકો બ્રહ્મદર્શનનો ખરો માર્ગ જાણવા પામતા નથી, અને તે નહીં જાણવાથી બ્રહ્મ દર્શન પણ પામતા નથી.

## અધ્યાય ૧૨ મો.

### (૧)

**वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः ।**
**तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥** श्वे. तृ. अ. ९.

**અર્થાત્**—અદ્વિતીય પરમાત્મા વૃક્ષની માફક સ્તબ્ધ રહીને પોતાના સ્વયંપ્રકાશ મહિમામાં રહે છે. તે પૂર્ણ પુરૂષવડે આખું જગત પૂર્ણ થઈ રહેલું છે.

આખું જગત પૂર્ણ થઇ રહ્યું છે અને પરમાત્મા તો ફક્ત સ્તબ્ધ રહીને તેના સ્વયંપ્રકાશ મહિમામાં સ્થિત છે તેનો ભાવાર્થ એવો છે કે-પરમાત્માએ જગતને રચનારાં તત્વોમાં તેમનામાં રહેલા ગુણ મૂકી તેમનાં કાર્ય નિયત કર્યા છે. અને તે કામ કરવાના કાયદા બાંધી આપી તેમને પૂર્ણ અધિકાર-સત્તા આપી દીધેલ છે, એટલે તે બધાં પોતપોતાનાં નિયત કાર્યો તેમનામાં રહેલી સત્તા-શક્તિ-ગુણ વડે બંધાયેલા કાયદાને અનુસરી તેમની મેળે કર્યે જાય છે અને પરમાત્મા માત્ર તે સર્વોપરિ તરીકે જોયાં કરે છે. તેની રચના એવી

નિપુણ-કુશળ-પૂર્ણ છે કે તે કાયદા અવિકારી છે અને કોઈ તત્વો તેમના ગુણ-શક્તિ-સત્તામાં ન્યૂનતા પામતાં નથી, અને તેમનાં નિયત કાર્યો કરવામાં કિંચિત પણ સ્ખલન-ભૂલ કરતાં નથી. અને સઘળો જગદ્‌વ્યવહાર-વ્યાપાર-કારભાર તદ્દન નિયમિત-સુવ્યવસ્થિત રીતે તેની મેળે ચાલ્યાં કરે છે.

મનુષ્ય સિવાયનાં તમામ પ્રાણી આ વ્યવસ્થા મુજબ તેમના નિયત સ્વભાવ-ગુણ-ધર્મને બરાબર અનુસરે છે. મનુષ્યજ માત્ર એક એવું પ્રાણી છે કે જે તેનામાં રહેલી બુદ્ધિ અને મનની સત્તા-શક્તિનાં કારણસર કુદરતની પ્રણાલિકા વિરૂદ્ધ વર્તી શકે છે. તેમજ તેના ઉપભોગ માટે કુદરતનાં તત્વોના ગુણ દોષ જાણી તેમનો ઉપયોગ વિનિયોગ કરે છે. મનુષ્યમાં રહેલાં જ્ઞાન-બુદ્ધિ-મનની સત્તા-શક્તિના કારણસર સર્વ પ્રાણીયોમાં તેની શ્રેષ્ઠતા છે અને તેની સાથે એવી સત્તાને અંગે જવાબદારી પણ છે અને સુખ દુઃખને વિશેષ આધીન છે.

બીજાં પ્રાણીઓના માનસિક-બૌધિક વિકાસ અર્થાત્ જ્ઞાન શક્તિનો વિકાસ મનુષ્યોના જેવા નહી હોવાથી તે હંમેશાં તેમનાં કુદરત નિયત કર્મ કર્યાં જાય છે અને તેમને સુખ દુઃખ ભોગવવાપણું વધુ નથી. માણસે દુનિયામાં જે અજબ શોધો કરી સુખનાં સાધન તૈયાર કર્યા છે તે તેનામાં રહેલી ભોગને વધારવાની વૃત્તિને લીધે છે. અને એવી વૃત્તિ તેના બૌધિક વિકાસને અવલંબીને છે.

માણસ જે સુખનાં સાધન ઉભાં કરે છે તે અલબત્ત કુદરતનાંજ તત્વો વડે અને તેનાજ નિયમોને અનુસરી કરે છે, કેમકે તે વગર તો કશુંય બની શકતું નથી. પરંતુ તેનામાં એક એવું વલણ પણ રહેલું છે કે-જો તેને અમુક બાબતની ઈચ્છા થાય, અને તેની તૃપ્તિ કુદરતને અનુસરવાથી ન થતી હોય, તો કુદરતની વિરૂદ્ધ વર્તીને પણ તે ઈચ્છા તૃપ્ત કરે છે. પછી ફળ તો ગમે તેવું આવે. અલબત્ત કુદરતં

વિરૂદ્ધ જવાથી સુખ તો પરિણામતું નથી પરંતુ દુઃખજ નીપજે છે. આવી રીતે માણસ તેનામાં રહેલી આવી સ્વચ્છંદી ઇચ્છાનાં પરિણામે તેને માટે સુખ દુઃખ ઉત્પન્ન કરે છે. કુદરતના કાયદા અવિકારી—અચૂક હોવાથી તેમાં કાંઇ ફરક પડતો નથી એટલે માણસ ગમે તેવાં શુભ—સુખપ્રદ પરિણામની આશાથી કરે, છતાં કુદરતે જે સુખ ઉત્પન્ન થાય એવા નિયમ કરેલા છે તે નિયમે નહીં જતાં વિરોધી નિયમે જાય, તો દુઃખજ આવીને ઉભું રહે છે.

બીજાં પ્રાણીઓ હમેશાં કુદરતાનુવર્તી હોવાથી, તેમજ તેમનામાં બૌધિક વિકાસ બહુ નહીં હોવાથી, કુદરતી રીતે જે કાંઇ સુખ મળે છે તેમાં સંતુષ્ટ રહે છે, અને દુઃખથી બચે છે. પરંતુ માણસ તો તેના બૌધિક વિકાસને પરિણામે અસંતુષ્ટ રહી કાંઇ કાંઈ ઉથલધડા કરે છે, અને કુદરતના કાયદાના જ્ઞાનના અભાવે કે ઉણપે દુઃખ ભોગવે છે. આ કારણથી તેને કુદરત અને તેના કાયદાનું જ્ઞાન પામવાનું હોય છે અને પછી જ્ઞાનનો સુખોત્પાદક કાર્યો માટે વિનિયોગ કરવાનો હોય છે. જ્ઞાનમાં જેટલી પૂર્ણતા—ચોકસાઇ તેટલાં સુખ મેળવી શકે છે અને ઉણપ હોય તેટલાં દુઃખ પામે છે. આવા સુખ દુઃખના અનુભવોની પરંપરા વડે તેનું જ્ઞાન વધતું જાય છે અને જ્ઞાન વધે છે એમ સુખ પણ વધે છે. કુદરતના કાયદા અર્થાત્ સત્યના જ્ઞાનની પૂર્ણતા થતાં સુખ શાન્તિ પણ પૂર્ણ મળે છે.

(૨)

**यथा सौम्य वयांसि वासो वृक्षं संप्रतिष्ठन्ते ।**
**एवं ह वै तत् सर्वं पर आत्मनि संप्रतिष्ठते ॥** प्र. च. प्र. ७.

**અર્થાત્**—હે પ્રિય ! જેમ પક્ષીઓનો વાસ વૃક્ષમાં છે તેમ સર્વજીવો—વસ્તુઓનો વાસ પરમાત્મામાં છે.

(૩)

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥
श्वे. षट. अ. ११.

**અર્થાત્**—એક દેવતા સર્વભૂતોમાં ગૂઢ—અંતરસ્થ ગુપ્ત રહેલો છે. તે સર્વવ્યાપી છે અને સર્વ ભૂતોનો અંતરાત્મા છે. તે સર્વ કર્મોનો અધ્યક્ષ છે—સર્વભૂતોમાં અધિવાસ કરી રહેલો છે. તે સાક્ષી છે, તે ચેતન—જાણનારો છે, તે કેવલ—કોઇ જાતની ઉપાધિ કે લેપન—સંગ—કામના વગરનો અને નિર્ગુણ છે.

(૪)

सर्वा दिश ऊर्ध्वमधश्च तिर्यक् प्रकाशयन् भ्राजते यद्वनड्वान् ।
एवं स देवो भगवान् वरेण्यो योनिः स्वभावानधितिष्ठत्येकः ॥
श्वे. प. अ. ४.

**અર્થાત્**—સૂર્ય જેમ ઉપર—નીચે—વાંકોચુકો એમ સર્વ દિશાને પ્રકાશિત કરે છે તેમ તે વરેણ્ય (સ્તુત્ય) અને પ્રકાશાત્મક પરમેશ્વર પ્રકૃતિના સ્વભાવવાળી પૃથ્વી વગેરે વસ્તુઓનો એકલોજ—અદ્વિતીય અધિષ્ઠાતા છે.

(૫)

नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥ श्वे. च. अ, १९

**અર્થાત્**—એને ઉપર—આડાઅવળો કે વચમાંથી કોઇ પકડી શકતા નથી. તેની પ્રતિમા નથી. તેનુ નામ મહદ્યશ છે.

અહીં પ્રતિમા એટલે પાષાણાદિની મૂર્તિ એવો અર્થ નથી. પરંતુ પ્રતિમા એટલે સ્થૂળ એવો અર્થ છે. તે અસ્થૂળ છે માટેજ તેને કોઈ રીતે પરિગ્રાસમાં લઇ શકાતો નથી. અહીં પ્રતિમાનો અર્થ સ્થૂળ તરીકે છે પરંતુ તે ઉપરથી પાષાણાદિની પ્રતિમા વિષે પણ ખુલાસો કરી શકાય છે. જેનું સ્થૂળ ન હોય તેની કોઇ જાતની પ્રતિમા કે ચિત્ર પણ હોઇ શકે નહીં. આવી રીતે પરમેશ્વરની કોઇ ધાતુ કે પાષાણની મૂર્તિ-પ્રતિમા બનાવવી સંભવિત નથી અને આજ સુધીમાં કોઇએ બનાવી પણ નથી. મૂર્તિપૂજકો જે મૂર્તિઓ કરે છે- પૂજે છે તે કાંઇ ખુદ ઈશ્વરની હોતી નથી પરંતુ તેતો મહાપુરૂષોનીજ હોય છે. એ મહાપુરૂષોનાં સ્થૂળ હતાં એ વાત ખરી છે. તેમને થઈ ગયે અસંખ્ય વર્ષો થઇ ગયાં છે તેટલે તેમની હાલ જે મૂર્તિઓ થાય છે તે આબેહુબ તેમની આકૃતિવાળી હોતી નથી. માત્ર મનુષ્યાકાર અને સાથે અમુક વિશેષ લક્ષણવાળી મૂર્તિ બનાવી તેને તે અમુક અવતાર-દેવની છે એમ માની લેવામાં આવે છે. હાલ જેમ આબેહુબ મૂર્તિઓ-બાવલાં બનાવવામાં આવે છે તેમ તેમનાં એ બની શકે. પરંતુ તે મૂર્તિઓ તેમનાજ કાળમાં ઘડેલી ન હોવાથી, તેમજ તે વખતે શિલ્પકળા હાલના જેવી નહોતી, એટલે પુસ્તકોમાં તેમનાં લક્ષણો વર્ણવેલાં હોય છે તે ઉપરથી ગમે તે આકૃતિની મનુષ્યાકાર મૂર્તિ કોતરી કાઢવામાં આવે છે. અને પછી તેને તે અમુકની છે તેવું નામ આપવામાં આવે છે. મૂર્તિવાદીઓ જે મૂર્તિની પૂજા કરે છે તે અમૂર્ત ઇશ્વરની હોઇ શકેજ નહિં એતો ચોકસ છે. અમૂર્ત નિરાકાર ઇશ્વર અવતાર ધરી અમુક આકૃતિમાં વ્યકત થાય છે એમ માની તે અવતારની મૂર્તિ બનાવી તેના પૂજા થાય છે. અને અજ્ઞાનમય ભકિતભાવને લીધે તેની પરમાત્મા તરીકે ગણના કરવામાં આવે છે. સત્યજ્ઞાનનો ફેલાવો થાય ત્યારેજ એ ગણનામાં ફેર પડે.

(६)

**न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।**
**हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतमेवं विदुरमृतास्ते भवन्ति ॥**

कठ. द्वि. अ. ष. वल्ली. ९.

**અર્થાત્**--તેનું સ્વરૂપ દૃષ્ટિગોચર થઇ શકતું નથી. ચક્ષુવડે તેને કોઇ જોઇ શકતા નથી. હૃદયની ભકિત, બુદ્ધિ અને મનના સંયોગથી જે તેને જાણી લેછે તે અમર થાય છે.

(૭)

**श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोपि बहवो यन्न विद्युः ।**
**आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥**

कठ. प्र. अ. द्वि. वल्ली. ७.

**અર્થાત્**--સાંભળવાના ઉપાયનો અતિઅભાવ હોવાના કારણસર કોઇ પરમાત્માને શ્રવણ દ્વારા પ્રાપ્ત કરી શકતા નથી. ઘણાઓ તો શ્રવણ કર્યા છતાં તેને જાણી શકતા નથી. તેનું જ્ઞાન થાય એવો ઉપદેશ કરી શકનારા વકતા ઘણા દુર્લભ હોય છે. જે અત્યંત કુશળ (નિપુણ) હોય તે તેને પ્રાપ્ત કરી શકે પરંતુ એવી કુશળતા ધરાવનારા જ્ઞાતા પણ દુર્લભ હોય છે.

(૮)

**पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।**
**अथ धीराअमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥**

कठ. द्वि. अ. च. वल्ली. २.

**અર્થાત્**—અલ્પજ્ઞ-અલ્પ બુદ્ધિવાળાં માણસો બાહ્ય વિષયોમાં આસક્ત બનવાથી વિસ્તીર્ણ મૃત્યુના પાશમાં જકડાય છે. બુદ્ધિવાન મનુષ્ય ધ્રુવ અમૃત તત્વને જાણીને સંસારના સર્વ અનિત્ય પદાર્થોની કાંઇ પણ પ્રાર્થના-પરવા કરતા નથી.

( ૯ )

**येनाहं नामृता स्यां किमहं तेन कुर्य्याम्** बृ. द्वि. अ. च. ब्रा. ३.
**असतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय मृत्योर्माऽमृतं गमय**
बृ. प्र. अ. तृ. ब्रा. २८.
**आविरावीर्म एधि रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥**
श्वे. च. अ. २१.

**અર્થાત્**—જેનાયોગે-જે પ્રાપ્ત કરવા છતાંય હું અમર ન થાઉં તો તેને લઇને શું કરૂં ? અસત્યથી મને સત્યમાં લઈ જાઓ; અંધકાર-અજ્ઞાનથી મને જ્યોતિ-જ્ઞાનમાં લઈ જાઓ; મૃત્યુ ( નાશવંત સંસારમાંથી ) થી મને અમૃતમાં ( શાશ્વત સુખના ધામમાં ) લઇ જાઓ, હે સ્વપ્રકાશ ! મારી પાસે પ્રકાશિત થાઓ. હે રૂદ્ર ! તમારાં દક્ષિણ અર્થાત્ પ્રસન્ન મુખ વડે મારી સર્વદા રક્ષા કરો.

ઇશ્વરના ભક્તોને ઇશ્વરની લગની લાગી હોયછે તેથી તેઓ તેનાં સ્વરૂપનું દર્શન કરવા માટે તેનું જ્ઞાન મેળવવામાં ઉત્સાહપૂર્વક ઉધુક્ત રહે છે. તેઓ ભૌતિક ભોગો શારીરિક સુખો પાછળ ગાંડા બનતા નથી તેવા ભોગો-સુખોની તો તે પરવા પણ કરતા નથી. જેણે સંતોષરૂપી સુખની મહાન ચાવી મેળવી-સાધી હોય તે સત્યને

રસ્તે ચાલી જે કાંઇ સુખ મળે તે ભોગવે છે અને પ્રભુ દર્શનના જ્ઞાનની પ્રાપ્તિ માટે પરાયણ રહે છે. તેમનું લક્ષ્ય પ્રભુ દર્શન હોય છે.—સંસારના જાત જાતના ભૌતિક–શારીરિક ભોગો હોતા નથી. તેઓ તો સંસારમાં હોવાનાં કારણસર, સત્યવડે જે મળે તેનાથી સંતોષ રાખી અને વધુ માટે તૃષ્ણા ન રાખી, ભોગોનો સાદી રીતે મિત ભોગ કરે છે. ભલે સત્યવડે મળે છતાંય તે પાછળ ઉત્સુક રહેતા નથી કે ભોગ પણ અતિ કરતા નથી. સંતોષ પૂર્વક મિત ભોગ કરી તેઓ ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવી તેના આનંદમાંજ મશગુલ રહે છે. ઇશ્વર કાંઇ સ્થૂળ રીતે ભોજ્ય વસ્તુ નથી. તેનો ભોગ એટલે અંતરમાં આનંદ–આત્માનંદ છે.

## અધ્યાય ૧૩ મો.

### (૧)

**सत्यमेव जयति नानृतं सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा**
**सम्यक् ज्ञानेन येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत् सत्यस्य**
**परमं निधानम्**

तृ. मुं. प्र. खंड. ५. ६.

**અર્થાત્**—સત્યનો જય થાય છે–અસત્યનો નહીં. સત્યયુક્ત આચરણ કરવાથી, તપ એટલે એકાગ્રતા–પરાયણતાથી, અને સમ્યક્ જ્ઞાનવડે પરમાત્માની પ્રાપ્તિ થાય છે. ઋષિયો આવાં (આચરણ–તપ–જ્ઞાન) સર્વ અનુષ્ઠાન વડે તૃપ્ત ચિત્તવાળા થઇને સત્યના પરમ નિધાન પરમાત્માને પ્રાપ્ત કરે છે.

પૂર્વે ટીકામાં કહેવાઇ ગયું છે કે–સત્ય પ્રત્યે અનુરાગ–આસક્તિ–પ્રીતિ ધરાવી તેનું એકાગ્ર ચિત્તથી ચિંતન કરી સમ્યક્ એટલે સર્વ

પ્રકારનું સંપૂર્ણ જ્ઞાન મેળવી તે મુજબ આચાર કરવાથી સત્ય સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થાય છે એનીજ અહીં અનુઘોષણા છે. એ સ્થિતિ સત્ય છે તેથી સર્વ જ્ઞાનીઓ તે વિષે એકમત છે. પરમેશ્વરની પ્રાપ્તિ એટલે તેનું સમ્યક્જ્ઞાન અથવા દર્શન એ કાંઈ સ્થૂળ વસ્તુ નથી કે તેને હાથે લઈ શકાય. તેનો આત્મસાક્ષાત્કાર એટલે ચક્ષુ દર્શન નહીં પરંતુ આત્માનાં ઉંડાણમાં બુદ્ધિ–મનને તેનાં અસ્તિત્વનું સંવેદન થવું એ છે. અનુષ્ઠાન એટલે પ્રીતિ–ચિંતન–જ્ઞાન અને આચરણમાં હમેશાં અસ્ખલિત રીતે–ચૂકયા વગર પરાયણ રહેવું તે. સત્ય એ કાંઇ સ્થૂળ પદાર્થ નથી પરંતુ સર્વના મૂળમાં રહેલો ચિરંજીવ–સનાતન અવિકારી–અનિવાર્ય સિદ્ધાંત–નિયમ છે. એ નિયમ સમજી તેનું અનુસરણ કરવું અને તેમ કરવાથી જે આત્મિક–આંતરિક–માનસિક આનંદ–સુખશાંતિ થાય તેનો ભોગ કરવો એજ સત્ય અર્થાત્ ઇશ્વરની પ્રાપ્તિ છે. આ કારણથીજ ઇશ્વરને છેવટના વ્યક્ત સ્વરૂપમાં આનંદ તરીકે કહે છે. એ વ્યક્તની આગળ પણ ઇશ્વરનું અસ્તિત્વ સંવેદ્ય થાય છે પરંતુ તે વ્યક્ત થતું નથી તેથી તે અવ્યક્ત–અનંત સ્વરૂપ ગણાય છે. એ અવ્યક્ત–અનંત સ્વરૂપ છે એટલી અંતરમાં અચળ પ્રતીતિ થાય અને પછી સત્યના આચરણવડે ઉત્પન્ન થતો આનંદ ભોગવવો એજ આપણાં જીવનનું ધ્યેય છે. સત્ય પ્રત્યે પ્રીતિ ધરાવી તેને સમજવા માટે ચિંતન–બારીક દૃષ્ટિથી અવલોકન કરી તેને બરાબર સમજવું એટલે તેનું સમ્યક્જ્ઞાન પ્રાપ્ત કરવું અને પછી તે જ્ઞાનને વર્તનમાં ઉતારવું અને તેનાં ફળ રૂપ આનંદ ભોગવવો એજ આપણો ધર્મ છે. સત્યના આવા અનુષ્ઠાન ઉપરાંત વિશેષ કાંઈ કરવાની જરૂર નથી. તે સિવાયનું સર્વ નિરર્થક છે. આ ઉપરથી પ્રશ્ન થાય કે–ત્યારે શું પ્રાર્થના–સ્તુતિ–ભજન–પૂજન વગેરે બાબતો અર્થહીન છે? તેનો ઉત્તર એ કે–સત્ય જ્ઞાનની પ્રાપ્તિ અર્થે એ સર્વ સાધન છે–આવશ્યક સાધન છે–પરંતુ તે માત્ર સાધન છે–સાધ્ય તો સત્ય જ્ઞાન છે. આચરણ સિવાય કોઇ

બાબતની માત્ર જ્ઞાનવડે સિદ્ધિ થઇ શકતી નથી. દૃષ્ટાંત તરીકે–આપણા સામાન્ય વ્યવહારમાં પણ સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે કોઇ પણ બાબતનું માત્ર જ્ઞાન હોય તેથી તે સિદ્ધ થાય નહીં પરંતુ તેને લગતું વર્તન–કાર્ય કરવું જોઇએ. આ મુજબ સર્વ બાબતમાં કેવળ જ્ઞાન કામ નથી આવતું પરંતુ જ્ઞાન મુજબ આચરણ જોઇએ. અલબત્ત જ્ઞાન વગર યોગ્ય આચરણ થતું નથી અને તે વગર સફળતા–જય થતો નથી, એટલે સત્યનું જ્ઞાન અને આચરણ એ બેય બાબતો સફળતા–જય માટે અનિવાર્ય રીતે આવશ્યક છે.

કોઇ શંકા કરે કેઃ–સત્ય–ઇશ્વર પ્રત્યે અંતરમાં પ્રીતિ હોવી એટલુંજ બસ છે. અને તે પ્રીતિ પણ પરિણામે આનંદદાયક હોવાથી આપણા પોતાના અંતિમ કલ્યાણ માટે રાખવાની છે. તોપછી પ્રાર્થના–ભજન વગેરે દ્વારા બાહ્ય દેખાવ કરવાની અગત્ય છે? એવું કશું કર્યા વગર સત્ય–ઇશ્વર પ્રત્યે અંતરમાં પ્રીતિ રાખી, તેના સ્વરૂપને ચિંતન દ્વારા સમજી તે મુજબ વર્તવામાં આવે તો બસ નથી? વિશેષની શી જરૂર છે? માણસે ઇશ્વરનો વિચાર પણ પોતાને ધોરણે કરવો એ યોગ્ય છે? આપણા પ્રત્યે કોઇની પ્રીતિ અંતરમાં ભલે ગમે તેટલી હોય છતાંય જો તે બહાર કોઇ રીતે ન બતાવે તો આપણને તેની પ્રીતિની ખાત્રી ન થતી હોવાથી, આપણે પણ જો ઇશ્વર પ્રત્યેની આપણી પ્રીતિ પ્રાર્થના આરાધના કીર્તન વિગેરે દ્વારા બહાર ન બતાવીયે, બાહ્ય રીતે પ્રદર્શન કરીએ નહીં, તો ઇશ્વરને તે સમજવામાં જાણવામાં ન આવે એમ માનવું યોગ્ય છે? ઇશ્વર આપણી મર્યાદિત શક્તિ અને સ્થૂળવાળો નથી પરંતુ તે તો અંતરમાંજ ઉંડો રહેલો છે, તેથી જો અંતરમાં તેને માટે આપણે પ્રીતિ ધરાવતા હોઇએ તો તે ત્યાંજ જોઈ શકે છે, એટલે શું બાહ્ય પ્રદર્શન નકામું નથી? ઇશ્વર તો અંતરમાં છે એટલે તેના પ્રત્યેની પ્રીતિ અંતર બહાર બતાવવાની શી જરૂર તે અસ્થૂળ હોવાથી. આપણી પ્રીતિ ને પ્રાર્થના વગેરેનું સ્થૂળ રૂપ આપવાથી શો લાભ?

આ સર્વ શંકાઓનો ઉત્તર એકે પરમાત્માનો સાક્ષાત્કાર સમ્યક્જ્ઞાન વડે અંતરમાંજ કરવાનો છે, અને પરમાત્મા પ્રત્યે પ્રીતિ એ અંતરમાંજ ઉત્પન્ન થઇ શકે છે, એ હૃદયનોજ વ્યાપાર છે, અને એ પ્રીતિનો પુરાવો બાહ્ય વ્યાપારથી આપવો નકામો છે; કારણ કે અંતર્યામી પરમાત્મા વસ્તુસ્થિતિ જાણે છે. આપણા અંતર બાહ્ય સર્વ કર્મનો તે સાક્ષી છે. છતાં મનુષ્ય પોતાની અંતરની ભાવના લાગણી અને વિચારોને સ્વાભાવિક રીતેજ વાણીમાં વ્યક્ત કરે છે. આપણા પ્રિય જન માટેનો આપણો પ્રેમ એ અંતરનો વ્યાપાર છે, છતાં તે લાગણી વાણીમાં આપણે સ્વાભાવિક રીતે અનેકવાર વ્યક્ત કરીએ છીએ. પ્રિયજન માટેની લાગણી શબ્દમાં જણાવવી, તેમના આપણી પ્રત્યેના પ્રેમભાવનું ઉપકાર દર્શન વાણીમાં કરવું, એ તેમને પ્રસન્ન કરવાના હેતુથી અગર તેઓ આપણી લાગણીનું માપ કરી શકે તે હેતુથી હોતું નથી. અમુક સ્વાર્થી હેતુથી એ ભાવ વ્યક્ત થાય ત્યારે તે દૂષિત ગણાય, દંભમાં પરિણામ પામે અને કૃત્રિમ બને. પરમાત્માના ગુણનું એકાગ્રચિત્તે ચિન્તવન કરતાં કરતાં, ધન્યભાવ કૃતાર્થતા અને ઉંડા ઉપકારની તેમજ સાનંદાશ્ચર્યની લાગણી ઉદ્ભવે અને એ લાગણીના ઉદ્ગાર સ્વાભાવિક રીતેજ સ્ફુરે, એ યથાયોગ્ય છે. સ્તુતિ પ્રાર્થના એ આ પ્રકારની હૃદયની સ્વાભાવિક વૃત્તિઓનો નિખાલસપણે વ્યકત કરવાનો વ્યાપાર છે. અને એ રીતે થાય તોજ તે યોગ્ય છે. માતા પાસે બાલક યાચના કરે છે ત્યારે પ્રત્યેક પ્રસંગે માતા બાલકની હાજત ઇચ્છા જરૂરીઆત ન જાણવાથી બાળકને એ યાચના કરવાની જરૂર પડે છે એમ નથી હોતું, પરંતુ બાલક સ્વાભાવિક રીતેજ માતા પાસે પોતાનું હૃદય ઠાલવે છે. આવી નિઃસ્વાર્થ નિખાલસ સ્વાભાવિક વૃત્તિથી પ્રેરાઈ પરમાત્માની અગમ્યલીલાના એકાગ્ર ચિંત્વનને પરિણામે, આનંદભર્યા અંતઃકરણથી ધન્યવાદના ઉદ્ગાર વાણીમાં વ્યક્ત કરી જે સ્તુતિ પ્રાર્થનાદિ થાય તે યોગ્યજ છે, એટલુંજ નહિ પણ તે આધ્યાત્મિક ઉન્નતિ માટે અતિ અગત્યનાં છે.

( ૨ )

**दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजऽप्राणो ह्यमनाः ।**
द्वि. मुं. प्र. खंड. २.

**यं पश्यन्ति यतयः क्षीणदोषाः** ॥ तृ. मुं. प्र. खंड. ५. ( उत्तरार्ध )

**અર્થાત્**—તે દિવ્ય એટલે પ્રકાશમાન છે, અમૂર્ત અર્થાત્ સ્થૂળ રહિત છે, તે સર્વની બહાર તેમજ અંદર છે, તે જન્મ પ્રાણ તથા મન રહિત છે, જેના દોષ ક્ષીણ થઈ ગયા હોય એટલે કે જેનું અજ્ઞાન દૂર થયું હોય એવા જ્ઞાની જનો તેને જોઈ શકે છે.

ઈશ્વરનું ખરૂં સ્થાન અંતર છે તે બાહ્ય છે. પણ બાહ્ય સ્થાન ઉતરતું છે. તત્વજ્ઞો, આગળ આવી ગયું છે તેમ, સર્વ ભૂતોના અંતરમાં આત્મરૂપે ઈશ્વર સ્થિત છે એમ પોકારીને કહે છે. અવિનાશી–અવિકારી સ્વરૂપતો અંતરસ્થજ છે. આ કારણથી આંતર જીવન જ ખરૂં જીવન છે. બાહ્યાચાર તો વિકારી અને વિનાશી છે: તેથી બાહ્ય પદાર્થો પ્રત્યેની આસકિત છોડી અંતરસ્થ તત્વ પ્રત્યે પરાયણ થવાનું તત્વજ્ઞો કહે છે, તેનો અર્થ એજ કે અંતરસ્થ છતાં ઈશ્વર જેમ બાહ્ય પણ છે તેમ સત્યને અંતરમાં દૃઢ–અચળ રીતે પ્રતિષ્ઠિત કરવું અને અંતરનું બાહ્ય સ્વરૂપ, જે વર્તન છે, તેમાં તે તેની મેળે નીકળશે. અંતરમાં સત્ય હોય તો તે વર્તનમાં એની મેળેજ આવે છે. સત્યાનુસાર વર્તન એજ સત્યનું બાહ્ય પ્રકાશન છે. સત્યાનુસાર વર્તન એજ સત્ય પ્રત્યેના અનુરાગનું બાહ્ય પ્રદર્શન છે. સત્યોપાસનાનો સત્ય માર્ગ તો આવો છે એટલે કે સત્યને વર્તનમાં મૂકવું એજ તેની ખરી પ્રીતિ–ખરી ઉપાસના છે, અને વર્તનમાં ઉતારવાથીજ તે સિદ્ધ થાય છે. અસત્યનો વર્તનમાં અભાવ હોવો એ દોષ

ક્ષીણ થયાનું લક્ષણ છે. અજ્ઞાન દૂર થાય ત્યારેજ વર્તનમાંથી અસત્ય દૂર થાય છે. આવી રીતે અસત્યરૂપી દોષ ક્ષીણ થાય ત્યારેજ સત્ય સાધી શકાય છે.

( ૩ )

**यो देवानामधिपो यस्मिन् लोका अधिश्रिताः ।**
**य ईशेऽस्य द्विपदश्चतुष्पदः स वा एष महानज आत्मा ॥**

श्वे. च. अ. १३. बृ. च. अ. च. ब्रा. २५.

**અર્થાત્**—જે દેવતાનો અધિપતિ છે, જેને સર્વ લોક (ભુવન) આશ્રિત થઇને રહેલાં છે, જે દ્વિપદ તેમજ ચતુષ્પદ જંતુને શાસનમાં રાખે છે તે જન્મ વગરનો મહાન આત્મા છે.

આપણામાં તેમજ દરેક બેપગાં કે ચોપગાં પ્રાણીઓમાં આત્મા એજ મૂળ મુખ્ય ખરી શક્તિ છે. દેવતા એ કોઇ વ્યક્તિ નથી પરંતુ આપણા દેહમાં રહેલી સૂક્ષ્મ સ્થૂળ ઇંદ્રિય છે. ઇંદ્રિયને પણ મનરૂપી પ્રધાન ઇંદ્રિય મારફતે કાર્યમાં પ્રેરનાર આત્મશક્તિજ છે. આખા બ્રહ્માંડમાં સર્વને જોઇતું બળ શક્તિ આપનાર પરમાત્મા શક્તિજ છે. આપણા જીવનનો શાસક આત્મશક્તિ વાળો આપણો જીવજ છે. કુદરતનો શાસક પરમ જીવ ઇશ્વરજ છે.

( ૪ )

**अदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता ॥**

बृ. तृ. अ. स. ब्रा. २३.

**અર્થાત્**—પરમાત્મા સર્વને અદૃશ્ય છે પરંતુ તે તો સર્વને જુએ છે. તે સર્વને અશ્રુત (બોલતો નહીં સંભળાતો)

**છે, પરંતુ તે સર્વને બોલતાં સાંભળે છે. તેનું યથાર્થ મનન કોઈ કરી શકતું નથી, પરંતુ તે તો સર્વ મનન કરે છે; કોઇને તે જ્ઞાત નથી, પરંતુ તે સર્વને જાણે છે.**

આત્માને અંતઃકરણમાં ઇચ્છા લાગણી વિચાર નિશ્ચય વગેરે કાર્ય કરવા માટે કોઇ આંતર ઇંદ્રિય નથી અને જરૂર પણ નથી, તે વગર તે મનને પ્રેરી તે દ્વારા ઇંદ્રિયોને પ્રેરે છે. મન કે ઇંદ્રિયો આત્માને જોઇ શકતી નથી કે બોલતો સાંભળતી નથી, છતાં આત્મા તેમને સર્વને જુએ છે તથા સાંભળે છે અને તેમના ઉપર અકલિત રીતે તેની પ્રેરણા પહોંચાડે છે, ચિંતન કરનાર આત્મા કેવી રીતે પ્રેરણા કરે છે તે સંવેદી શકે છે. જ્યારે આપણે કોઇ બાબતમાં વિચાર કરી તેમાં ગરકાવ થઇએ છીએ ત્યારે લગભગ બાહ્ય સ્થિતિ વિરામ પામે છે. બાહ્ય સ્થિતિનું કશુંય ભાન ન હોય અને ચિત્ત માત્ર અંતરમાંજ સ્થિત હોય, ત્યારે આત્મા અંત;કરણમાં પ્રેરણા કરે છે તેનું સંવેદન થાય છે. તે વખતે ઇન્દ્રિયો પણ વિસ્મૃત બની જાય છે અને કોઈ. આંતર દશાજ અનુભવાય છે.

(૫)

**स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यते** । बृ. च. अ. च. ब्रा. २२

**અર્થાત્**—તે આ નથી તે આ નથી એમ કહી પરમાત્માનો નિર્દેશ થાય છે. તે ઇંદ્રિય તથા મનથી ગ્રાહ્ય નથી, તેથી કોઇ તેને ઇંદ્રિય તથા મન વડે ગ્રહણ કરી સમજી શકતા નથી.

કાર્ય કારણની પરંપરા લેતાં લેતાં છેવટ જે કારણ રહે છે તેનું કારણ જણાતું નથી એટલે તે છેવટનું તત્વ કાર્યરૂપ બનવાને બદલે સ્વકારણરહિત શુદ્ધ પરમ કારણ રૂપ બની રહે છે. કાર્ય કારણની પરંપરામાં જે કાર્યનું કારણ જણાય તે કહી તે ઇશ્વર છે ? એવો પ્રશ્ન થાય છે એટલે ઉતરમાં "નેતિ" અર્થાત્ આ નથી એમ

કહી તેના સમર્થનમાં તેનું કારણ બતાવી તેને કાર્ય રૂપ બતાવે છે. પછી તે કારણ ત્યારે ઇશ્વર છે? એમ પૂછતાં વળી આગળ વિચાર કરી તેનું કારણ શોધી કાઢે છે અને તેને પણ "નેતિ" કહે છે. આવી રીતે દરેક કારણને તે ઇશ્વર છે એવો પ્રશ્ન થાય છે અને જવાબમાં ના તે ઇશ્વર નથી એમ કહી અન્વેષણ આગળ ચાલે છે. છેવટ જ્યારે જે કારણ રહે છે તેનું કારણ આગળ જડતું નથી એટલે તેનાં પોતાનાં કારણ રહિત એટલે સ્વયંભૂ કહી તેને સર્વનાં કારણ તરીકે નક્કી કરે છે. દરેક બાબતની કાર્ય કારણની પરંપરાએ અન્વેષણા-કરનાર સર્વના મૂળમાં કારણસ્વરૂપ જીવમાં રહેલી તેની કુદરતી સ્વાભાવિક શકિત રહે છે. તે શક્તિ તે આત્મા અથવા આત્મ-શક્તિ તે કયાંથી આવી તેની ખબર નથી. આપણામાં છેલ્લામાં છેલ્લું તત્વ જીવ છે. જીવનું સ્વરૂપ સમજાય છે. પરંતુ જીવમાં તે જેના વડે સઘળું કરી શકે છે તે ગુપ્ત આત્મશક્તિના સ્વરૂપની કે કશાયની ખબર પડતી નથી. એટલે જીવ ઇશ્વર નથી એમ કહ્યા બાદ તેની આત્મશક્તિ ઇશ્વર છે એવો પ્રશ્ન થાય છે. પરંતુ આત્મ શક્તિ તો નથી દેખાતી કે નથી જીવની માફક સમજાતી. એટલે તેને પણ નેતિ કહી વિશેષમાં કહે છે કે તે અનંત છે અને તેથી અવ્ય-ક્ત અજ્ઞેય અગ્રાહ્ય અકલિત અગમ્ય છે. મનવડે પણ તે શક્તિના સ્વરૂપનીયે કલ્પના થઇ શકતી નથી કે તે કેવી હશે. તે વડે જીવ બધું કરી શકે છે એટલી માત્ર કળ પડે છે. આ મુજબ અખિલ વિશ્વની આત્મશક્તિ તે પરમાત્મા શક્તિ અથવા પરમાત્મા. પર-માત્મા વડે બધું છે પરંતુ તેનું સ્વરૂપ તો આપણા ઐન્દ્રિયિક જ્ઞાન માટે તદ્દન અગમ્ય અકલિતજ છે.

( ૬ )

**सएष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदंकिञ्च** बृ. च. अ. च. ब्रा. २२.

**અર્થાત્**—એ પરમાત્મા સર્વનો નિયંતા નિયામક

સર્વનો અધિપતિ છે. જગતમાં જે કાંઇ પદાર્થ છે તે સર્વ ઉપર તે શાસન કરે છે.

આપણો નિયામક તથા અધિપતિ જીવ છે તેમ અખિલ જગતનો સમસ્ત અધિપતિ તથા નિયામક ઇશ્વર છે. વ્યક્તગત જીવ તે જીવ અને અખિલ વિશ્વનો સમસ્ત જીવ તે ઇશ્વર.

( ૭ )

**ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्ध्ये।**
**छायातपौ ब्रह्मविदो वदन्ति पंचाग्नयो ये च त्रिणाचिकेताः॥**

कठ. प्र. अ. तृ. वल्ली. १.

**અર્થાત્**—શરીરની ગુહા એટલે અંતરરૂપી પરમ ઉત્કૃષ્ઠ સ્થાનમાં બે જણ રહેલા છે તેમાં એક પોતાના કરેલા કર્મનાં ફળ ભોગવે છે અને બીજો તે ફળ આપે છે. તત્વજ્ઞો તેમને છાયા અને તાપની માફક પરસ્પર ભિન્ન કહે છે તેને પંચાગ્નિ અને ત્રિણાચિકેત કહે છે.

જીવ પોતાનાં કર્મોના ફળોનો ભોકતા છે અને અગાઉ કહેવાઇ ગયા મુજબ ઈશ્વર ન્યાયાધીશ તરીકે તે ફળોનો–કર્મોનો ન્યાય કરી આપનારો છે. તે બેય ભિન્ન છે એ સ્પષ્ટ છે. શરીરમાં જીવ તથા તેની શકિતરૂપે ઇશ્વર એમ બેય રહેલા છે. અગ્નિ એ બળ છે. પ્રવૃત્તિ કરાવનાર બળ અગ્નિ છે. નાચિકેતા આખ્યાનમાં આત્માની–આત્મ શક્તિની સત્તારૂપે તેણે અગ્નિ મેળવ્યો હોય એમ કહેવાય છે. ઇશ્વર પરમાત્મા શક્તિ-સત્તા-બળ છે અને તે વડેજ બધું જગત ઉત્પત્તિ સ્થિતિ અને લય પામે છે. અગ્નિ જેમ પ્રેરક બળ છે તેમ લય કરનાર પણ છે. ઇશ્વર પણ બેય રૂપે છે.



## અધ્યાય ૧૪ મો.

(૧)

**यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति ।**
**भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः ॥**

छा. स. प्र. २३ खंड. १.

**અર્થાત્**—તે (પરમાત્મા) મહાન છે અને સુખરૂપ છે. ક્ષુદ્ર પદાર્થો સુખમય નથી. પરમાત્માજ સુખરૂપ હોવાથી તેને જાણવાની જિજ્ઞાસા કરવી જોઇએ.

સત્યાચરણ વડે સુખ ઉત્પન્ન થાય છે. સત્ય એ ઇશ્વરનું સ્વરૂપ છે. આત્મબળ એ સત્યમય છે. આત્મબળ વડે સર્વ સુખોત્પાદક કર્મો થાય છે. તેથી સત્યને સમજી તેનું આત્મબળ વડે અસ્ખલિત રીતે અનુસરણ કરવું જોઇએ. ભૌતિક સુખ ખરૂં સુખ નથી. ખરૂં સુખ આત્મિક છે. ઇશ્વર પણ આત્મામાં–અંતરમાંજ છે. આત્મિક આનંદ એ ઇશ્વરી આનંદ છે. માટે પાર્થિવ સુખ પાછળ તૃષ્ણા ન રાખતાં સંતોષ રૂપ આત્મસુખજ સેવવું–જે મળે તેથી સંતોષ રાખી આત્મિક આનંદમાં મગ્ન રહેવું એજ ખરૂં સુખ છે.

( ૨ )

**सभगवः कस्मिन् प्रतितिष्ठत इति स्वे महिम्नि ॥**

छा. स. प्र. चतुर्विंश खंड. १.

**અર્થાત્**—હે ભગવન્, (શિષ્ય આચાર્યને પ્રશ્ન કરે છે) તે પરમાત્મા ક્યાં પ્રતિષ્ઠિત છે? (આચાર્ય ઉત્તર આપે છે કે) તે સ્વમહિમામાં પ્રતિષ્ઠિત છે.

ઇશ્વરનો મહિમા તેની સર્વ પ્રકારની સત્તા-શક્તિ-બળમાં રહેલી સ્વધા-સ્વતંત્રતામાં અને સર્વનાં મૂળ કારણપણામાં રહેલો છે. દરેક વસ્તુ તેની મહત્તા વડેજ ઓળખાય છે. અને ઇશ્વર પણ તેની આવી અનંત સ્વધા-સ્વતંત્ર સત્તા અને શક્તિ બળની મહત્તા વડેજ ઇશ્વર તરીકે ઓળખાય છે. જેનામાં એવી અનંત સ્વતંત્રતા ન હોય તે ઇશ્વર કહેવાય નહીં. આ મુજબ ઇશ્વરની પ્રતિષ્ઠા તેના પોતાના આવા મહિમામાંજ છે.

( ૩ )

**स एवाधस्यात् सउपरिष्टात् सपश्चात् सपुरस्तात् सदक्षिणतः सउत्तरतः ।**

**ईशानो भूतभव्यस्य स एवाद्य सउश्वः ॥**

छा. स. प्र. पंचविंशखंड १ बृ. च. अ. च. ब्रा. १६.

**અર્થાત્**—તે અધઃ એટલે નીચે છે, તે ઉપર છે, તે પશ્ચાત (પાછળ) છે, તે પુરસ્ત (સામે) છે, તે દક્ષિણમાં (જમણી બાજુમાં) છે, તે ઉત્તરમાં (ડાબી બાજુમાં) છે. તે ભૂત ભવિષ્યનો નિયંતા ઇશ્વર છે, તે હમણાં પણ (વર્તમાન) છે અને પછી (ભવિષ્ય) પણ રહેશે.

આ ઉપરથી ઇશ્વરનું સર્વનું કારણપણું તથા સર્વવ્યાપકતા બતાવાય છે અને તે સાથે વર્તમાન અને ભવિષ્ય ઉપરથી તેની સનાતનતા-અમરતા દર્શાવાય છે. આગળના શ્લોકમાં તે તેના મહિમામાં છે એટલે તેના સ્વયંભૂ-સ્વધાયુક્ત-અનાદ્યનંત-સનાતન-અવ્યક્ત સ્વરૂપમાં છે એમ કહી, ત્યાર પછી તે સર્વમાં વ્યાપક વિભૂ રૂપે વ્યક્ત પણ છે, તથાપિ સર્વ સૃષ્ટ વસ્તુઓ દિશા અને કાલની મર્યાદામાં છે, પરંતુ એ એવી મર્યાદાથી પર સનાતન-અમર-અનંત છે એમ અહીં કહે છે.

(૪)

य एकोऽवर्णो बहुधा शक्तियोगात् वर्णाननेकान्निहितार्थो दधाति।
विचैति चान्ते विश्वमादौ स देवः स नो बुध्या शुभया संयुनक्तु॥
श्वे. च. अ. १

**અર્થાત્**—જે એક અને વર્ણરહિત છે, જે પ્રજાનાં પ્રયોજન જાણીને ઘણા પ્રકારની શક્તિના યોગે વિવિધ કામ્ય વસ્તુ આપે છે, આખુંય બ્રહ્માંડ જેનામાં પ્રથમથીજ વ્યાપ્ત થયેલું છે, તે દીપ્યમાન પરમેશ્વર છે. તે અમને શુભ બુદ્ધિ આપે.

તેરમા અધ્યાયના પહેલા શ્લોકના વિવેચનમાં તથા ત્યારપછી પણ કહેવાઇ ગયું છે કે-ઇશ્વરે મનુષ્યને તેનું જીવન ઘડવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપી તેને માટે જોઇતી બુદ્ધિ આદિ સર્વ સામગ્રી તૈયાર કરી છે અને કુદરતરૂપે હંમેશાં નિયમિત રીતે કર્યો જાય છે. તેમજ જે લેવા જાય તેમને તદ્દન પરોપકાર–દયા તરીકે પૂર્ણ સમભાવ પૂર્વક આપે છે. તેણે જગતમાં સર્વ પ્રકારની અનંત સામગ્રી તૈયાર રાખી છે અને રાખ્યાં કરે છે. જેને જે વસ્તુ કામ્ય હોય તે તે વસ્તુ લે. તે લેવા જનારને ના પાડતો કે અટકાવતો નથી અને તેની સાથે ન લેવા જાય કે માત્ર મોંઢેથી માગીનેજ બેસી રહે તેને આપવા જતો નથી. તેણે વસ્તુઓ પુરી પાડવાનું પોતાને માથે રાખ્યું છે પરંતુ જે પોતાના યોગ્ય સદ્વિધ પુરૂષાર્થ વડે લે તેનેજ પ્રાપ્ત થાય છે તેવો અવિચળ નિયમ રાખેલો છે. એક બાજુ પુરૂષાર્થની સંપૂર્ણ સ્વતંત્રતા અને બીજી બાજુ વગર ઉદ્યોગે માત્ર માગવાથીજ કે બેસી રહેવાથી કામ્ય વસ્તુ મળે એવી વ્યવસ્થા પરસ્પર સુસંગત નથી. માટે જ્યાં સ્વતંત્રતા ત્યાં પુરૂષાર્થ કરીનેજ પ્રાપ્તિ એવી વ્યવસ્થા છે તે ઉત્તમ અને સુસંગત છે. જાત ઉદ્યોગ વગર માત્ર મોઢે માગવાથીજ કે મનમાં ઇચ્છાથીજ

બધી કામ્ય વસ્તુ મળી જાય તો પરિણામે અનવસ્થા ઉત્પન્ન થાય અને સંસાર વ્યવહાર મડી ભાગે. આ કારણથી કામ્ય વસ્તુની પ્રાપ્તિ માટે પ્રાર્થના ઉપરાંત પુરૂષાર્થ ખરૂં સાધન છે. પુરૂષાર્થની સાથે ઇશ્વરની આંતર સહાય માટે પ્રાર્થના કરવી એ દૂધમાં સાકર ભેળવ્યા જેવું થાય. સાકર દૂધની મિષ્ટતા વધારે પણ કાંઇ દૂધ બની શકે નહિ. એ મુજબ પ્રાર્થના ઇશ્વર કનેથી પુરૂષાર્થમાં આંતર બળ પ્રાપ્ત કરાવે પરંતુ ખુદ પુરૂષાર્થ કરી આપે નહીં. સત્યનો–ઇશ્વરનો આ નિયમ હમેશાં ખાસ લક્ષમાં રાખવાનો છે અને કોઈ પણ કાર્યમાં તેનું વિસ્મરણ કરવાનું નથી. દરેક કાર્યમાં ઇશ્વરનું સ્મરણ કરવું એવો એક સિદ્ધાન્ત છે. તેનો તત્વાર્થ એવો છે કે–દરેક કાર્યમાં આ પુરૂષાર્થ વડેજ પ્રાપ્તિ થાય છે એવા ઇશ્વરી કાયદાને સ્મરણમાં રાખી તે કાર્ય કરવું. એવી રીતે એ કાયદાનું સ્મરણ રાખવાથી પુરૂષાર્થ તેનાં યોગ્ય રૂપ અને પ્રમાણમાં કરી શકાય છે. અને તેવો પુરૂષાર્થ હોય ત્યારેજ કાર્ય સિદ્ધ થાય છે. દરેક કાર્યારંભે અને તે કરતાં દરમિયાન ઈશ્વરનું સ્મરણ અને પ્રાર્થના કરવાનો સિદ્ધાંત ખરી રીતે આવા અર્થનો છે–માત્ર ઇશ્વરનું બાહ્ય સ્મરણ અને માનસિક કે વાચિક લૂખી પ્રાર્થનાજ કરવી એવો નથી, પરંતુ એ કાયદાનું સ્મરણ કરી તેને બરાબર અનુસરવાનું યાદ રહે તેટલા માટે એ ઇશ્વર સ્મરણ છે. હે ઈશ્વર મને બુદ્ધિ આપો એવી માત્ર લૂખી પ્રાર્થના કરવાથી બુદ્ધિ મળી જતી નથી. ઇશ્વર તેનો પોતાનોજ નિયમ તોડી તે તેવી રીતે આપી દેતો નથી. બુદ્ધિની કામના હોય તો બુદ્ધિ વિકાસ પામે એવો યોગ્ય પુરૂષાર્થ કરવો જોઇએ. જે કામ્ય વસ્તુ હોય તેને માટે યોગ્ય પુરૂષાર્થ કરવામાં આવે તોજ તે પ્રાપ્ત થાય છે. પ્રભુની પ્રાર્થના કરવાથી તે પુરૂષાર્થ માટે જોઇતી સર્વ પ્રકારની આંતરિક શક્તિ આપે છે, તેથી વિશેષ નહીં. બાકી પ્રત્યક્ષ સ્થૂલ કાર્ય તો જાતેજ કરવાનું હોય છે.

( ५ )

**स वृक्षकालाकृतिभिः परोऽन्यो यस्मात् प्रपंचः परिवर्ततेऽयं।
धर्मावहं पापनुदं भगेशं ज्ञात्वात्मस्थममृतं विश्वधाम।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥**

श्वे. ष. अ. ६. च. अ. १४

**અર્થાત્**—તે સંસાર રૂપી વૃક્ષ, કામ અને આકૃતિથી પર અને અન્ય (જુદો) છે. સર્વ પ્રપંચ (સંસારનો વ્યવહાર) તેની શક્તિથી પરિવર્તે છે અર્થાત્ ચાલે છે. તે ધર્મનો આવહ, પાપનો નાશ કરનારો, ભગેશ એટલે ઐશ્વર્યનો ઈશ–માલિક છે. તે વિશ્વધામમાં એટલે સર્વ ભૂતોમાં અમૃત સ્વરૂપ (અવિનાશી) આત્મસ્થ એટલે અંતરમાં રહેલો શિવ એટલે મંગળ–કલ્યાણ સ્વરૂપ એકજ આખા વિશ્વનો પરિવેષ્ટિતા છે એમ જાણવાથી જીવ અત્યંત શાંતિ પામે છે.

સંસાર એટલે આગળ વધવું તે. દરેક પ્રગતિ પ્રવર્ધનને કાળ (વય) અને દિશા (આકૃતિ)ની મર્યાદા વળગેલી છે. પરંતુ ઇશ્વર તો દિક્કાલની મર્યાદા તથા તે મર્યાદાવાળાં પ્રવર્ધનથી પર–અતીત છે; કારણ કે દિશા–કાળ–સંસાર વગેરે સર્વમાં રહેલી શક્તિ સત્તાનું અનંત મૂળ તે પોતેજ છે. આવહ એટલે આપનાર અથવા પોષક. તે ધર્મનો આવહ છે કેમકે ધર્મ એટલે સત્યાનુસરણ આત્મશક્તિ વગર થઇ શકતું નથી. પાપનો નાશ પણ આત્મશક્તિ વગર થતો નથી. ભગ એટલે જ્ઞાન–બળ ઐશ્વર્ય વીર્ય–શક્તિ અને તેજ એવાં ૭ તત્વોનો સમાવેશ. આ ૭ ગુણો સત્યનાં સ્વરૂપ છે અને તેમના વડેજ દરેક બાબત સિદ્ધ કરી શકાય છે. જેનામાં આ ૭ ગુણ હોય તે ભગવાન. ઇશ્વરતો એવા ભગવાનોનો પણ પિતા મૂળ

કારણ સ્વરૂપ છે એટલે ભગનો સ્વામી છે. આ ભગ તે સત્યનું સ્વરૂપ, અને સત્ય આત્મરૂપે હોઇ ભગ એ આત્માની શકિત છે. આત્મામાં આવી છ પ્રકારની શક્તિ રહેલી છે અને તેને ભગ શબ્દથી સમજવામાં આવે છે. જેની આત્મ શકિત વિકાસ પામી હોય તે ભગવાન. આવી રીતે ઇશ્વર સર્વના આત્મામાં અવિનાશી ભગ–શક્તિ રૂપે રહેલો છે. માટેજ જીવ તેનામાં એવી આત્મશક્તિ ભગ જેટલે અંશે વિકસિત હોય તેટલે અંશે સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ઇશ્વર સર્વ જીવોને આવી રીતે શકિત એક સરખી રીતે ભેદ વગર આપે છે. જે જીવ તેનો વિકાસ કરે છે તેમ તેમ તે વધુ વધુ મેળવતો જાય છે. અને જેમ જેમ આત્મશકિત ભગ વધુ વધુ મેળવતો જાય છે તેમ તેમ તે સર્વ બાબતમાં વધુ વધુ સફળતા પામતો જાય છે. અને જેટલી સફળતા એટલી શાંતિ એટલો આનંદ ભોગવે છે. ભગ–આત્મશક્તિ એજ સર્વ સિદ્ધિનું સાધન છે એમ જાણનારા તેની ઉપાસના એટલે તેનો વિકાસ પ્રાપ્તિ કરવાની પ્રવૃતિ કરે છે અને તે દ્વારા પ્રાપ્ત કરી શાંતિ અનુભવે છે. ઇશ્વર આ ભગ–આત્મશકિતસ્વરૂપ છે તેથી તે શક્તિને જાણવી એ ઇશ્વરનું જ્ઞાન અને તે શક્તિને ખીલવવી એ ઇશ્વરની પ્રાપ્તિ અને તે શક્તિને ખીલવવા માંટે પુરૂષાર્થ–પ્રવૃત્તિ એ ઇશ્વરની ઉપાસના છે. કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કર્યા વગર જાણી શકાતી નથી તેથી ઉપનિષદાદિ શાસ્ત્રમાં જાણવું એમ કહેલું છે. તેનો અર્થ માત્ર શુષ્ક રીતે જાણવું એવો વિવક્ષિત નથી પરંતુ તેવા જ્ઞાન ઉપરાંત પ્રાપ્ત કરી સ્વાનુભવ પૂર્વક જ્ઞાન પામવું એવો વિવક્ષિત છે. ઇશ્વરને જાણવાથી શાંતિ મળે છે તેનો અર્થ એજ કે ઇશ્વરરૂપી ભગ-આત્મશક્તિ તેના પુરૂષાર્થ દ્વારા પ્રાપ્ત કરી તેનું ખરૂં સ્વરૂપ જાણવાથી શાંતિ મળે છે. બીજી રીતે શાંતિ મળતી નથી. માત્ર જાણવાથી કાંઇ ફાયદો નથી પરંતુ જાણ્યા પ્રમાણે ચાલી જ્ઞાન સિદ્ધ કરવાથી ફાયદો છે.

( ૬ )

**स विश्वकृद्विश्वविदात्मयोनिर्ज्ञः कालकारोगुणी सर्वविद्यः।**
**प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबंधहेतुः ॥**

श्वे. ष. अ. १६.

**અર્થાત્**—તે વિશ્વનો કર્ત્તા, વેત્તા અને સર્વ આત્માનો સૃષ્ટા છે; તે પ્રત્તાપવાન, કાલનો કર્તા, સર્વ ગુણી, સર્વજ્ઞ છે. તે સર્વ જડ ચેતનનો જાણનારો અધિપતિ તથા સર્વ ગુણોનો ઈશ છે; તે સંસારનાં મોક્ષ-સ્થિતિ તથા બંધનનો હેતુ છે.

ઈશ્વર જગતમાં રહેલી સર્વ વ્યક્ત–જડ ચેતન–સૂક્ષ્મ સ્થૂળ વસ્તુઓનાં અનંત મૂળ તથા સમૂહરૂપ છે. તે અનંત જ્ઞાનવાન અનંત-કળાવાન- અનંત ક્રિયાવાન–અનંત શક્તિમાન–અનંત ગુણ-વાન છે. જો એમ ન હોય તો તે સર્વનું મૂળ અને અંત હોઇ શકે નહીં. તે સર્વવ્યક્ત હોવા ઉપરાંત અનંત અવ્યક્ત છે. અને વ્યક્ત તથા અવ્યક્ત ઉભય એવી રીતે પરસ્પર જોડાએલાં છે કે તેમના વચ્ચે રહેલી આંતરી દશ્ય થઈ શકતી નથી. લુહાર જેમ એક ગોળ કડીનો સાંધો મેળવી સાફ કરે છે તે સાંધો જોઇ શકાતો નથી; સાંધા વગર તો કડી ન હોય છતાં સાંધો વ્યકત નથી. આવી રીતે ઈશ્વર સર્વ વ્યક્ત છે અને તેથી પર અવ્યક્ત પણ છે અને એ બે સ્થિતિ વચ્ચેની આંતરી વસ્તુતઃ આંતરિક રીતે છે, તથાપિ બાહ્ય રીતે જણાતી નથી. આપણી બુદ્ધિ જેટલે અંશે તેને જોઇ શકે છે તેટલે અંશે તે સર્વ પદાર્થોમાં વ્યક્ત થાય છે અને તે છતાંય તેથી આગળ પણ રહે છે, અને આપણી બુદ્ધિ જે આગળના અંશને કિંચિત માત્ર પણ પામી શકતી નથી તેને આપણે અનંત અવ્યક્ત કહીએ છીએ. ઇશ્વર રૂપી સર્વના મૂળમાં રહેલી પરમ શક્તિ–પરમ સત્તા–પરમ કળા પરમ પ્રજ્ઞા ન હોય તો

કશુંય ઉત્પન્ન થઈ કે જીવી-નભી શકે નહીં એ દેખીતું છે. તેના વગર સર્વ જડ છે. એન્જીન તમામ યંત્રોને એક સરખું બળ આપે છે. પરન્તુ યંત્રો તેમની રચના મુજબ જુદી જુદી જાતનાં કાર્ય કરે છે, તેમ આ પરમાત્માશક્તિ સર્વમાં એકરૂપજ રહેલી છે, જુદાં જુદાં નામરૂપો તે વડે તેમના એક બીજાનાં જુદાં જુદાં કાર્ય કરે છે. શક્તિ જેમ ઉત્પત્તિ અને સ્થિતિ માટે જરૂરની છે તેમ લય માટે પણ છે. કેમકે એ ત્રણે કાર્યો છે અને કાર્યો શક્તિ વગર બની શકતાં નથી. માણસ આત્મશક્તિ વિનિયોગ વડે જીવન ચલાવી મોક્ષ -સ્થિતિ તથા બંધન તેની મેળે ઉત્પન્ન કરે છે. ઇશ્વર કાંઇ એ સ્થિતિઓ બારોબાર ઉત્પન્ન કરતો નથી, પરંતુ તે સ્થિતિ ઉત્પન્ન કરનારાં માણસનાં કર્મો તેનાં શક્તિસ્વરૂપ વડે થતાં હોવાથી તે રૂપે તે તે સ્થિતિઓનો હેતુ બને છે. છતાં પોતે નિઃસંગ-નિર્લેપ છે. કેમકે તેનો ઉપયોગ કરનાર માણસો પોતેજ છે અને તેથી જવાબદારી માણસની પોતાનીજ છે.

( ૭ )

**स तन्मयोह्यमृत ईशसंस्थोज्ञः सवर्गो भुवनस्यास्य गोप्ता ।**
**य ईशेऽस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यत ईशनाय ।**
**तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥**

**श्वे. ष. अ. १७ श्वे. ष. अ. १८.**

**અર્થાત્**—તે ચૈતન્ય જ્યોતિર્મય. અમૃત (મરણના ધર્મ વગરનો) સર્વના ઇશરૂપે સર્વત્ર રહેલો છે, તે સર્વજ્ઞ-સર્વત્ર ગામી અને જગતનો ગોપ્તા એટલે પાલક છે. તે જગતને નિત્ય નિયમમાં રાખે છે. તેના સિવાય વિશ્વશાસન કરવા વાળો અન્ય કોઈ નથી. હું મુમુક્ષુ થઇને તે આત્મબુદ્ધિ

( આત્મજ્યોતિ–આત્મશક્તિ ) પ્રકાશક પરમેશ્વરને શરણાગત થાઉં છું.

સર્વ નામમાં રહેલી આત્મશક્તિસ્વરૂપે ઈશ્વર સર્વનો કર્તા–ભર્તા તથા હર્તા છે એતો નિશ્ચિત છે, તથાપિ તે પોતાની ઇચ્છાથી કાંઇ કરતો નથી પરંતુ માણસો પોતે તેનો ઉપયોગ કરે છે તેથી લેપન માણસને છે ને ઇશ્વર–આત્મ શક્તિ નથી. સર્વ જડ ચેતન શક્તિનો મૂલાધાર તે જ છે. જગતનો નિયંતા તે છે. તે આત્મશક્તિ સ્વરૂપનું શરણ લેવું એટલે તેનેજ સર્વસિદ્ધિપ્રદ સાધન સમજી તેનો વિનિયોગ વડે વિકાસ કરવો જોઇએ. પ્રીતિ અને આસક્તિ વગર યોગ્ય વિનિયોગ થઇ શકતો નથી. ભય વગર પ્રીતિ થતી નથી. ભય સત્તાનો લાગે છે. ઇશ્વર સત્તા–શક્તિસ્વરૂપ છે અને તેના વગર કશુંય થઇ શકતું નથી એમ બરાબર સમજાય ત્યારેજ તેનો ભય લાગે એટલે કે જો તે નહિં મેળવું તો કશું નહિં કરી શકું તેવો ભય થાય. અને તેવો ભય થાય ત્યારેજ તેના પ્રત્યે પ્રીતિ ઉપજે. અને પ્રીતિ ઉપજે ત્યારેજ તેનો વિનિયોગ થાય. અને વિનિયોગ થાય ત્યારેજ સિદ્ધિ મળે. આવી રીતે તેનો પ્રીતિપૂર્વક વિનિયોગ એ તેનું શરણ છે. શરણ એટલે આશ્રય અથવા આધાર–સાધનપણું તેનું શરણ અટલે તેને સાધન બનાવવો.

( ૮ )

**तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यं ।**
**निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरंजनम् ।**
**अमृतस्य परं सेतुं दग्धेन्धनमिवानलं ॥**

छा. अ. प्र. तृ. खंड. ४. श्वे. ष. अ. १९.

**અર્થાત્**—એ બ્રહ્મનું નામ સત્ય છે. તે નિષ્કલ (નિરવયવ–અસ્થૂળ), નિષ્ક્રિય, શાંત, નિરવદ્ય (અનિંદનીય–નિંદા

ન કરાય એવો), નિરંજન ( નિર્લેપ–અંજન રહિત ) છે. તે અમૃત એટલે મુક્તિ–મોક્ષનો પરમ સેતુ છે અને દગ્ધઇંધન એટલે સળગતા લાકડાના અગ્નિ–ભડકા જેવો દીપ્તિમાન છે.

આત્મશક્તિ તેનો વિનિયોગ કરવામાં આવે તે પ્રમાણે કાર્યમાં શક્તિ પુરે છે. તે શક્તિ પોતે તો નિઃસંગ–નિર્લેપ છે કેમકે તે તેની સ્વેચ્છાથી કોઇ કાર્ય કરતી નથી. જે તેનો વિનિયોગ કરે તેજ લેપન પામે છે. આ શક્તિજ તેના વિનિગોગદ્વારા બધુંય કરે છે છતાં પરિ-ણામ માટે તે જવાબદાર નથી કેમકે તેનો કયાં કાર્યમાં ઉપયોગ કરવો એ તેની પોતાની મરજીની વાત નથી, પરંતુ તેના વિનિયોગ કરનારની સ્વતંત્ર ઇચ્છાની વાત છે. કુહાડો લાકડાના કકડામાંથી સુંદર વસ્તુ બનાવે છે તેમજ તે લાકડાના કકડાના ચીરે ચીરા પણ કરી નાખે છે. તેના વડે કયું કાર્ય લેવું એ કુહાડાના પોતાના હાથમાં નથી પરંતુ વાપરનારના હાથમાં છે, એટલે કર્મનું લેપન–ફળની અર્થાત્ પરિણામની જવાબદારી–ભોગવટ તો કુહાડાને થતી નથી પણ વાપરનારનેજ થાય છે. જો સારા કામમાં વાપરવામાં આવે તો સારૂં રૂપ ઉત્પન્ન કરે છે. નરસામાં વપરાય તો નરસું. જેવો કાર્યનો પ્રકાર તેવું ફળ એ અવિકારી નિયમ હોઇ તે શક્તિ તે નિયમ પાળનારી હોઈ તેમાં ફરક આવતો નથી, એટલે કે તેને સારા કાર્યમાં વાપરવા છતાં તેનું નરસું ફળ કે નરસામાં વાપરવા છતાં તેનું સારૂં ફળ આપતી નથી. એન્જીનનું બળ બધા યંત્રોને સમાન છે પણ જુદાં જુદાં કાર્યો માટે યોજાએલાં યંત્રો જુદાં જુદાં તેમના સ્વભાવ નિયત કાર્યો કરે છે અને તેનાથી જુદા પ્રકારનાં કરી શક્તાં નથી; સર્વનું કામ કરી આપનાર એન્જીનનું બળ છે પણ તે બળ જુદાં કાર્યો માટે જવાબદાર નથી. યંત્રના કાર્યના પ્રકારને તે બળ લેશ પણ ફેરવતું નથી. આ પ્રમાણેજ ઈશ્વર રૂપી શુદ્ધ નિર્લેપ આત્મ શક્તિનું સમજવું. તેના આવા ગુણને લીધે તે કોઇ જાતનાં ફળ માટે નિંદ્ય નથી–દોષવાન નથી.

( ૯ )

**स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय।**
**नैनं सेतुमहोरात्रे तरतः न जरा न मृत्युर्न शोकः॥**

छा. अ. प्र. च. खंड. १

**અર્થાત્**—તે આ લોકનો ભંગ ન થાય તેટલામાટે સેતુરૂપ બનીને સઘળું ધારણ કરે છે. તે સેતુસ્વરૂપ પરબ્રહ્મ રાત કે દિવસમાં પરિચ્છેદ્ય (વિભાજ્ય) થતો નથી. તેના ઉપર જરા મૃત્યુ-શોકનો અધિકાર ચાલી શકતો નથી.

સૃષ્ટ પદાર્થો અર્થાત્ ચરાચર ભૂતો દિશા અને કાલના નિયમને વશ હોઈ અમુક કાલે લય પામી જાય છે. બધાં ભૂત લય પામતાં જગત ભાંગી પડે પરંતુ જગતનો તેવો ભંગ ન થાય તેટલા માટે નવી નવી ઉત્પત્તિની વ્યવસ્થા રાખેલી છે. જેમ એકબીજાની આવરદા ભોગવી ભૂતો લય પામે છે તેમ બીજી બાજુ નવાં ઉત્પન્ન થયાં કરે છે, અને જગતનો ભંગ થવાને બદલે સતત નિભાવ થયા કરે છે. આવા પ્રકારની નવાં ઉત્પન્ન થવાની વ્યવસ્થા-નિયમ એ મૂળ દ્રવ્યો (અર્થાત્ Elements-મૂળતત્વો) ના અનંત શાશ્વત જથ્થા અને તેના વડે થતાં સૃષ્ટ ભૂતો (અર્થાત્ જુદા જુદા જીવો-પદાર્થો) વચ્ચે સનાતન સેતુ તરીકે ઇશ્વર રહેલો છે કે જે નિયમ વડે સંસારનો ભંગ વિરામ થવાને બદલે તે સતત ચાલુ રહે છે. આગળ કહેવાઇ ગયું છે કે-જીવન ઘડવાની સઘળી સ્વતંત્રતા જીવને આપી ઇશ્વરે જીવને જીવન ઘડવા માટે જોઇતી કાચી સામગ્રી પુરી પાડવાનું કાર્ય એટલે કુદરતનો વ્યવહાર નિભાવવાનું કાર્ય પોતાની પાસે રાખ્યું છે. આવી રીતે જીવન ઘડવા માટે જોઇતી સામગ્રીરૂપી મૂળ કુદરતને (મૂળતત્વો-પૃથ્વી-જળ-અગ્નિ-વાયુ વગેરેનું નિયમિત કાર્ય) ઇશ્વર નિયમિત રીતે વિનાભંગે ચલાવી રહ્યો છે. પૃથ્વી તો કાયમ છે જ તે

ઉપરાંત જોઇતી વસ્તુઓ માટે અગ્નિ જોઇએ તે સૂર્ય વડે કાયમ મળ્યાં કરે છે અને વર્ષાદરૂપે જળ પણ નિયમિત રીતે મળે છે. બધી ઋતુઓ જોઇતી સામગ્રી નિયમસર તૈયાર કરે છે. મનુષ્ય એ બધી સામગ્રીમાંથી તેનાં જીવન માટે જોઇતી હોય તે મેળવી શકે છે. મેળવવા માટે મહેનત કરે તો નિષ્ફળતા મળતી નથી. રાત અને દિવસ જેમ એકબીજાથી પરિછિન્ન થાય છે-જરા અને મૃત્યુ કે શોક વડે જેમ અંત આવતાં છેદ પડે છે તેમ ઉપરના જુનાનું મરણ અને નવાંની ઉત્પત્તિ એ ભરદ્દોળના નિયમમાં છેદ પડતો નથી. તે નિયમ એકધારો નિરંતર ચાલ્યાં કરે છે. આવી રીતે ઇશ્વર ઉપર જરા-મૃત્યુ શોકનો અધિકાર ચાલતો નથી એટલે ઇશ્વર અવિનાશી છે અને આવી રીતે સર્વનું ધારણ-પોષણ કરે છે.

( ૧૦ )

**य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सो पिपासः सत्यकाम सत्यसंकल्पःसोऽन्वेष्टव्यःस विजिज्ञासितव्यः स सर्वाञ्च लोकानाप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानाति ॥** छा. अ. प्र. सप्तम खंड. १

**અર્થાત્**—જે પરમાત્મા પાપશૂન્ય-અજર-અમૃત-અ. શોક, ક્ષુધાતૃષ્ણાથી દૂર, સત્યકામ તથા સત્યસંકલ્પ છે તેને શોધો અને તેને જાણવાની જિજ્ઞાસા કરો. જેઓ પર-ત્માનું અન્વેષણ કરીને તેને જાણી શકે છે તેમને સર્વ લોક પ્રાપ્ત થાય છે તથા તેમની સર્વ કામના સિદ્ધ થાય છે.

જે આત્મશક્તિ નિષ્કામ-નિર્લેપ છે તે અપાપ-અજર-અમર અશોક-ક્ષુધાહીન-તૃષ્ણાહીન-સત્યમયકામનાવાળી-સત્યમયસંકલ્પવાળી હોય એ દેખાતું છે. અપાપ આદિ ગુણો વગર તો તે નિર્લેપ અને

નિત્ય હોઇ શકે નહીં. સત્ય એજ તેનો સ્વભાવ છે એટલે તે સત્ય ન હોય તેવી કોઇ કામના-ઇચ્છા કે સંકલ્પ-વિચાર-મનુષ્યો ન કરે એ પણ દેખીતું છે. એ સત્યમય આત્મશક્તિને જાણી ખીલવી અને સત્કર્મમાં વિનિયુક્ત કરવામાં આવે તોજ સર્વ શુભ કામના સફળ થાય અને સર્વ પ્રકારની સુખશાંતિ મળી શકે. એ આત્મશક્તિનો સ્વભાવ સત્યમય હોવાથી તેને ખિલવવાથી આપણામાં સર્વ સત્કર્મની અને સદ્વસ્તુની કામના તથા સંકલ્પ થાય છે, અને જેવી કામના-સંકલ્પ હોય તેવુંજ વર્તન થાય છે. અને જેવું વર્તન તેવું રૂપ આવે છે. એટલે સત્યને મન તથા કર્મમાં અનુસરવાથી સર્વ પ્રકારની સુખશાંતિ સાધી શકાય છે. સંતોષ અને મિતભોગ એ સત્યનું લક્ષણ છે તે પણ યાદ રાખવું જોઇએ.

( ૧૧ )

**आकाशो वै नाम नामरूपयोनिर्वहिता।**
**ते यदन्तरा तद्ब्रह्म तदमृतम् ॥**

छा. अ. प्र. चतुर्दश. खंड. १.

**અર્થાત્**—તેનું (બ્રહ્મનું) નામ આકાશ છે. તે નામ રૂપ યોનિવિહીન છે. તેથી જે નામરૂપ-યોનિથી ભિન્ન-રહિત તે બ્રહ્મ છે-તે અમર છે.

આકાશતત્વ અનંત છે અને સર્વને તેની અંદર ધારણ કરે છે તેથી તેને બ્રહ્મ કહે છે. કેટલાક તત્વજ્ઞો તેનેજ સકળ સૃષ્ટિનું મૂળ ગણે છે. ભૌતિકવાદીઓ તો આકાશથી પર એવું કોઇ તત્વ સ્વીકારતાજ નથી. જેના વડે સ્થૂલ જગત રચાયું તે મૂળતત્વોમાં પ્રથમ આકાશ છે અને આકાશમાંથી વાયુ-વાયુમાંથી અગ્નિ-અગ્નિમાંથી જળ અને જળમાંથી પૃથ્વી એવો ક્રમ છે. આત્મશક્તિ કેવળ ભાવ-વાચક છે. તે અસ્થૂલ હોઇ તે નર કે નારી કે કોઇ નામરૂપની યોનિ-

વાળું નથી. જો કે સર્વ યોનિનાં નામરૂપોમાં તે અંતરસ્થ મોજુદ છે. તેની શક્તિ વગર તો કોઇપણ ભૂત ઉત્પન્ન થઇ શકે તેમ નથી. સર્વ નામરૂપો મૃત છે પરંતુ તેમના મૂળમાં રહેલી શક્તિ અમૃત છે–મૂળ તત્વો પણ અમૃત છે કેમકે નામરૂપનું મરણ થતાં બધાં તત્વો–શક્તિ વગેરે નષ્ટ થતાં નથી પરંતુ પોતપોતાનું મૂળ સ્વરૂપ પામી તેમના જથ્થામાં જાય છે. નષ્ટ તો ફક્ત તેમનું મિશ્રણ થાય છે–તે પોતે નષ્ટ થતાં નથી. તેમનાં પરસ્પર મિશ્રણ વડે તેમનું રૂપ જે બદલાયું હતું તે અસલ રૂપ ધારણ કરે છે એટલે મૃત્યુ એ ફક્ત નામરૂપનો નાશ પરંતુ તત્વોનું તો સ્વરૂપાંતરજ થાય છે.

( ૧૨ )

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥**

कठ. द्वि. अ. प्र. वल्ली. १२.

**અર્થાત્**—તે વાચા–મન કે ચક્ષુથી કશાથી કદિ પણ પ્રાપ્ત થતો નથી. જે મનુષ્ય કહેછે કે તે છે તેના સિવાય બીજાંને તે કેવી રીતે ઉપલબ્ધ થઇ શકે ?

બ્રહ્મ આત્મામાં નિગૂઢ રહેલો છે એટલે તે વાચાઆદિ ઇન્દ્રિયોથી કે મનથી ગ્રાહ્ય થતો નથી. માત્ર તે આત્મામાં છે એવી જેની ખાત્રી થઇ હોય તે તેને પોતાના આત્મામાં જોઈ શકે છે. આત્માને સ્થૂળ ચક્ષુ નથી કે જોવાય. આત્માનું ચક્ષુ એટલે સમજ–આત્માનુભવ–સંવેદન છે. તેના પોતાનામાં તેને પ્રેરનાર–શક્તિ આપનાર પરમાત્મ તત્વ–બળ રહેલું છે એમ આત્માને પોતાને માત્ર સંવેદન–અનુભવ થાય છે. જે મનુષ્ય ઇન્દ્રિયોની ઉપરની ભૂમિકામાં ચડી આત્મભૂમિકામાં ચિંતન–મનન દ્વારા એકચિત્ત થાય છે તેનેજ આવું સંવેદન થાય છે.

(૧૩)

यदैतमनुपश्यत्यात्मानं देवमंजसा ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥

बृ. च. अ. च. ब्रा. १६.

**અર્થાત્**—મનુષ્ય પ્રકાશમાન ભૂતભવિષ્યના નિયંતા એવા પરમાત્માને સાક્ષાત્ નિરખે છે ત્યારે તે પોતાને પરમાત્માથી છાનો રાખવાની ઈચ્છા કરતો નથી.

પરમાત્માથી છુપી ન જવું એ સામાન્ય નિયમ નથી. જે પરમાત્માને ઓળખે છે અને તેના પ્રત્યે પૂજ્યભાવ–માન તથા પ્રીતિ ધરાવે છે તેજ તેનાં દર્શન અથાત્ સંવેદનની ઇચ્છા કરે છે. અને એ સંવેદન થતાં પોતે તેનો ખુલ્લા દિલથી આનંદ અનુભવે છે. જે સત્યોપાસક છે તે સત્યથી છુપાતો નથી, પરંતુ ઉલટો તેની સામે ઉપસ્થિત થાય છે. અસત્યવાદીજ સત્યથી ડરી તેનાથી છુપવા માગે છે. અસત્ય વાત કરનારો માણસ હંમેશાં પોતાનું નામ પ્રગટ થાય, તે કહેનારો તે છે એમ જાહેર થાય, એમ ઇચ્છતો નથી અને પોતાને છુપાવવા માગે છે, પરંતુ જે સત્ય કહે છે તે તો હિમતવાન હોય છે. અને પોતાને છુપાવવા ચાહતોજ નથી. અસત્યવાદીજ પોતાને પોતાનાં નામને જાહેર થતું અટકાવવા ખાતર છુપાવે છે. અસત્યવાદી જગતથી છુપો રહે છે, પરંતુ તેના પોતાના આત્માથી છુપો રહી શકતો નથી. આત્મામાં ઇશ્વર હોઇ તેની અસત્યતા જાણી લે છે અને તે માટે શિક્ષા કર્યા વગર રહેતો નથી.



## અધ્યાય ૧૫ મો.

### (૧)

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।**
**नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥**

**कठ. प्र. अ. द्वि. वल्ली. २४.**

**અર્થાત્**—જે માણસ દુશ્ચરિત–દુષ્કર્મથી નિરત–મુકત થયો નથી, ઇંદ્રિય ચાંચલ્યથી શાંત થયો નથી, જેનું ચિત સમાહિત–એકત્ર–એકાગ્ર થયું નથી અને કર્મ ફળની કામનાથી જેનું મન શાંત થયું નથી તે મનુષ્ય કેવળ શુષ્ક જ્ઞાનથી પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી.

અગાઉ કહેવાઇ ગયું છે કે કેવળ શુષ્કજ્ઞાન કાંઇ કામનું નથી–તે નિરર્થક છે કેમકે તેના વડે સિદ્ધિ થતી નથી. જેમ કેવલ શુષ્ક વાચિક પ્રાર્થના કામની નથી કેમકે તેને અનુરૂપ એટલેકે પ્રાર્થેલી બાબત માટે પુરૂષાર્થ પણ સાથોસાથ ન હોયતો કાંઈ ફળ મળતું નથી. ફળ એ પુરૂષાર્થનું પરિણામ છે, નહિંકે માત્ર મોઢેથી બોલવાનું. દરેક કાર્યમાં પ્રથમ ઇચ્છા થાય છે, પછી તેના ઉપર વિચાર કરી નિર્ણય થાય છે. પછી તે વચન દ્વારા વ્યકત થઈ ક્રિયા–વર્તન–પુરૂષાર્થ રૂપે સ્થૂળભૂત થાય છે અને તેને અંતે પરિણામે તેના પ્રકાર મુજબ ફળ આપે છે. આ કુદરતનો અવિકારી નિયમ છે અને તેના વિરૂદ્ધ કાંઇ થઈ શકતું નથી. માત્ર પ્રાર્થના દ્વારા મોઢેથી માગવાથી કે મનમાં ઇચ્છા કરવાથી કશું મળતું નથી. પ્રાર્થના–ઇચ્છા એ એકંદરે પુરષાર્થનાં બીજ રૂપે છે. બીજ પણ ઘણાંય ખોટાં હોય છે. અને ઉગતાં નથી તેમ પોકળ હ્રદયહીન પ્રાર્થના કે ઇચ્છા પણ પુરષાર્થ રૂપે ઉગતી નથી અને નકામી જાય છે. પરમાત્માનાં જ્ઞાન સાથે દુષ્કર્મ ઇદ્રિય ચાંચલ્ય ભ્રમિત ચિત્ત અતૃપ્ત અસંતોષી મનનો અભાવ હોય

ત્યારેજ સુચરિત સંતોષ, મિત્તભોગ, કે ભોગત્યાગ, એકાગ્ર ચિત્ત વડે પરમાત્મા પ્રાપ્ત કરી શકાય છે. ઇશોપનિષદ્દમાં કહેલું છે કે શુષ્ક જ્ઞાની તો અજ્ઞાની કરતાં પણ વિશેષ અજ્ઞાનાવૃત્ત છે. અજ્ઞાનીતો અજ્ઞાનનાં કારણ સર સચ્ચરિત્ર જાણી શકતા ન હોઇ કરી શકતા નથી, પરંતુ શુષ્ક જ્ઞાની તો જાણવા છતાં કરતા નથી એટલે તે અજ્ઞાની કરતાં વિશેષતર તમાવૃત્ત છે ને વિશેષતર દોષવાન થાય છે.

( ૨ )

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्यरीत्य विविनक्ति धीरः। तयोः श्रेय आददानस्य साधु भवति हीयतेऽर्थात् य उ प्रेयो वृणीते ॥** कठ. १. अ. द्वि. व. २.९.

**અર્થાત્**—શ્રેય અને પ્રેય મનુષ્યને પ્રાપ્ત થાય છે. જે ધીર મનુષ્ય પૂર્ણ શ્રેષ્ટ વિચારણા કરીને એ બન્નેને ભિન્ન કરે છે અને એ પૈકી શ્રેયને ગ્રહણ કરે છે, તેનું શુભ કલ્યાણ થાપ છે. જે પ્રેયને ગ્રહણ કરે છે તે પરમાત્માથી ભ્રષ્ટ થાય છે.

સામાન્ય રીતે શ્રેય એટલે પારલૌકિક સુખ શાંતિ અને પ્રેય એટલે આ લોકનાં સુખ એવો અર્થ થાય છે. બીજી રીતે જોતાં શ્રેય એટલે આત્મિક સુખ શાંતિ અને પ્રેય એટલે ભૌતિક સુખ શાંતિ એવો અર્થ પણ થાય છે. પરમાત્માની પ્રાપ્તિ એ ઉત્તમોત્તમ આત્મિક સુખ આનંદ છે અને આધ્યાત્મિક જીવન વડે આત્મિક સુખ શાંતિની અસ્ખલિત ટેવ પડી હોય તોજ છેવટે પરમાત્માના સંવેદનનો પરમાનંદ પામી શકાય. જે માણસ ભૌતિક શારીરિક સુખ ભોગમાંજ આસક્ત રહે છે તે આધ્યાત્મિક જીવનથી અને પરિણામે આત્મિક સુખ શાંતિથી પરાંગમુખ હોય છે, એટલે પરમાત્માની હાજરીનાં સંવેદનથી વંચિતજ

રહે છે. શ્રેય અને પ્રેય વચ્ચે એવો વિરોધ છે કે તે બેય એક સાથે રહેતાં નથી. એકની હાજરી હોય તો બીજાનો અભાવ જ હોય છે. શ્રેયસાધકમાં પ્રેય તરફનું વલણ અને પ્રેય પિપાસુમાં શ્રેય તરફનું વલણ હોઈ શકતું નથી. આત્મા એ જ સત્ય છે, તેથી આત્મિક સુખ શાંતિજ સત્ય છે. પ્રેય તદ્દન અસત્ય નથી કેમકે સંસારમાં છીએ ત્યાં સુધી છેવટ તેના સંતોષયુક્ત મિત અને નૈતિક રીતે આવશ્યક ઉપભોગ વગર તો રહી શકાતું નથી અને રહેવાની જરૂર પણ નથી. ધ્યાન માત્ર એટલુંજ રાખવાનું કે તેમાં રચ્યાપચ્યા ડુબ્યા રહી આત્મિક સુખ શાંતિનું વિસ્મરણ ન થાય. મિત–આવશ્યક સંતોષયુક્ત પ્રેયભોગ હોયતો તેથી શ્રેય ભોગવવામાં હરકત આવતી નથી. ફક્ત પ્રેયની તૃષ્ણા વધે અને તેની પાછળજ ચિત્ત–મન ભટકે ત્યારેજ શ્રેય વિસારાય છે; અને તેનો અભાવ થાય છે. આત્મશાંતિ વગર તેમાં પરમાત્માની સ્થિતિનું સંવેદન થતું નથી એ નિર્વિવાદ છે.

(૩)

**यथाकारी यथाचारी तथा भवति ।**
**साधुकारी साधुर्भवति पापकारी पापी भवति ।**
**पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन ॥**

बृ. च. अ. च. ब्रा. ५.

**અર્થાત્**—મનુષ્ય જેવાં કર્મ અને જેવું આચરણ કરે છે તેવી તેની સ્થિતિ–ગતિ થાય છે. સત્કર્મી સાધુ થાય છે અને પાપકર્મી પાપી થાય છે. પુણ્યકર્મવડે આત્મા પવિત્ર થાય છે અને પાપકર્મવડે ભ્રષ્ટ થાય છે.

પરમાત્માની સ્થિતિનું સંવેદન પવિત્ર આત્મામાં થાય છે અને આત્મા કેવળ સત્કર્મ–પુણ્યકર્મ–સદાચાર વડે જ પવિત્ર બને છે. સત્યને શીખી તેનું અનુસરણ કરવું પરમાત્મદર્શન માટે આવશ્યક–અનિવાર્ય છે.

(૪)

**यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥**

**कठ. प्र. अ. तृ. व. ५.**

**અર્થાત્**—જે માણુસ અજ્ઞાન છે અને જેનું મન વશ નથી તેની ઇંદ્રિયો સારથિના તોફાની–દુષ્ટ ઘોડાની પેઠે વશ રહેતી નથી.

શરીરને ચલાવનાર ઇંદ્રિયો અને તેમને ચલાવનાર મન છે. મનને પણ ચલાવનાર જીવાત્મા છે. આમ છતાં પણ મન જીવાત્માના હુકમ પ્રત્યે બેદરકાર બની કેટલીકવાર સ્વતંત્ર અને સ્વેચ્છાચારી ઉચ્છૃંખલ બની જાય છે. ભલે પાછળથી જીવાત્મા તેની સખ્ત હાજરી લઇ તેને સુધારે પરંતુ મન એકવાર તો તેનું ધાર્યું કરી વાળે છે. આ કારણથી મન પ્રબળ–સ્વતંત્ર ન થઇ જાય તેનું હમેશાં ધ્યાન રાખવાનું છે. તેને તો બરાબર નિગ્રહ–અંકુશમાંજ રાખવું જોઇએ, અને તેની સઘળી પ્રવૃત્તિ પ્રત્યે બરાબર લક્ષ આપવું–દેખરેખ રાખવી જોઇએ. જે જીવાત્માનું જ્ઞાન–બુદ્ધિ વિકસિત નથી તે મનને વશ રાખી શકતો નથી અને ઉલટો મનને વશ બની જાય છે. મનમાં કોઈ પણ અપકર્મની વૃત્તિ–ઇચ્છા–કલ્પના થાય કે તુરતજ તેને આગળ ન વધવા દેતાં ત્યાંને ત્યાંજ દાબી દેવી જોઇએ. એવી રીતે સંગીન ટેવ પડતાં અપકર્મના વિચાર કે ઇચ્છા થશે નહીં અને મન વશ બની જશે. એ ઉપરાંત મનને હમેશાં સારાં કર્મોમાંજ નિયોજવું અને તેમાંજ પુરેપુરૂં રોકી રાખવું કે જેથી તેને અપકર્મની કલ્પના કરવાનો અવકાશ રહે નહીં

(૫)

**यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ क. प्र. अ. तृ. व. ६.**

**અર્થાત્**—જે જ્ઞાનવાન છે અને પોતાના મનને વશ રાખે છે તેની ઇંદ્રિયો સારથિને વશ રહેલા અશ્વોની માફક વશ રહે છે.

( ૬ )

**यस्त्वविज्ञानवान् भवत्यमनस्कः सदाऽशुचिः ।**
**न स तत् पदमाप्नोति संसारंचाधिगच्छति ॥**

क. प्र. अ. तृ. व. ७.

**અર્થાત્**—જે અવિજ્ઞાનવાન-મનને વશ નહીં રાખનારો-સદા અશુચિ (અપવિત્ર) છે તે તેનું (બ્રહ્મનું) પરમપદ પામી શકતો નથી અને સંસારમાંજ પડી રહે છે.

આત્મશક્તિનો વિકાસ અને તદનુસાર વર્તન વડે ચિર-કાયમની અચળ આત્મસુખશાંતિ એ બ્રહ્મના પરમ પદની પ્રાપ્તિ છે. જેને જ્ઞાન ન હોય, અને જેણે મનને વશ ન કર્યું હોય, તથા સદા અપવિત્ર (અસત્યના) વિચારો-કર્મો સેવતો હોય, તે સંસાર એટલે ભૌતિક સુખ પાછળ ભમે છે, અને તેને આત્મસુખશાંતિનો કિંચિત્ પણ આસ્વાદ મળી શકતો નથી.

( ૭ )

**यस्तु विज्ञानवान् भवति समनस्कः सदाशुचिः ।**
**स तु तत्पदमाप्नोति यस्मात् भूयो न जायते ॥**

क. प्र. अ. तृ. व. ९.

**અર્થાત્**—જે જ્ઞાનવાન-મનને વશ રાખવાવાળો-સદા સત્ય-પવિત્ર આચાર વિચાર વાળો છે તે બ્રહ્મપદ મેળવે છે અને ત્યાર પછી તેમાંથી તેની અધોગતિ થતી નથી.

ચિરઆત્મસુખશાંતિ એ બ્રહ્મપદપ્રાપ્તિ છે. જ્ઞાન વડે મનને વશ રાખી પવિત્ર સત્યાનુસાર આચારવિચારની સ્થાયી ટેવ રાખવાથી એ ચિરઆત્મસુખશાંતિ પ્રાપ્ત થાય છે [અને એવું વર્તન કાયમ રહે છે એટલે પછી એ સ્થિતિથી ચ્યુત–વિમુખ–વિરહિત થવાતું નથી.

(૮)

**विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।**
**सोऽध्वनः पारमाप्नोति तद्विष्णाः परमं पदम् ॥**

**क. प्र. अ. तृ. व. ९.**

**અર્થાત્**—વિજ્ઞાન જેનો સારથિ છે અને મનરૂપી લગામ ઉપર જેનો સંપૂર્ણ કાબુ છે તે મનુષ્ય સંસારની પેલી પારના પરમ વિષ્ણુપદને પામે છે.

વિષ્ણુ એ બ્રહ્મનું સર્વવ્યાપકતાનું રૂપક છે. આત્માને પણ વિષ્ણુ કહેવામાં આવે છે. આત્મસુખશાંતિ એ ભૌતિક–શારીરિક સુખશાંતિ કરતાં ઉપર–પેલીપાર–વિશેષ છે. મન ઉપર સંપૂર્ણ કાબુ અને જ્ઞાનવડે આત્મવિકાસ કરી સત્યાનુસાર વર્તનવડે આત્મ-સુખશાંતિ મળે છે.

(૯)

**तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।**
**दिवीव चक्षुराततं ॥** ऋग्वेद. १. २२. २०.

**અર્થાત્**—આંખને જેમ આકાશ સર્વવ્યાપક–સર્વત્ર રહેલું દેખાય છે તેમ જ્ઞાની માણસ વિષ્ણુના સર્વવ્યાપી પદનું સર્વત્ર દર્શન કરે છે.

જે આત્મજ્ઞાની–તત્ત્વજ્ઞાની અને સદાચારી છે તે અણુઅણુમાં પણ બ્રહ્મને વ્યાપેલો જુએ છે. આ કારણથી તેઓ કોઇ પદાર્થનો

તિરસ્કાર કે દુરુપયોગ કરતા નથી. ખરાબમાં ખરાબ વસ્તુ પ્રત્યે પણ કંટાળો કે તિરસ્કાર ન આવવો પરંતુ તેના પ્રત્યે સમદૃષ્ટિ–સમભાવ–સમવર્તન હોય તે ખરી બ્રાહ્મી સ્થિતિ છે અને તેજ બ્રહ્માનંદનો સ્વાદ પામે છે.

જેમ સુખદુઃખ–તાઢતડકો–ભૂખતરશ–માનઅપમાન–સ્તુતિનિંદા વગેરે સમાનગણે અને દુઃખાદિ ખરાબ સ્થિતિઓ આવે છતાં તે પ્રત્યે સમભાવ રાખે તે સાધુ ગણાય છે, એવી જ રીતે ખરાબ વસ્તુઓનો સમ્પર્ક–સ્પર્શ થાય તો તેથી ઉદ્વેગ પામ્યા વગર કે તેના પ્રત્યે તિરસ્કાર–ક્રોધ કર્યા વગર શાંતિપૂર્વક તેમને દૂર કરી સ્વચ્છ થવું એ તેમના પ્રત્યે સમભાવ છે, અને એ બ્રાહ્મી સ્થિતિ–બ્રહ્મનું સર્વત્ર દર્શન કરવાની સ્થિતિ છે.

(૧૦)

**अनन्दा नाम ते लोका अन्धेन तमसावृताः ।**
**तांस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वांसोऽबुधो जनाः ॥**

बृ. च. अ. च. ब्रा. ११

**અર્થાત્**—અવિદ્વાન્–અજ્ઞાની અને અબુધ (બુદ્ધિહીન–દુર્બુદ્ધિવાન) માણસ મૃત્યુ પછી અનંદ (આનંદ રહિત) અને તમસાવૃત એટલે નિબિડ અંધકારમય એવા લોક (સ્થળ) માં જાય છે.

મનુષ્ય ક્ષણે ક્ષણે નવજીવનમાં દાખલ થાય છે. પ્રકાશમય દિવસમાં પ્રવૃત્તિ કર્યા બાદ અંધકારમય રાત્રિમાં જડવત્ શાંત બની નિદ્રા કરી પાછું પ્રભાતે ઉઠી નવું જીવન પ્રાપ્ત કરે છે. જેની નિદ્રા ભારે છે અને જડવત્ છે તેને નિદ્રા દરમિયાન આનંદનો અનુભવ થતો નથી. આપણે સુખ આનંદ વગેરે જાગ્રત અવસ્થામાં જ

ભોગવીએ છીએ–નિદ્રામાં નહીં. સ્વપ્નમાં માનસિક–આત્મિક અનુભવ થાય છે તે અર્ધ જાગૃતિનું પરિણામ છે અને સ્વપ્નનો આનંદ સ્થાયી નથી. જાગ્રત અવસ્થામાં એવો આનંદ અનુભવવામાં આવે તો તેની મધુરતા ઓર પ્રકારની હોય છે અને તે અંતરમાં પ્રવિષ્ટ થઈ આગળ ઉપર પણ અનુભવાય છે. સ્વપ્નના આનંદની અંતર–મન ઉપર કાંઈ સ્થાયી અસર થતી નથી, જ્યારે જાગ્રતાવસ્થાના આનંદની છાપ તો મન–હૃદય–અંતરમાં અચળ રીતે પડી રહે છે અને ભવિષ્યમાં પણ તેનો આનંદ લઇ શકાય છે.

અજ્ઞાની અને દુર્બુદ્ધિવાળો માણસ તેની એક સ્થિતિ પસાર થયા બાદ તેનાં અજ્ઞાન અને દુર્બુદ્ધિના પરિણામે આનંદહીન–અંધકારમય–દુઃખભરી સ્થિતિને જ પામે છે. જીવન દરમિયાન થતાં સ્થિત્યંતરો ભવપરંપરા સમાન છે. બાળ–યુવા–પ્રૌઢા–જરા વગેરે વગેરે સ્થિતિઓના ફેરફાર પણ ભવાંતર–જન્માંતર સમાન છે. જેનું આ જીવન આનંદમય હોય તેને મૃત્યુ પછી આનંદ જ મળે છે, કેમકે એકવાર આનંદ જીવનમાં કાયમ થયો એટલે તે સાથેનો સાથે જાય છે. એવી જ રીતે દુઃખનું પણ છે. અજ્ઞાન–દુઃખ અને જ્ઞાન–સુખ એ અતુટ રીતે ચાલુ જ રહે છે અને કુદરતના વૃદ્ધિના કાયદા મુજબ દિનપ્રતિદિન વધ્યાં જ કરે છે. આપણાં જીવનમાં એ પ્રમાણે જ્ઞાન–સુખની સ્થિતિ શરૂ થયા પછી આવા કુદરતી નિયમ મુજબ તે સદા અભિવૃદ્ધ થાય છે. તે મુજબ અજ્ઞાન–દુઃખની સ્થિતિ શરૂ થાય તો તે પણ એ જ નિયમે સદા અભિવૃદ્ધ થાય છે. જેવું સામ્પ્રત જીવન હોય તેવુંજ ભાવિજીવન તેનાં અનુસંધાનમાં આવે છે.

સુખશાંતિ આત્મિક હોય તે જ સત્ય છે–સ્થાયી છે, અને તે સત્યના જ્ઞાન અને આચરણ વડે જ પ્રાપ્ત થાય છે. જે સામ્પ્રત જીવન ન સુધારે–આ જીવનમાં આત્મિક સુખશાંતિ ન અનુભવે તે ભાવિ

જીવનમાં તો અનુભવે જ ક્યાંથી અને કેવી રીતે? જેનો મૂળમાં જ અભાવ હોય તે આગળ ક્યાંથી હોય? કુવામાં જ ન હોય તો હવાડામાં કે વાડીની પરનાળ–ધોરીઆમાં ક્યાંથી હોય? જો નદીનાં મૂળમાંજ સજીવન ઝરણું ન હોય તો નદીનો પ્રવાહ ચાલુ હોય જ ક્યાંથી? માટે આ જીવનને જ પૂર્ણતઃ આત્મિક સુખશાંતિમય બનાવવા સત્યની ઉપાસના (જ્ઞાન અને આચરણ)–પરિશીલના કરવી એ ધર્મ–કર્ત્તવ્ય છે. આ જીવનને જ સુધારવું એ જ્ઞાન અને સદ્દબુદ્ધિનું લક્ષણ છે.

---

## અધ્યાય ૧૬ મો.

### (૧)

**शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा आत्मन्येवात्मानं पश्यति ॥** बृ. च. अ. च. ब्रा. २३.

**અર્થાત્**—બ્રહ્મવિત્–સત્યવાદી મનુષ્ય શાંત–દાંત–ઉપરત–તિતિક્ષુ–સમાહિત થઇને પોતાના આત્મામાં પરમાત્માને નિહાળે છે.

શાંત એટલે શાંત–આવેગહીન ઇંદ્રિયોવાળો; દાંત એટલે નિયમિત મનવાળો, ઉપરત એટલે ભોગ માટે નિષ્કામ–સંતુષ્ટ; તિતિક્ષુ એટલે સારૂં નરસું–સુખદુઃખ એવા ભેદભાવની લાગણી વગરનો–સમભાવ તથા સમદૃષ્ટિવાળો; સમાહિત એટલે સ્વસ્થ સ્થિર–એકાગ્ર–અચળ–અભ્રમિત ચિત્તવાળો, એટલે જેને કોઇ જાતની આકાંક્ષા થતી નથી તેવો. આ ગુણો કેળવી સ્થાયી કર્યા વગર આત્મવિકાસ–સત્યનું જ્ઞાન સત્યાચાર આત્મસુખશાંતિ શક્ય નથી અને જ્યાં સુધી આત્મિક વિકાસ અને સુખશાંતિ ન હોય ત્યાં સુધી સ્થિરચિત્ત બની પરમાત્માને નિહાળી–સમજી શકાતો નથી. ચિત્ત પાર્થિવ પદાર્થોમાં કે ભલે બીજી રીતે ચોતરફ ભમતું હોય–જાતજાતની કામનાઓ તરવરી રહી હોય–મન અને ઇંદ્રિયો વશ અને નિયમિત ન હોય–સહજ મળે તેથી

સંતોષ ન હોય–મિત ભોગ વડે તૃપ્તિ ન હોય એવો માણસ પરમાત્મા સંબંધી વિચાર કરવાનોય અવકાશ મેળવતો નથી, તો તેને સમજવા નિહાળવા માટે તો પ્રયત્ન જ શાનો કરતો હોય? અને એ માટે પ્રયત્ન ન કરે તો સમજી–નિહાળી શકે પણ ક્યાંથી? સંતોષ–અતૃષ્ણા–અલોભ–નિષ્કામના વગેરે ગુણો આત્મવિકાસ અને તત્પરિણામે થતા પરમાત્મ-સાક્ષાત્કાર માટે આવશ્યક હોઈ તે ખીલવવા માટે અહર્નિશ પ્રયત્ન-શીલ રહેવું એ જ ધર્મ છે.

(૨)

**नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति।**
**नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति।**
**विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवति॥**

बृ. च. अ. च. ब्रा. २३.

**અર્થાત્**—પાપ જેનો સ્પર્શ કરી શકતું નથી–જે સર્વ પાપોને તરી જાય છે; પાપ જેને તપાવી–સંતાપી શકતું નથી–જે સર્વ પાપોને તાપી–તાવી–બાળી નાખે છે, તે નિષ્પાપ–વિરજ ( રજ એટલે મેલ વગરનો ) અંતઃકરણવાળો–અવિચિકિત્સક અર્થાત્ પરમાત્માના અસ્તિત્વ–સત્તા–શક્તિ–દિવ્યતા વગેરેમાં શંકા નહિં કરનારો પણ શ્રદ્ધા રાખનારો માણસ જ બ્રહ્મોપાસક થાય છે.

જ્ઞાન થાય ત્યારે જ શંકા ન રહે. જ્ઞાન માટે અભ્યાસ–ઉદ્યોગ જોઈએ. શંકા ન રહે ત્યારે જ શ્રદ્ધા ચોટે. પાપ–મલિન હૃદય વગેરે દુર્ગુણો હોય તો જ્ઞાનમાર્ગે જવાની વૃત્તિ થતી નથી, અને તે વગર પરમેશ્વરનું જ્ઞાન થાય નહિં, અને તેના જ્ઞાન વગર તેના ઉપર શ્રદ્ધા–'માન–પ્રીતિ ઉપજે નહીં અને તે વગર તેની ઉપાસના (અનુસરણ) થાય નહીં અને અનુસરણ વગર પ્રાપ્તિ પણ થાય નહીં.

( ૩ )

समोदते मोदनीयं हि लब्ध्वा ।
तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ कठ. प्र. अ. द्वि. वल्ली. १२. मुं. द्वि.

**અર્થાત્**—જેઓ તે મોદનીય (આનંદપ્રદ) પરબ્રહ્મની ઉપલબ્ધિ કરીને પ્રમુદિત થાય છે તેઓ સર્વ શોક તરી જાય છે-પાપથી મુકત થાય છે અને હૃદયની સર્વ ગ્રંથિઓથી વિમુકત બની અમૃત થઈ જાય છે.

અજ્ઞાન-મોહ આદિ સર્વ દુર્ગુણો એ હૃદયની ગ્રંથિ ગણાય છે. સર્વ દુર્ગુણોથી મુક્ત થવું એટલે હૃદયગ્રંથિઓથી મુક્ત થવું એવો અર્થ છે. આવી રીતે જે ગુહાગ્રંથિઓથી તદ્દન વિમુક્ત હોય તેને જ પોતાનાં અંતરમાં પરમાત્મસંવેદન થાય છે. અંતરમાં કિંચિત પણ ગ્રંથિ એટલે મલિનતા હોય ત્યાં સુધી એ દર્શન થતું નથી. અરીસા ઉપર જેટલો મેલ તેટલું તેમાં દર્શન ઝાંખુ થાય છે, તેમ અંતરમાં જેટલી દુર્ગુણો-દુર્વાસનાઓરુપી ગ્રંથિઓ તેટલું ત્યાં પરમાત્મ-સંવેદન-દર્શન ઓછું-ઝાંખુ થાય છે. જે સંપૂર્ણ સદ્દગુણી-સદ્દવાસના ધારણ કરનાર હોય તેજ પાપ-શોક-મોહ-અજ્ઞાન વગેરેથી તદ્દન મુક્ત હોય છે અને એવી રીતે મુક્ત હોય તે જ પરમાત્માને નિહાળી શકે છે. પરમાત્મા ચર્મચક્ષુથી નિહાળી શકાતો નથી. તેનું દર્શન જ્ઞાનચક્ષુથીજ થાય છે. અંતરમાં તેનું સંવેદન-સમજ થાય છે.

( ૪ )

सत्यान्न प्रमदितव्यं धर्मान्न प्रमदितव्यं कुशलान्न प्रमदितव्यम् ॥
तै. शिक्षावल्ली. एकादश अनु. १.

**અર્થાત્**—સત્યથી વિચ્છિન્ન થશો મા; ધર્મથી વિચ્છિન્ન થશો મા; કુશળથી વિચ્છિન્ન થશો મા.

સત્ય–ધર્મ–કુશળ એ ત્રણથી વિચ્છિન્ન થવું નહિં એટલે તેમને ગ્રહણ કરવામાં પ્રમાદ–બેપરવાઈ રાખવી નહીં પરંતુ તત્પરતા રાખવી. આત્મરક્ષા–શરીરસ્વસ્થતા–આરોગ્ય શારીરિક આરામ અને સુખ એ બધાં કુશળતા ગણાય છે. જેનું શરીર કુશળ તેનું મન અને આત્માય કુશળ–નિરામય–તંદુરસ્ત રહે છે.

સત્ય એટલે ઈશ્વરે કુદરતના વ્યવહાર માટે રચેલા અવિકારી અવિનાશી પૂર્ણન્યાયયુક્ત કાયદા. તે અનુસાર જે ખરેખર બન્યું હોય તે જ બોલવું તે સત્ય; તે કાયદા અનુસાર હોય તે ધર્મ. સત્ય અનુસાર આચરણ તે ધર્મ. સત્ય અને ધર્મ પર્યાય છે છતાં વચન પરત્વે સત્ય અને આચરણ પરત્વે ધર્મ શબ્દ વપરાય છે. બાકી ધર્મ અને સત્ય એક જ અર્થના પર્યાય શબ્દો છે; સદ્વિચાર–સદ્વચન સદ્વર્તન એમ ત્રણે માટે પણ એક જ શબ્દ વપરાય છે.

કુશળ શબ્દમાં શારીરિક આરામ–સુખ ઉપરાંત સામાન્ય રીતે દરેક સત્કર્મ–શુભકર્મ એવો અર્થ પણ છે. કેટલીકવાર સત્ય અને ધર્મને ભાવાત્મક સિદ્ધાંત તરીકે અને તેમનાં અનુસરણને સત્કર્મ–શુભકર્મ અર્થાત્ કુશળ તરીકે કહેવામાં આવે છે.

આ સત્ય–ધર્મ–કુશળ એમ ત્રણ પ્રત્યે પ્રમાદ ન રાખવાનું ત્રણેને છુટાં કરી કહેલું છે. પરંતુ “ સત્ય અનુસરવામાં પ્રમાદ કરશો નહીં ” એવા એક સૂત્ર વડે એ બધાંયને કહી શકાય. સત્યમાં એ ત્રણે બાબતો રહેલી છે. સત્ય એટલે શું એ સમજવામાં આવે માટે તેનાં ત્રણે સ્વરૂપ છુટાં પાડી અત્રે કહેલું છે.

( ૫ )

**सत्यंवद। समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति॥**

**तै. शि. ए. अ. १.**

**અર્થાત્**—સત્ય બોલો. અનૃત-અસત્ય બોલે છે તે સમૂલ અથાત જડમૂળમાંથી જ શોષાઈ-સુકાઇ જાય છે.

( ૬ )

**धर्मंचर। धर्मात् परं नास्ति। धर्मः सर्वेषां भूतानां मधु॥**

तै. शि. ए. अ. ९.

**અર્થાત્**—ધર્મ આચરો. ધર્મથી મોટું કાંઈ નથી. ધર્મજ સર્વ બાબતોમાં સર્વ ભૂતો માટે મધુ છે.

( ૭ )

**श्रद्धया देयं। अश्रद्धया अदेयम्॥** तै. शि. ए, अ. ३.

**અર્થાત્**—જે દાન કરો તે શ્રદ્ધા પૂર્વક કરો. અશ્રદ્ધા વડે કશું આપશો નહીં.

( ૮ )

**मातृदेवो भव पितृदेवो भव आचार्यदेवो भव॥** तै. शि. ए. अ. २.

**અર્થાત્**—માતા, પિતા તથા આચાર્ય( ગુરુ-શિક્ષક-ઉપદેશક) ને દેવતુલ્ય ગણો.

( ૯ )

**यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि॥**

तै. शि. ए. अ. २.

**અર્થાત્**—જે કાર્ય કલ્યાણકારક હોય તે સર્વ કરો. ઇતર એટલે તે સિવાયનાં બીજાં કાર્ય કરશો નહીં.

( ૧૦ )

**यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि॥**

तै. शि. ए. अ. २.

**અર્થાત્**—અમારામાં જે કાંઇ સુચરિત–સત્કર્મો–સદાચાર છે. તેની ઉપાસના એટલે અનુસરણ કરો. તે સિવાય ઈતરનું અનુસરણ કરશો મા.

પાંચથી નવ સુધીના શ્લોક સ્પષ્ટ હોઈ તેના ખુલાસાની જરૂર નહોતી. આ શ્લોકમાં સહજ ખુલાસાની જરૂર છે. સત્ય કુદરતના વ્યવહારમાં સર્વત્ર ઓતપ્રોત છે–કુદરત સત્યમય જ છે. સત્ય અનુસરવાનું છે એટલે તે કુદરત ઉપરથી જ તેના બારીક અવલોકન વડે શીખવાનું છે. સત્ય શીખવાનો આ સ્વતંત્ર માર્ગ છે. આમ છતાં પણ જેનામાં એવા સ્વતંત્ર માર્ગે સત્ય શીખી લેવાની આવડત–શક્તિ ન હોય તે એવી સ્વતંત્રતાથી શીખી પોતાના જીવનમાં આચારભૂત કરી રહેલા જ્ઞાનીઓનાં સુચરિત્ર ઉપરથી પ્રત્યક્ષ રીતે શીખી શકે છે, તેથી આચાર્ય શિષ્યને તેમનાં પોતાનાં સચ્ચારિત્ર્યનું ઉપાસન–અનુસરણ કરવાનો ઉપદેશ આપે છે. આવી રીતે પ્રથમ પ્રત્યક્ષ રીતે શાખી જ્ઞાનમાં આગળ વધતાં સ્વતંત્ર રીતે ખુદ કુદરત ઉપરથી શીખી તેની મેળવણી–ખાત્રી કરી શકાય છે, અને પછી પોતાને જે સ્વતંત્ર રીતે સત્ય લાગે તે ખુશીથી અનુસરી શકાય છે. જ્ઞાનમાં હજુ જેની બહુ પ્રગતિ ન થઇ હોય તે સ્વતંત્ર રીતે શીખી ન શકે તેથીજ પોતાનાં ચારિત્ર્ય ઉપરથી પ્રત્યક્ષ રીતે જોઇ અનુસરણ કરવાનું આચાર્ય શિષ્યને શીખવે છે. સદાચરણ તો જ્ઞાની–અપૂર્ણ જ્ઞાની કે અજ્ઞાની સર્વ માટે શ્રેય–સુખશાંતિ તથા પ્રેય–સુખઆરામ માટે આવશ્યક છે. સદાચરણ વગર તો સુખ નથી એટલે તે કરવું જ જોઇએ; પરંતુ તેનાં જ્ઞાન વગર તે બરાબર થઇ શકે નહીં, તેથી શિષ્ય અપૂર્ણ જ્ઞાનને લઇ સદાચરણના અભાવે કે ઉણપથી સુખશાંતિથી વંચિત ન રહેવા પામે તેટલા સારૂ, તેનું જ્ઞાન પૂર્ણ થાય અને સ્વતંત્ર રીતે સત્ય ઓળખતાં શીખે ત્યાં સુધી આચાર્યનાં ચારિત્ર્યનું અનુસરણ કરવાનું તેને શરૂઆતમાં શીખવવામાં આવે છે. ચારિત્ર્ય સંબંધી

આચાર્ય શિષ્યને પોતાના શુભ ચારિત્ર્ય ઉપરથી પ્રત્યક્ષ જ્ઞાન આપે એ રીત ઘણી શ્રેયસ્કર છે; શિક્ષકો અને શિષ્યો સાથે રહે એવી વ્યવસ્થા કેવી ઉમદા છે, તે આ ઉપરથી સમજાશે. પરંતુ શિક્ષકો સાધુચરિત–સદાચારી હોય તો જ ફાયદો. જો તેઓ દુરાચારી હોય તો શિષ્યો પણ દુરાચારી જ થાય. શિક્ષકો પાસેથી ખોટી–અહિત-કારી ટેવો શીખ્યાના પણ દાખલા મળે છે. શિક્ષકવર્ગ હમેશાં નિષ્કામ–નિસ્સ્વાર્થી–સંતોષી–મિતભોગી–સદાચારી–આત્મત્યાગી હોવો જોઇએ.

( ૧૧ )

**एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥**

तृ. मुं खंड. द्वि. खंड. ४.

**અર્થાત્**—જે બ્રહ્મવિત્ ઉપર જણાવેલા ઉપાયો વડે બ્રહ્મપ્રાપ્તિનો ઉપાય–પ્રવૃત્તિ કરે છે તેનો આત્મા બ્રહ્મધા-મમાં નિવાસ પામે છે.

સત્યના પરિશીલન–અનુવર્તન આચરણ વડે જ બ્રાહ્મીસ્થિતિ પ્રાપ્ત થાય છે એમ આ ઉપરથી સમજાય છે.

( ૧૨ )

**शृण्वन्तु विश्वेऽमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥**

श्वे. द्वि. अ. ५.

**અર્થાત્**—હે દિવ્યધામવાસી અમૃતના સર્વ પુત્રો! તમે શ્રવણ કરો.

દિવ્યધામવાસી અમૃત એટલે ઇશ્વર, તેના પુત્રો, સર્વ માનવજાતિ. ઇશ્વર સર્વનો જનક છે–અખિલ માનવજાતિ એક કુટુમ્બ સમાન છે. તેમાં કાંઇ ભેદ હોઇ શકે નહીં. તેમાં જે દેશ–વર્ણ–નાતજાત વગેરેના ભેદ છે તે આ સત્ય સિદ્ધાંત વિરુદ્ધ છે.

(૧૩)

**वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्।**
**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥**

श्वे. तृ. अ. ८.

**અર્થાત્**--મેં તે તિમિરાતીત જ્યોતિર્મય મહાન પુરુષને જાણ્યો છે. તેને જાણવાવાળો ઉપાસક-સાધક તેને જાણવાથી મૃત્યુને તરી જાય છે, અર્થાત્ મૃત્યુથી મુક્ત થાય છે. પરમ પદની પ્રાપ્તિ અર્થાત્ મોક્ષ-મુક્તિ માટે આ સિવાય બીજો માર્ગ છે જ નહીં.

(૧૪)

**एतज्ज्ञेयं नित्यमेवात्मसंस्थं नातः परं वेदितव्यं हि किञ्चित् ॥**

श्वे. प्र. अ. १२.

**અર્થાત્**--તે જ (પરમાત્મા જ) જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે. તે આપણા આત્મામાં નિત્ય રહે છે. તેના ઉપરાંત અન્ય કાંઈ જાણવા યોગ્ય નથી.

(૧૫)

**संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः।**
**ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥**

तृ. मुं. द्वि. खंड. ५.

**અર્થાત્**--ઋષિયો એને સંપ્રાપ્ત કરીને (સમ્યક્દર્શન કરીને) જ્ઞાનતૃપ્ત થાય છે, કૃતાત્મા કૃતકૃત્ય થાય છે-ઉન્નતિ સાધે છે, વીતરાગ-સર્વ વિષયો-ભોગ પ્રત્યે અનાસક્ત થાય છે તથા પ્રશાંત ચિત્તવાળા બને છે. યુકતાત્મા-સમાહિત

નિષ્કામ સ્વભાવવાળાં ધીર મનુષ્યો સર્વવ્યાપક પરમાત્માને સર્વથા પ્રાપ્ત કરીને સર્વમાં પ્રવિષ્ટ થાય છે, અર્થાત્ સર્વ બાબતોનું જ્ઞાન મેળવે છે.

( ૧૬ )

**विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र।**
**तदक्षरं वेदयते यस्तु सौम्यं स सर्वज्ञः सर्वमेवाविवेश॥**

प्र. च. प्रश्न. १९

**અર્થાત્**—જેનામાં સર્વ ઇંદ્રિયો-પ્રાણ ભૂતો રહેલાં છે તે વિજ્ઞાનાત્મા-અક્ષર (અવિનાશી) પરમાત્માને જે જાણે છે તે જ સર્વજ્ઞ છે અને (તેવા સર્વજ્ઞ જ) સર્વમાં પ્રવેશે છે એટલે સર્વ બાબતનું જ્ઞાન મેળવી શકે છે.

( ૧૭ )

**यश्चायमस्मिन्नाकाशे तेजोमयोऽमृतमयः पुरुषः सर्वानुभूः।**
**यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषः सर्वानुभूः।**
**तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्थाः विद्यतेऽयनाय॥**

बृ. द्वि. अ. प्र. ब्रा. १० श्वे. तृ. अ. ८.

**અર્થાત્**—આ અસીમ આકાશમાં-સર્વ અસીમ-ચિરંજીવી આત્માઓમાં જે તેજોમય-અમૃતમય પુરુષ અનુભૂ અર્થાત રહેલો છે, તેને જાણવા માત્રથી સાધક મૃત્યુમુક્ત બની જાય છે. તેના સિવાય મુક્તિ પ્રાપ્ત કરવાનો અન્ય પંથ-સાધન-ઉપાય નથી.

આગળ વિપુલ વિવેચન થઇ ચુકયું છે કે જે સર્વના મૂળમાં-સર્વના અંતે પ્રેરકશક્તિ શેષમાં રહે છે અને જેનું અસ્તિત્વ કળાય છે પરંતુ સ્વરૂપ સમજી કે જોઈ શકાતું નથી, તે આદ્યશક્તિ એ જ

પરમાત્મા છે. તે સર્વ જીવાત્માનાં મૂળમાં–તેમ જ આકાશાદિ મૂળ-તત્ત્વોનાં મૂળમાં છે, અને જીવો તથા મહાભૂતોને એકબીજાનું કાર્ય કરવાની શક્તિ પુર્યાં કરે છે કેમકે તે પોતે અનંત છે. જીવ સૂક્ષ્મોત્તમમાં પણ સૂક્ષ્મોત્તમ છે, અને આકાશ વિપુલોત્તમમાં વિપુલોત્તમ છે, અને તેવાં લઘુતમ તથા ગુરુતમ એમ બેયમાં પરમાત્મા પ્રેરકબળ તરીકે મૂળમાં અવિરત રહેલો છે અને તેમને તેમનાં એક બીજાનાં નિયત કર્ત્તવ્ય કર્મોમાં પ્રેરી રહ્યો છે. જે જીવાત્મા પરમાત્મા તરફથી વિશેષ પ્રેરકબળ પ્રાપ્ત કરે તેમ તેમ તે વધુ વધુ સરળતા મેળવે છે.

( ૧૮ )

**उक्ता त उपनिषत् ब्राह्मीं वाव त उपनिषदमब्रूमेत्युपनिषत् ॥**

**कन. च. खं. ७**

**અર્થાત્**—તમારી કને ઉપનિષદ કહ્યું છે. બ્રહ્મસંબંધી ઉપનિષદ જ મેં તમારી આગળ કહી દેખાડયું છે અને ઉપ-નિષદ પણ એ જ છે.

આ છેલ્લા શ્લોક વડે મૂળ સમ્પાદક ( મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર ) ઉપનિષદોમાંથી બ્રહ્મ અને તેનાં સ્વરૂપ તથા જ્ઞાનને લગતા શ્લોકો તારવી એકત્ર કરી બ્રાહ્મસમાજના ધર્મનો ઉપનિષદ્ અર્થાત જ્ઞાન વિભાગ નામનો પ્રથમ ખંડ સમાપ્ત કરે છે. છેવટમાં તે કહે છે કે સર્વ ઉપનિષદોમાં બ્રહ્મનાં સ્વરૂપ અને જ્ઞાન વિષે જે કાંઇ છે તે બધું આ ગ્રંથમાં કહી બતાવ્યું છે. ઉપનિષદોમાં એટલું જ નિરૂપણ છે અને જાણવા જેવું પણ તેટલુંજ છે.

**॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

બ્રાહ્મ ધર્મનો ઉપનિષદ્ જ્ઞાનવિભાગ અર્થાત્ પ્રથમ ખંડ [સમાપ્ત]



# બ્રાહ્મ ધર્મ.

( દ્વિતીય ખંડ—અનુશાસન અથાત્ વર્તન વિભાગ. )

## અધ્યાય ૧ લો.

( ૧ )

ओमाचार्योऽन्तेवासिनमनुशास्ति ॥ તૈ. ૧. ૨ ૮.

**અર્થાત્**—આચાર્ય શિષ્યને ધર્મોપદેશ-આચારોપદેશ કહે છે.

( ૨ )

**ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः।**
**यद्यत् कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥**

महानिर्वाण तंत्र. ૮. २३.

**અર્થાત્**—ગૃહસ્થ મનુષ્યે બ્રહ્મનિષ્ઠ તથા તત્ત્વજ્ઞાન પરાયણ થવું જોઇએ. જે કાંઇ કર્મ કરવામાં આવે તે પરબ્રહ્મને અર્પણ કરવું જોઇએ.

બ્રહ્મનિષ્ઠ થવું એટલે પરમાત્મ સ્વરૂપને જાણવું અને તેના કુદરતના નિયમોનું અનુસરણ કરવું એ. તત્ત્વજ્ઞાન પણ એ જ છે. એટલે કે બ્રહ્મ શું છે-જગત શું છે-આપણે શું છીએ-આપણાં જીવનનું ધ્યેય શું છે અને તે કેવી પ્રવૃત્તિવડે સાધી શકાય વગેરે બાબત જાણવી એ તત્ત્વજ્ઞાન છે. પરબ્રહ્મ એટલે આપણા આત્મામાં પણ રહેલો પરમાત્મા. સઘળાં કર્મ તેને અર્પણ કરવાં એનો અર્થ એ છે કે આપણા પોતાના સ્વાર્થ-ભોગની તૃષ્ણા કે લોભ કે કામના પૂર્વક કોઇ કર્મ ન કરવાં પરંતુ આપણા માનવ સ્વભાવથી નિયત

થયેલાં કર્મ નિષ્કામ રીતે–નિઃસંગ રીતે–ફળની આશા કે કામના રાખ્યા વગર કરવાં અને તેવડે સંતુષ્ટ રહેવું.. બ્રહ્મે જીવન આપ્યું છે અને તે જીવન અમુક રીતે ગળાવું જોઇએ એવો તેણે નિયમ કરેલો છે તેથી જીવન નિષ્કામ રીતે તે નિયમ મુજબ ગાળવું એ બ્રહ્મઅર્થે જીવન ગાળવા બરાબર છે. જે જીવન આપણે માટે ગાળીએ તેમાં સ્વાર્થ–કામના–તૃષ્ણા–લોભ આદિ અને તેમનાં પરિણામે અપકર્મ આદિ કરવાની પણ વૃત્તિ થાય પરંતુ બ્રહ્માર્થે જીવન ગાળીએ એટલે બ્રહ્મનું સ્વરૂપ સત્ય હોઇ સત્ય જ અનુસરાય અને લોભ કે તૃષ્ણા વિગેરે રહે નહીં. અને જ્યાં લોભ–તૃષ્ણા ન હોય ત્યાં અપકર્મ કરવાની પણ જરૂર રહે નહીં. માણસ પાસે અપકર્મ કરાવનાર તેની સ્વાર્થબુદ્ધિ–લોભ વૃત્તિ–તૃષ્ણા છે. જો સંતોષ હોય તો સત્કર્મના મિત ભોગવડે તે સંતુષ્ટ રહે. સત્કર્મ કરવામાં પરાયણ રહી તેમાં સુખમય ફળનો ઉપભોગ પણ સંતોષપૂર્વક મિત કરવો અને તે ઉપરાંત સર્વ જીવો બ્રહ્મરૂપ હોઇ બીજાને પણ યથા શક્તિ સુખ આપવું એ બ્રહ્મ સમર્પિત જીવન છે. જાતે અગવડ–કષ્ટ વેઠીને પણ બીજાને સુખ આપવું. જાતે ભૂખ્યા રહીને પણ પોતાના ખાવાના અન્ન વડે બીજા ખરા નિરાધાર જીવની ભૂખ સંતોષવી એ મહા પુણ્ય–મહાદાન ગણાય છે, અને એ જ મહાન બ્રહ્મસમર્પણ કહેવાય છે. બીજાના હિત ખાતર સ્વાર્થત્યાગવો અર્થાત્ જાતે અગ-વડ–અભાવ ભોગવી લેવો પણ બીજાને આપવું એ મહા પુણ્ય ગણાય છે. આવો ઉત્તમ પ્રકારનો સ્વાર્થત્યાગ કદાચ સર્વ ન કરી શકે પરંતુ સત્યાનુસરણદ્વારા જે કાંઈ મળે તેનો સંતોષ પૂર્વક મિત ઉપભોગ જાતે કરવો તથા સ્વજન (સ્ત્રી–બાળ બચ્ચાં–મા બાપ વગેરે) મંડળને કરાવવો અને તે ઉપરાંત સગવડ હોય તો બીજાં-ઓને પણ–જેઓ ખરેખર નિરાધાર અને જાતે કોઇ પણ રીતે ન મેળવી શકે તેવાં અને જીવનટકાવ અર્થે જેને ખરી જરૂર હોય તેવાંને આપવું એ ખરૂં બ્રહ્મસમર્પણ–મહાદાન–મહા પુણ્ય છે.

( ૩ )

**मातरं पितरञ्चैव साक्षात् प्रत्यक्ष देवताम् ।**
**मत्वा गृही निषेवेत सदा सर्व प्रयत्नतः ॥**

महानिर्वाणतंत्र. ८. २५.

**અર્થાત્**—ગૃહસ્થ-મનુષ્યે પિતા અને માતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવસ્વરૂપ જાણીને સર્વ પ્રયત્નવડે સર્વદા તેમની સેવા કરવી.

( ૪ )

**श्रावयेन्मृदुलां वाणीं सर्वदा प्रियमाचरेत् ।**
**पित्रोराज्ञानुसारी स्यात् सत् पुत्रः कुलपावनः ॥**

महानिर्वाण.

**અર્થાત્**—જે સત્પુત્ર માતા પિતાને મૃદુ વાક્ય કહે છે, સર્વદા તેમની આજ્ઞાને અનુસરી તેમને પ્રિય હોય તેવાં કર્મ કરે છે તે કુલપાવન છે.

( ૫ )

**गुरुणाञ्चैव सर्वेषां माता परमको गुरुः ।**

महाभारत. आदिपर्व. १९६. ९६.

**माता गुरुतरा भूमेः स्वात् पितोच्चतरस्तथा ॥**

वनपर्व. ३१२. ५८. ६०.

**અર્થાત્**—સર્વ ગુરુ ( મોટેરાંઓ ) મધ્યે માતા પરમ-ગુરુ એટલે સૌથી મહાન છે. માતા પૃથ્વીના કરતાં પણ મોટી છે-પિતા આકાશ કરતાં પણ મોટો છે.

( ૬ )

**यं माता पितरौ क्लेशं सहेते सम्भवे नृणाम्।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि॥**

मनुसंहिता. २. २२७.

**અર્થાત્**—સંતાનના જન્મના સંબંધમાં માતાપિતા જે ક્લેશ સહન કરે છે તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાતો નથી.

( ૭ )

**भ्राता ज्येष्ठः समः पित्रा भार्यापुत्रः स्वका तनुः।**
**छाया स्वदासवर्गश्च दुहिता कृपणं परम्।**
**तस्मादेतैरधि क्षिप्तः सहेतासंज्वरः सदा॥**

मनुसंहिता. १८४. १८६.

**અર્થાત્**—જયેષ્ટ ભ્રાતા પિતા સમ છે, ભાર્યા તથા પુત્ર સ્વતન અર્થાત્ આપણા પોતાના તન સમાન છે, દાસ અર્થાત્ નોકર વર્ગ પોતાની છાયા સમાન છે અને દુહિતા-દિકરી કૃપાને પાત્ર છે. જો એ પૈકી કોઈ તિરસ્કાર કરે તોપણ મનમાં તેથી સંતાપ ન લાવતાં તે સહન કરવું.

પ્રથમ પરમેશ્વર પ્રત્યે કેવું કર્તવ્ય છે તે બતાવી આ ૩ થી ૭ શ્લોક સુધીમાં સ્વજનવર્ગ પ્રત્યેનું કર્ત્તવ્ય બતાવે છે. માતાપિતાની માન-પ્રીતિ પૂર્વક સેવા કરવી. માતાને સૌથી મુખ્ય સ્થાન આપે છે તેનું કારણ એ કે માતા સંતાનને જન્મ દેવા ઉપરાંત તે સ્વાશ્રયી મોટું થતાં સુધી તેની પ્રેમપૂર્વક ખિજમત શુશ્રૂષા કરે છે. જો સંતાન માબાપની બરાબર સેવા ન કરે તો તે કૃતઘ્ની જ ગણાય. માતા જે કષ્ટ સહન કરે છે-જે શ્રમ ઉઠાવે છે તેનો બદલો તો વાળી

શકાય જ નહીં. આમ છતાં માતાએ કાંઇ નવાઇ કરી નહોતી, એવું કહેનારા કૃતઘ્ની કપુત પણ આ જગતમાં હોય છે. જન્મ બાદ સ્વાશ્રયી થતાં સુધી માતા જાતે કષ્ટ વેઠી જે સંભાળ રાખે છે એ શું તેનો અનહદ ઉપકાર નથી? મોટા થઇએ ત્યારે પણ તે બીચારી પ્રેમ રાખી આપણું સદા શુભ વાંચ્છે છે. એવી જ રીતે પિતા પણ કમાણી કરી આપણું પોષણ કરે છે–યથા શક્તિ લાડકોડ–લાલન પાલન કરે છે–કેળવણી રૂપી પાંખો આપે છે કે જે વડે આપણું જીવન આપણે યથેચ્છ રીતે ચણી શકીએ છીએ. માબાપના આ બધા ઉપકાર છે. તેમના પ્રત્યે હંમેશાં પ્રીતિ–પૂજ્ય બુદ્ધિ અર્થાત્ માન–નમ્રતા–સરળતા વગેરે રાખી તેમની ઉત્તમ સેવા કરવી જોઇએ કે જેથી તેઓ, આપણને જન્મ આપી પોષ્યા તથા ભણાવ્યા ગણાવ્યા વગેરે બાબત લીધેલો શ્રમ વ્યર્થ ગયો નથી એવો સંતોષ પામી આપણને આશીર્વાદ આપે કે જેથી આપણું કલ્યાણ થાય.

તેમની આજ્ઞાને અનુસરવાના સંબંધમાં વિચારવા જેવું છે. તેમનું અમુક કહેવું આપણા જમાના–આપણી બુદ્ધિને અનુકૂળ ન લાગે એ સંભવિત છે. પેઢીએ પેઢીએ જમાનો બદલાય છે. એટલે તેમના જમાનાની ઘણીએ બાબતો આપણા જમાનાને અનુકૂળ હોતી નથી. તેથી તેઓ તે માટે આગ્રહ કરે તો તે સ્વભાવિક છે કેમકે તેમણે બીજું જોયું નથી અને તે એવો આગ્રહ દ્વેષથી નહીં પરંતુ આપણું હિત ધારીને જ કરે છે એવો સવળો અર્થ લઇ તેમને આપણા જમાનાની પરિસ્થિતિ સમજાવી તેમનું નમ્રતા–મિઠાશ વડે સમાધાન કરવું જોઇએ. ભલે આપણે આપણી પરિસ્થિતિ મુજબ કરીએ અને તેમ કરતાં માતા પિતાની મરજી વિરુદ્ધ થાય પરંતુ તેઓ તેમની ના પસંદગી બતાવે તો તેમનો તિરસ્કાર ન કરતાં મૃદુતાથી સમાધાન કરવું જોઇએ. માનવનીતિ જમાને જમાને બુદ્ધિ–કળા–ભૌતિક બાબતો વગેરેમાં આગળ વધતી જાય છે એટલે એક જમાનાની સ્થિતિ બીજા જમાનામાં વાસી ( Stale અથવા out of date )–ક્ષીણ બની

જાય છે, અને અનુકૂળ આવતી નથી. માબાપોએ પણ વ્યવહાર પુત્રોને માથે હોય તો ખાવાપીવા અને ઈશ્વરભજન સિવાય ઇતર બાબતની માથાકૂટ–દરકાર ન કરવી જોઇએ. બન્ને પક્ષ આવી રીતે વર્તે તો કુટુમ્બમાં અચળ સંપ–શાંતિ રહે એ દેખીતું છે.

ભાઈ–બ્હેન–પુત્ર–પુત્રી વગેરે બીજાં કુટુમ્બીઓ પ્રત્યે પણ માન, પ્રીતિપૂર્વક સદ્વર્તન હોવું જોઇએ. નોકર વર્ગનો તિરસ્કાર ન કરતાં તેમને પણ આપણા કુટુમ્બનાં જ અંગભૂતો ગણી તેમના ઉપર માયા રાખવી જોઇએ અને તેમને ખાવાપીવા વગેરે બાબતોમાં યોગ્ય રીતે સંભાળવાં જોઇએ. આવી રીતે સર્વને સંતોષે એજ ખરો ગૃહસ્થ. સકળ જીવોને યથાશક્તિ સહાયતા કરવી એવો સામાન્ય મનુષ્યધર્મ છે. તેમાં પ્રથમ પોતાની જાત–પછી સ્વજન–પછી સગાંસંબંધી અને પાડોશીઓ–પછી ગામના લોકો અને પછી અખિલ વિશ્વના લોકો એવો વિસ્તાર થાય છે. કે પોતાના પછી તુરત જ સ્વજન છે. વળી સ્વજન આપણને પોતાને સંસાર વ્યવહારમાં સહાયક છે, એટલે તે સહાયના બદલા તરીકે જ તેમની સંભાળ રખાય છે. આપણા તરફથી સહાય મેળવવાનો તેમનો અગ્ર હક છે.

માતા પિતા–ભાઈ બ્હેન–સ્ત્રી–પુત્ર પુત્રી અને નોકર વર્ગ એ બધાં સ્વજન–આપ્તજન ગણાય છે અને તે આપણા સુખદુ:ખમાં ભાગ લેનારાં હોય છે તેથી તેમના પ્રત્યે સદ્વર્તન અને તેમની કાળજી એ પરમ કર્ત્તવ્ય છે. તેમની સર્વ પ્રકારની સુખશાંતિ અને ઉન્નતિમાં ધ્યાન આપવું એ ધર્મ છે.

## (૮)

**अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥**

**मनुसंहिता. ६. ४७.**

**અર્થાત્**—પારકાની અત્યુકિત સહન કરવી. કોઈનુંય અપમાન કરવું નહીં. આ માનવ દેહ ધારણ કરીને કોઈની સાથે વેર કરવું નહીં.

જે માણસ સર્વ પ્રત્યે નિઃસ્વાર્થ–નિઃસંગ રીતે–બ્રહ્માર્પણ ભાવથી વર્તે છે તે હંમેશાં સૌનું સારૂં જ કરે છે–સૌની સેવા જ કરે છે–સૌને સહાયતા કરે છે. તેને કોઇનું અપમાન કે તિરસ્કાર કરવાની જરૂર પડતી નથી, કોઇનો તિરસ્કાર કે અપમાન કરાવનાર–કોઇનો પ્રત્યે અયોગ્ય વર્તન કરાવનાર આપણો પોતાનો સ્વાર્થ–લોભ–કામ–ક્રોધ વગેરે છે. પરંતુ જેનામાં એ સ્વાર્થાદિ દુર્ગુણો ન હોય તે સર્વ પ્રત્યે સરળતા માન–સ્નેહ પૂર્વક જ વર્તે છે અને એવું જેનું સદ્વર્તન હોય તેની સાથે કોઇ વેર રાખતું નથી.

આમ છતાં પણ દુનિયામાં અજ્ઞાની–દુષ્ટ માણસો પણ રહેલાં છે કે જે કોઇનું સારૂં કરવા કરતાં બુરૂં કરવામાં જ આનંદ માને છે. કોઇએ આપણું બુરૂં ન કર્યું હોય અથવા કોઇના હાથે તેની ફરતી રૂઇએ ન્યાયના સિદ્ધાંતે કાંઇ અહિત થયું હોય છતાં તે માટે તેના ઉપર અંગત વેર કે દ્વેષ ભાવ રાખી તેનું બુરૂં કરી પોતે બદલો લઇ કૃતકૃત્ય થયાનું માનનારા પણ હોય છે. આપણું ગમે તેટલું બુરૂં કરે તેના પ્રત્યે પણ પ્રેમ–દયા–ક્ષમા રાખવી એ ઉત્કૃષ્ટ સદ્ગુણ છે. આપણું બુરૂં તેની પોતાની સ્વતંત્ર ઇચ્છાથી ( નોકરીની કે ન્યાયની શરતે નહીં ) કરનાર હોય તેના પ્રત્યે પણ આ મુજબ વેર ન રાખવું જોઇએ પણ ક્ષમા આપવી જોઇએ. સર્વ માણસ સદ્ગુણની એવી પરાકાષ્ટાએ કદાચ ન જઈ શકે તો પણ જે માણસે તેની પોતાની સ્વતંત્ર ઈચ્છા કે સત્તાથી નહીં પરંતુ નોકરી કે ન્યાયની શરતે ફરજથી તેના કૃત્યના બદલામાં જ કોઇનું કાંઇ અહિત કર્યું હોય તો જેનું અહિત એવી રીતે થયું હોય તે પોતાનાં દુષ્કર્મને વિસારી પેલાએ. અહિત કર્યું એમ માની તેના ઉપર અંગત વેર રાખે એ તદ્દન અસ-

ત્ય—આસુરી—રાક્ષસી—દુષ્ટ વલણ છે. કોઇનું સારૂં કદાચ ન થાય પરંતુ બુરૂં ન કરવાનું ધ્યાનમાં રાખવામાં આવે તો પણ ઘણું છે અને તેમાંય કોઇનું અકારણ બુરૂં કરવું એ તો મહા ઘોર પાપ છે. એવું પાપ કરનાર, તેનાં પાપથી સામો માણસ તેની ઇચ્છા મુજબ દુઃખી થાય કે ન થાય પરંતુ પોતે તો અવશ્ય દુઃખ પામ્યા વગર રહેતો નથી. પાપનું ફળ દુઃખ કદિ પણ આવ્યા વગર રહેતું નથી.

માણસ જે કાર્ય તેની પોતાની સ્વતંત્ર ઇચ્છા—સત્તાથી કરે છે તેને માટે જ જવાબદાર થાય છે. નોકરી કે ન્યાયની ફરજથી જે કાર્ય કરવું પડે કે કોઈ મૃત્યુ કે એવો ભય આપી કાંઇ કરાવે તો તે માટે તે બિલકુલ જવાબદાર નથી. માણસે કરેલો કાયદો પણ આવો છે તો જે શુદ્ધ ન્યાય ઉપર રચાએલો ઇશ્વરી કાયદો છે તે એવો ઉદાર ન હોય તે બની શકે નહીં.

ટૂંકામાં જે માણસ સત્ય અનુસાર વર્તે છે તેને કોઇની સાથે વેર થતું નથી. તેને પ્રેમ—દયા—ક્ષમાની ટેવ હોવાથી તેમ જ તે સંતોષી નિષ્કામ હોવાથી અહિત થયાનું માનનારો જ નહીં હોવાથી તે કોઇના ઉપર વેર કે દ્વેષ રાખતો નથી અને તેથી તેને કોઇ તેના સંબંધમાં ગમે તે બોલે કે તેને ગમે તે કરે છતાં પોતાનું અપમાન થયાનું ગણતો નથી એટલે તેને પણ કોઇનું અપમાન કરવાની જરૂર પડતી નથી.

કોઇ અસત્ય રીતે બોલે કે વધુ પડતું બોલે છતાં તેનાં અજ્ઞાનને લીધે એમ કહે છે એમ માની તેને ગણકારતો નથી પણ શાંત, ક્ષમાશીલ—સહનશીલ જ રહે છે અને તે સામે સ્મિત કરી મૃદુ વાક્ય વદે છે.



## અધ્યાય ૨ જો.

(૧)

यावान्न विन्दते जायां तावदर्धो भवेत् पुमान्।
यन्न बालैः परिवृतं श्मशानमिव तद्गृहम् ॥

व्याससंहिता. २. १४. अत्रिसंहिता. ३००.

**અર્થાત્**—પુરુષ જ્યાં સુધી સ્ત્રી પરણતો નથી ત્યાં સુધી તે અર્ધો રહે છે. જે ઘર બાળકથી ઘેરાએલું ન હોય તે ઘર સ્મશાન સરખું છે.

(૨)

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ मनुसंहिता. ९. २६.

**અર્થાત્**—પ્રજા-સંતાન પ્રાપ્તિને અર્થે સ્ત્રી મહાભાગા (ઘણી ભાગ્યશાળી) અને પૂજ્ય (સત્કારસન્માન કરવાપાત્ર) છે. તે ગૃહની શોભા-દીપ્તિ સમાન છે. સ્ત્રી ગૃહની શ્રી એટલે લક્ષ્મી રૂપ છે. સ્ત્રી અને શ્રીમાં કોઇ પણ ભિન્નતા નથી.

(૩)

सर्वावयवसम्पूर्णां सुवृत्तामुद्वहेन्नरः।
क्रयक्रीता च या कन्या पत्नी सा न विधीयते ॥

हारितसंहिता. ४-२ अत्रिसंहिता. २७९.

**અર્થાત્**—સર્વ અવયવે સંપૂર્ણ (પુખ્ત ઉમ્મરની થઈ ચુકેલી) અને સુવૃત્ત એટલે સારાં આચરણોવાળી

શીલવતી સ્ત્રી સાથે વિવાહ કરવો. મૂલ્ય આપીને જે ખરીદવામાં આવે તે વિધિ પ્રમાણે પત્ની જ નથી.

(૪)

**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः॥**

मनुसंहिता. ९. १०१.

**અર્થાત્**—સ્ત્રીપુરુષે મરણ પર્યંત અવ્યભિચારી રહેવું. સંક્ષિપ્તમાં તેઓનો આ ધર્મ છે.

જીવનના સર્વવ્યવહારમાં સ્ત્રી પુરુષ પરસ્પર અતિક્રમ ન કરે એ અતિઆવશ્યક છે. ધર્મવિષયમાં બન્નેનાં આચરણ અગર માન્યતા જૂદા હોય તો તે ધર્મવિષય વ્યભિચાર કહેવાય છે. એ પ્રકારનો વ્યભિચાર સ્ત્રી પુરુષના આધ્યાત્મિક પ્રેમમાં–એ આત્માની આધ્યાત્મિક ઉન્નતિમાં અવરોધ કર્તા છે. સંસાર વ્યવહારનાં, કૌટુમ્બિકકે સામાજિક વ્યવહાર કે વિચારમાં બન્નેનાં આચરણ જૂદાં હોય તો અર્થ વિષયક વ્યભિચાર ગણાય છે. આ પ્રકારના વ્યભિચારથી કલેશ કંકાસ અને કંકાસ અને કંટાળા ભરેલું જીવન થાય છે બંનેની મહત્ત્વાકાંક્ષા ફલીભૂત થવામાં વિક્ષેપ થાય છે. કપાયેલી પાંખે ઉડવાનો યત્ન કરવા જેવું થાય છે. સ્ત્રી પુરૂષ પરસ્પર પ્રીતિ ન રાખતાં અન્યમાં આસક્તિ રાખે તે ભોગ વિષયક વ્યભિચાર કહેવાય છે. આ પ્રકારનો વ્યભિચાર સૌથી વિષેષ હાનિકારક અને પાપમય તથા આત્માની પરમ અધોગતિ કરનાર ગણાય છે. આથી સંસારનો સારો સરળ શુદ્ધ વ્યુવહાર નષ્ટ થાય છે, અને ભવિષ્યની પ્રજામાં કુ સંસ્કારનાં બીજ રોપાય છે. આ કારણથી ધમાર્થ કાર્ય તેમજ મોક્ષ સાધના માટે પરસ્પર અ વ્યભિચારી જીવન રાખવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

(૫)

तथा नित्यं यतेयातां स्त्री पुंसौ तु कृतक्रियौ।
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥

मनुसंहिता. ९. १०२.

**અર્થાત્**—સ્વામી અને ભાર્યાએ નિત્ય એવો યત્ન કરવો કે તેઓ પરસ્પર વિયોગી ન થાય.

(૬)

सन्तुष्टो भार्याया भर्त्ता भर्त्रा भार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

मनुसंहिता. ३. ६०.

**અર્થાત્**—જે ગૃહે-કુલમાં સ્વામી ભાર્યાથી અને ભાર્યા ભર્ત્તાથી નિત્ય સંતુષ્ટ રહે છે તે કુટુમ્બમાં નિત્ય-ધ્રુવ-અચળ કલ્યાણ થાય છે.

(૭)

सा भार्या या पतिप्राणा सा भार्या या प्रजावती।
मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्तिनी ॥

सांख्य संहिता. ४. ५. व्यास संहिता. २. २६.

**અર્થાત્**—જે પતિપ્રાણા છે તેજ ખરી ભર્યા છે; જે પ્રજાવતી છે તે જ ખરી ભાર્યા છે; જેનું મન-વચન અને કર્મ શુદ્ધ છે અને જે પતિના આદેશ (આજ્ઞા) ને અનુ-વર્તિની છે, તેજ ખરી ભાર્યા છે.

(૮)

छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु।
सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ॥

व्यास संहिता. २. २७. मनुसंहिता. ५. १५०.

**અર્થાત્**—સ્ત્રીએ પડછાયા માફક પતિને અનુસરવું, હિતકર્મમાં તેની સખી (મિત્ર) થવું અને મન નિર્મલ રાખવું; આનંદમય રહેવું; હમેશાં ગૃહકાર્યમાં દક્ષતા-કુશળતા પૂર્વક કાળજી-લક્ષ-ધ્યાન આપવું.

( ૯ )

**न केनचित् विवदेच्च अप्रलापविलापिनी।**
**न चातिव्ययशीला स्यात् न धर्मार्थविरोधिनी ॥**

व्यास संहिता. २. ३३. ३४.

**અર્થાત્**—સ્ત્રીએ કોઇ સાથે તકરાર-વિવાદ કરવો નહીં, અયોગ્ય-અસભ્ય વાત કરવી નહીં, અતિ વ્યયશીલ-ખર્ચાળ ન થવું અને ધર્મ તથા અર્થમાં વિરોધ કરવો નહીં.

( ૧૦ )

**पतिप्रियहितेयुक्ता स्वाचारा संयतेन्द्रिया।**
**इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥**

याज्ञवल्कय संहिता. १. ८९.

**અર્થાત્**—જે ભાર્યા પતિને પ્રિય હોય અને પતિનાં હિતનાં હોય એવાં કાર્યમાં વિયુક્ત રહે છે અને સદાચારી તથા ઇંદ્રિયો ઉપર સંયમ-નિગ્રહ રાખનારી હોય છે તેને આ લોકમાં કીર્તિ અને પરલોકમાં અનુપમ સુખ પ્રાપ્ત થાય છે.

( ૧૧ )

**स्त्रीभिर्भर्तृवचः कार्यं एष धर्मः परः स्त्रियाः।**
**सद्वृत्तचारिर्णी पत्नीं त्यक्त्वा पतति धर्मतः ॥**

याज्ञवल्क्य संहिता. १. ७७. व्यास संहिता. २. ४६.

**અર્થાત્**—સ્ત્રીએ ભર્ત્તાનાં વચન મુજબ કાર્ય કરવું એ તેનો પરમ ધર્મ છે. જે સ્વામી સદ્વૃત્ત–સદાચારશીલ પત્નીનો ત્યાગ કરે છે તે ધર્મથી પતિત થાય છે.

(૧૨)

**सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः।**
**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः॥**

मनुसंहिता. ९. ५.

**અર્થાત્**—સ્ત્રીઓને અતિ અલ્પ–સૂક્ષ્મ પ્રસંગ–દુઃસંગથી પણ ખાસ કરીને રક્ષવી જોઇએ. સ્ત્રી સુરક્ષિત ન હોય તો તે તેના પિતા તથા પતિનાં કુલમાં શોકનું મૂળ થઇ પડે છે.

(૧૩)

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः।**
**आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः॥**

मनुसंहिता. ९. १२.

**અર્થાત્**—વિશ્વસપાત્ર માણસો સ્ત્રીઓને સંભાળતા હોય છતાં પણ સ્ત્રીઓ અરક્ષિત જ છે પરંતુ જે સ્ત્રીઓ પોતાનાથીજ પોતાનું રક્ષણ કરે છે તે જ સુરક્ષિત છે એમ જાણવું.

(૧૪)

**भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा।**
**यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता॥**

मनुसंहिता. ९. ५७.

**અર્થાત્**—જ્યેષ્ટ બંધુની ભાર્યા નાનાભાઇને ગુરુપત્ની અર્થાત્ માતા સમાન છે અને મોટાભાઇને નાનાભાઇની પત્ની પુત્રવધુ ( દીકરી ) સમાન છે એમ મુનિઓએ કહ્યું છે.

આ અધ્યાયમાં મુખ્યત્વે કરીને પતિ પત્નીનો પરસ્પર ધર્મ-સંબંધ દર્શાવેલો છે અને સ્ત્રીની સામાન્ય પરિસ્થિતિ બતાવી છે. દરેક મનુષ્યે ઇશ્વિરના સૃષ્ટિ નિભાવના સંકતને પૂર્ણ કરવાનો હોઇ સ્ત્રી પુરુષ વચ્ચે વિવાહ અનિવાર્ય છે. વિવાહ અર્થાત્ લગ્ન ઇશ્વરી સંકેતને અનુકૂલ છે. ગૃહસ્થ ધર્મ પાળ્યા વગર બારોબાર સંન્યાસી થઇ જવું એ બ્યાજબી નથી. ચાર આશ્રમો ગોઠવ્યા છે, તેનો અર્થ પણ એવો છે કે ગૃહસ્થ સ્થિતિ ભોગવી સાંસારિક તૃપ્તિ તથા કર્તવ્યો બજાવ્યા બાદ નિવૃત્તિ એટલે સંન્યાસ લેવો જોઇએ. જેમ અમુક કલાક કાર્ય કર્યા પછી આરામ લેવામાં આવે છે તેમ જીવનનો અમુકકાળ પ્રવૃત્તિમય રાખ્યા પછી નિવૃત્તિમય થવું એ સ્વાભાવિક હોવા ઉપરાંત શ્રેયસ્કર પણ છે. મનુષ્ય પોતાનો આત્મવિકાસ ગૃહસ્થાશ્રમ દરમિયાન જેવો એને જેટલો કરી શકે છે, તેટલો સંન્યસ્થમાં કરી શકતો નથી. અલબત તે અવસ્થામાં પણ કાંઇ જ કરવું પડતું નથી એમ નથી પરંતુ ગૃહસ્થ સ્થિતિ દરમિયાન જે કરવું પડેછે તેમાં જ ખરૂં ગૌરવ રહેલું હોય છે. યુવાવસ્થામાં સઘળા સદ્‌ગુણો ખીલવવા અને સંસારિક ભૌતિક પ્રલોભનોની સામે સત્યાનુસરણ કરવું એમાં જ ખરી ખુબીને પુરુષાર્થ રહેલો છે. કુમાર્ગે જવાની શક્તિ અને સગવડ હોય છતાં ન જવું એ ખરી મહત્તા છે. શક્તિ અને સગવડ ન હોય અને ન જવાય એ કાંઇ ખરી મહત્તા નથી. આવી રીતે યુવાવસ્થા ગૃહસ્થાશ્રમ એ જ આત્મ વિકાસનું ખરૂં ક્ષેત્ર છે. વળી સંન્યાસી વગેરે પરોપકારી–પવિત્ર ઉપદેશક વર્ગનું ભરણ પોષણ પણ ગૃહસ્થ જ કરી શકે છે. સમદૃષ્ટિ

દાન-સહાય આદિ સદ્‌ગુણોનો વિકાસ ગૃહસ્થાશ્રમમાં સારી રીતે થઇ શકે છે. ગૃહસ્થાશ્રમ એજ આ લોક અથવા કર્મભૂમિ છે. સંન્યાસ એ પરલોક અથવા શાંતિના ભોગની ભૂમિ છે.

સ્ત્રીનું સંસારમાં મહત્ત્વનું સ્થાન છે. તે પતિને સર્વ રીતે સુખી કરવામાં સતત પરાયણ રહેતી હોઇ તે ભાગ્યવતી છે અને તેમાટે તેનો ઉપકારપૂર્વક સત્કાર થવો જોઇએ. તેના પ્રત્યે અપમાન-તિરસ્કાર ન ઘટે.

સર્વ અવયવોમાં સંપૂર્ણ અને શીલવતી સ્ત્રી સાથે વિવાહ કરવો જોઇએ. સર્વ અવયવો સંપૂર્ણ પુખ્ત વય વગર થાય નહીં. આ ઉપરથી બાળલગ્ન નિષિદ્ધ ઠરે છે. શીલવતી પણ યોગ્ય કેળવણી વગર થઈ શકે નહિં. જે સ્ત્રી કેળવણી રહિત અજ્ઞ હોય તે તેના ધર્મમાં-ફરજમાં શું સમજે ? વગર સમજે જડયંત્રવત્ ધર્મ કેવો તે સારી રીતે પાળી શકે ? આ મુજબ કન્યાકેળવણીની આવશ્યકતા સ્થાપિત થાય છે. સ્ત્રીપુરુષનો સંબંધ પવિત્ર અને કોમળમાં કોમળ છે. સ્ત્રીએ કે પુરુષે કોઈ અન્ય સાથે વ્યભિચાર કરવો એ આ સંબંધની પવિત્રતા તોડવા સમાન છે. પતિ અને પત્નીએ એક બીજાથી જ સંતુષ્ટ રહેવું જોઇએ અને હંમેશાં કામી વિચારોથી બચવા અને સહભાગીને બચાવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. જે દંપતી સંતોષી મિતભોગી થતાં શીખ્યાં હોય અને એક બીજાની જરૂર યોગ્ય રીતે પૂર્ણ કરતાં હોય તે ભાગ્યે જ વ્યભિચાર તરફ વળે છે.

હંમેશાં પતિની આજ્ઞા પ્રમાણે ચાલનારી-પતિના સુખે સુખ માનનારી-પતિની સર્વ રીતે સેવા કરી સંતુષ્ટ કરનારી-ગૃહકારભાર દક્ષતા-સ્વચ્છતા પૂર્વક ચલાવનારી ભાર્યા જ ખરી ભાર્યા છે. તેવી જ રીતે સ્ત્રીને હંમેશાં જોઇતી વસ્તુઓ આપી તેને સુખ આપી તેના ઉપર પ્રીતિ અને અનુકમ્પા રાખી સન્માન આપે તે જ ભર્તા ખરો ભર્તા છે. જેવી પવિત્ર ફરજ સ્ત્રીની પતિ પ્રત્યે છે તેવી જ ફરજ પતિની પત્ની પ્રત્યે છે. એક જ જણ કર્તવ્યનિષ્ઠ રહે અને બીજું ગમે તેમ વર્તે

એ ન્યાય નથી. પોતે જે પ્રમાણે ન વર્તે તેવું વર્તન બીજા પાસેથી માગવાનો કોઇને કશોયે કુદરતી હક નથી. એવો હક માગવો એતો જુલ્મ અનીતિ–રાક્ષસી વૃત્તિ છે. આ અધ્યાયમાં મોટે ભાગે પત્નીની પતિ પ્રત્યેની ફરજો ગણાવી છે. પરંતુ સ્ત્રીએ પોતાનાં શીલ–ધર્મ વગેરેનું રક્ષણ બીજા કરે તેના કરતાં જાતે કરવું એ જ તેનું ખરૂં ભૂષણ છે. તે પોતે પોતાનું સ્વમાન સમજે અને તેને રક્ષવા સદા તત્પર હોય એ જ ખરો માર્ગ છે. જો સ્ત્રી કેળવાએલી હોય તો જ તેનામાં સ્વમાન પ્રગટ થાય છે અને સ્વમાન રક્ષવાનું જ્ઞાન તે મેળવે છે. સ્ત્રી તેની પદવી તથા ફરજો વગેરે પોતે સારી કેળવણી પામેલી અને પુખ્ત વયની ન હોય તો સમજી કે સંરક્ષી શકે નહીં, એટલે તે ઉપરથી લગ્ન પૂર્વે કન્યાની પાકી વય અને સારી કેળવણી હોવી જોઇએ એ નિર્વિવાદ સાબીત થાય છે. આવી સમજ વગર કાચી વયે કન્યાનું લગ્ન કરવું એ તેના પોતાના જ હિતનું નથી. કજોડાં–દુઃખ બાલવૈધવ્ય વગેરે અનિષ્ટ પરિણામો કન્યાની કાચીવય અને કેળવ-ણીના અભાવને લીધે વિશેષ કરીને હોય છે.

સ્ત્રી સ્વાભાવિક રીતે જ મૃદુતા–વિનય–લાજમર્યાદ–સેવાભાવ સ્વાર્પણ–પ્રેમઆદિ ઉચ્ચ ગુણશાળી હોય છે અને તેવા ગુણોનો તેનામાં અભાવ હોવો એ તેનું ભૂષણ નથી.

જેવી રીતે પરમેશ્વર અને માતાપિતા પ્રત્યે પૂજ્યભાવ–પ્રીતિ રાખવાની ફરજ છે તેવી જ ફરજ મોટાં તથા નાનાં સ્વજન ઉપર પણ રાખવાની છે.



# અધ્યાય ૩ જો.

(૧)

**गृहस्थः पालयेत् दारान् विद्यामभ्यासयेत् सुतान्।**
**गोपयेत् स्वजनान् बन्धूनेष धर्मः सनातनः ॥**

महानिर्वाण तंत्र. ८. ३५.

**અર્થાત્**—ગૃહસ્થે પોતાની દારાનું પાલન કરવું, સુતોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન તથા બંધુઓની રક્ષા કરવી એ સનાતન ધર્મ છે.

(૨)

**कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।**
**देया वराय विदुषे धनरत्नसमन्विता ॥** महा. ८. ९७.

**અર્થાત્**--કન્યાનું પણ એ પ્રમાણે જ પાલન કરવું, અતિયત્ન કરી શિક્ષા (કેળવણી) આપવી અને તેને ધન તથા રત્ન ( ઘરેણાં વગેરે ) સહિત વિદ્વાન્ વરને દેવી.

(૩)

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।**
**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥**

मनुसंहिता. २. २२.

**અર્થાત્**--સ્ત્રી જેવા ગુણવાળા ભર્ત્તાની સાથે લગ્નથી જેવા વિધિ પૂર્વક સંયુક્ત થાય છે તેવા ગુણવાળી તે બની જાય છે, જેમ નદી સમુદ્ર સાથે સંયુકત થઈ ખારી બની જાય છે તેમ.

(૪)

**आज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।**
**नोद्वाहयेत् पिता बालामज्ञात धर्मशासनाम् ॥**

महा० तं. ८. १०७.

**અર્થાત્**--કન્યા જ્યાં સુધી પતિમર્યાદા તથા પતિ-સેવાથી અજ્ઞાત હોય અને ધર્મશાસનથી વાકેફ ન હોય ત્યાંસુધી પિતાએ તેનો વિવાહ કરવો નહીં.

(૫)

**न कन्यायाः पिता विद्वान् गृह्णीयात् शुल्कमण्वपि ।**
**गृह्णन् शुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥**

मनुसंहिता ३–५१

**અર્થાત્**—સમજુ વિદ્વાન્ પિતાએ કન્યાનું કાંઈ પણ મૂલ્ય લેવું નહીં. જો લોભવશ થઇ લે તો તે સંતાનનો વિક્રય કરનારો થાય છે.

ગૃહસ્થે પત્ની-સંતાન તથા સ્વજન વગેરેનું રક્ષણ ભરણપોષણ કરવું જોઇએ. કન્યાના પિતાની ફરજ એ છે કે તેણે પ્રથમ કન્યાને તે પોતાની પદવી સ્વમાન ધર્મ વગેરે સારી રીતે સમજી શકે તેવી પુરતી કેળવણી આપવી, અને તેવી સમજણ પાકી આવે એવડી મોટી વયની થવા દેવી. પછી તેનો વિક્રય ન કરતાં તેનું રક્ષણ-પોષણ કરી શકે તેવા તે પસંદ કરે તે યોગ્ય વિદ્વાન્ વર સાથે યથાશક્તિ ધન દાગીના-વસ્ત્ર વગેરે આપીને પરણાવી દેવી. વર જેવા ગુણવાળો હોય છે તેવા ગુણવાળી સ્ત્રી પણ કાયમના સહચારને પરિણામે થઈ રહે છે, તેથી સારા ગુણવાળો વર શોધવો. સારા ગુણવાળાને જ પસંદ કરવો જોઇએ.

વર તથા કન્યા બંન્નેનાં માબાપ એક બીજાનાં સંતાનને સંલગ્ન કરી પોતાનો ઈશ્વિર પ્રત્યેનો પરમ ધર્મ બજાવે છે. આવી રીતે જ્યાં ધર્મ બજાવવાનો છે ત્યાં વરના પિતાએ વરના કે કન્યાના પિતાએ કન્યાના કાંઈ પૈસા કે બીજો બદલો લેવો એ તદ્દન અધર્મ છે, મહા પાપ છે. કન્યાવિક્રય એકલો જ નિષિદ્ધ છે તેમ નથી પરંતુ વર વિક્રય પણ એટલોજ નિષિદ્ધ છે. આવા કોઈ પણ પ્રકારના વિક્રયવાળું લગ્ન ધર્મલગ્ન નથી, પરંતુ ખરી રીતે લગ્નહીન-કામમય વ્યવહાર છે. લગ્ન એ સૃષ્ટિ નિભાવનાં પવિત્ર કાર્યમાં ઈશ્વિરને સહાયભૂત બનવાનું સાધન હોઈ તેની ગ્રંથી પણ વિનામૂલ્યે નિર્મળ ભાવથી થયેલી હોવી જોઈએ. વિક્રય કરવો એ અનીતિ-અપ્રમાણિકતા છે કેમકે પુત્ર કે પુત્રી વિક્રય કરવાની વસ્તુઓ નથી. તે પોતાનાં તનુજ છે. તેમનો વિક્રય એ પોતાનો જ વિક્રય છે અને પોતાનો વિક્રય અપ્રમાણિક દાનત હોય ત્યારે જ કરવામાં આવે છે. જે કાંઇ અપ્રમાણિકતાથી મેળવવામાં આવે તે પોતાનો વિક્રય જ છે.

---

## અધ્યાય ૪ થો.

### (૧)

**न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः।**
**यो वै युवाप्यधीयानस्तं देवा स्थविरं विदुः॥**

मनुसंहिता २ १५१

**અર્થાત્**—માત્ર માથામાં પલી અર્થાત સફેદ વાળ હોવા એથી કાંઇ વૃદ્ધ થવાય છે એમ નથી. યુવાન હોવા છતાં પણ જો તે વિદ્વાન હોય તો દેવતાઓ તેને વૃદ્ધ કહે છે.

(૨)

**मौनान्न स मुनिर्भवति नारण्यवसनान्मुनिः ।**
**स्वलक्षणन्तु यो वेद स मुनिः श्रेष्ठ उच्यते ॥**

महाभारत उद्योग पर्व.

**અર્થાત્**—મૌન ધારણ કરે એ કાંઈ મુનિ થઈ જતો નથી, તેમજ અરણ્યમાં જઈ વસવાથી પણ મુનિ થઇ જવાતું નથી. પરંતુ જે પોતાનાં લક્ષણ (ગુણ કર્મ ચારિત્ર્ય) જાણે છે તેજ શ્રેષ્ઠ મુનિ છે.

(૩)

**नात्मानमवमन्येत पूर्वाभिरसमृध्धिभिः ।**
**आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥**

मनुसंहिता ४. १३७

**અર્થાત્**—પૂર્વ ધન સંપત્તિ નથી ( ગરીબ ઘરમાં જન્મ થયો છે ) એમ સમજીને પોતાનો તિરસ્કાર કરવો ( પોતાને દુર્ભાગી માનવું ) નહી. મરણ સુધી ધન સમૃદ્ધિ મેળવવાનો યત્ન કરવો. ધન પ્રાપ્તિ દુર્લભ છે એમ મનમાં લાવવુંજ નહીં.

(૪)

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखं ।**
**एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥**

मनुसंहिता ४. १६०

**અર્થાત્**—જે કાંઇ પરાધીન પરવશ છે તે સર્વ દુઃખનું કારણ છે. જે આત્મવશ સ્વાધીન સ્વતંત્ર છે, તે સર્વ સુખનું કારણ છે. સંક્ષેપમાં સુખ દુઃખનાં આવાં લક્ષણ છે.

(૫)

नोच्छिन्द्यादात्मनोमूलं परेषां चातितृष्णया।
उच्छिन्दन् ह्यात्मनोमूलमात्मानं तांश्च पीडयेत् ॥

मनुसंहिता ७ १३९

**અર્થાત્**—પોતાના તથા અતિ તૃષ્ણાને વશ થઇ પારકાના ધનનો નાશ કરવો નહીં, કેમકે પોતાના તથા પારકાના ધનનો નાશ કરવાથી પોતાને તેમજ પારકાંને પીડા થાય છે.

(૬)

युवैव धर्मशीलः स्यात् अनित्यं खलु जीवितम्।
को हि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥

महाभारत शांतिपर्व १७५-१६

**અર્થાત્**—યુવાવસ્થામાંજ ધર્મશીલ થવું જોઇએ કેમકે જીવિત કદિ નિત્ય નથી. કોણ જાણે આજે કોનું મૃત્યુ થશે? અર્થાત્ મૃત્યુ ક્યારે આવશે તે નિશ્ચિત નથી તેથી ઘડપણમાં ધર્મ પાળીશું એમ વાટ ન જોઈ રહેતાં યુવાનીમાંથી જ ધર્મ પાળવા માંડવો જોઇએ.

(૭)

सुवृत्तः शीलसम्पन्नः प्रसन्नात्मात्मविद्बुधः।
प्राप्येह लोके सन्मानं सुगतिं प्रेत्य गच्छति ॥

महाभारत शांतिपर्व १६०-२६

**અર્થાત્**—જે સુવૃત્ત સચ્ચરિત્, શીલસંપન્ન–સુશીલ, પ્રસન્નાત્મા (સંતોષી–પ્રમુદિત) તથા વિદ્વાન અને બુદ્ધિમાન છે તે આ લોકમાં સન્માન મેળવીને પરલોકમાં પણ સદ્ગતિને પ્રાપ્ત થાય છે.

(૮)

**यस्य वाङ्मनसी स्यातां सम्यक् प्रणिहिते सदा।**
**तपस्त्यागश्च सत्यश्च स वै परमवाप्नुयात् ॥**

महा शां० १७५ ३४

**અર્થાત્**—જેની વાણી અને મન સર્વદા ઉત્તમ રીતે સંયત (સાવધાન) હોય છે અને જે તપ–ત્યાગ (દાન)–સત્યનું અનુષ્ઠાન–અનુસરણ કરે છે તે પરમપદને પામે છે.

(૯)

**धर्मनित्यः प्रशान्तात्मा कार्ययोगवहः सदा।**
**नाधर्मे कुरुते बुद्धिं न च पापे प्रवर्तते ॥**

महा. उद्योगपर्व. ६१–४५

**અર્થાત્**—જે પ્રશાન્તાત્મા ધર્મનો નિત્ય આશ્રય કરીને કાર્યમાં સદા યુક્ત–તત્પર રહે છે તે અધર્મની બુદ્ધિ–ઈચ્છા કરતો નથી અને પાપમાં પણ પ્રવર્તતો નથી.

(૧૦)

**धर्मार्थौ यः परित्यज्य स्यादिन्द्रियवशानुगः।**
**श्रीप्राण धनदारेभ्यः क्षिप्रं स परिहीयते ॥**

महा. उद्योगपर्व. ३४ ६३.

**અર્થાત્**—જે માણસ ધર્મ તથા અર્થનો પરિત્યાગ કરી ઇંદ્રિયોના (ઇંદ્રિયોના વિષયો)ને વશ થાય છે અને તે પ્રમાણે અનુવર્તે છે તે શ્રી (લક્ષ્મી), પ્રાણ, ધન, દારાથી શીઘ્ર પરિચ્યુત અને વિહીન બની જાય છે.

(૧૧)

**बन्धुरात्मात्मनस्तस्य येनैवात्मात्मना जितः।**
**स एव नियतो बन्धुः स एव नियतो रिपुः ॥**

महा० उद्योगपर्व ३४ ६६.

**અર્થાત્**—આત્મા આત્માને વશીભૂત છે તેથી આત્માજ આત્માનો બંધુ (હિતકર્ત્તા સહાયક) છે. આત્માજ સદાનો બંધુ-મિત્ર છે અને રિપુ (અહિત કરનાર) પણ તે જ છે.

( ૧૨ )

**प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रिय सौष्ठवम् ।**
**नवेत्यात्महितं यस्तु सभवेदात्मघातकः**

कुलार्णक तंत्र. ५. १.

**અર્થાત્**—ઉત્તમ માનવ જન્મ પ્રાપ્ત કર્યો છતાં તથા સુંદર ઇંદ્રિયો ઉપલબ્ધ કર્યાં છતાં જેણે આત્મહિત ન જાણ્યું તે આત્મઘાતી છે.

( ૧૩ )

**पूर्वे वयसि तत् कुर्यात् येन वृद्धः सुखं वसेत् ।**
**यावज्जीवेन तत् कुर्यात् येनामुत्र सुखं वसेत् ॥**

महा० उद्योग पर्व. ३५-८०

**અર્થાત્**—પૂર્વવયમાં એવું કર્મ કરવું (જીવન ચણવું) કે જેથી ઉત્તરવય-વૃદ્ધાવસ્થામાં સુખથી રહી શકાય. આખુંય જીવન એવું કર્મ કરવું કે જેથી મરણ બાદ પરલોકમાં સુખી થઇ શકાય.

( ૧૪ )

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥**

मनुसंहिता. ५. ४२

**અર્થાત્**—મરણને અભિનંદવું નહીં અર્થાત્ સારૂં ગણી ઈચ્છવું નહીં તેમજ જીવિતને પણ અભિનન્દવું નહીં.

**પરંતુ ભૃતક–દાસ જેમ સ્વામીના નિર્દેશ (આજ્ઞા) ની પ્રતીક્ષા (રાહ) જુએ છે તેમ કાલની રાહ જોયાં કરવી.**

મરણ કે જીવિત પૈકી કોઇને સારૂં ગણી તેની ઇચ્છા કરવી એ વ્યર્થ છે. જીવન અને મરણ એ આપણા હાથમાં નથી. આપણા હાથમાં ફક્ત જીવિત દરમિયાન જીવનને સત્કર્માદિવડે શ્રેષ્ઠ–સુખમય સુંદર–આત્મનિષ્ઠ કેમ બનાવવું એજ છે. બાકી આપણાં જીવિત જન્મ તથા મરણની સત્તા તો કુદરત–ઇશ્વરના હાથમાંજ છે અને તેના નિયમે કાળ કાળનું કાર્ય કરે છે. કાળ ઉપર સત્તા ચાલતી નથી. કદમાં વધવું અને સ્થાયી સ્થિતિમાં રહેવું એ દિશાના કાયદાનું અને .વયમાં વધી અમુક વય સુધી જીવવું એ કાળના કાયદાની ઇશ્વરનિયત બાબતો છે અને તેમાં આપણું કિંચિત્ પણ ચાલતું નથી. આપણાં જીવિત માટે કેટલી મર્યાદા–આવરદા નિયત થઈ છે તે આપણે જાણી શકતા નથી તેથી અગાઉ કહેવાઇ ગયા મુજબ કોઈ શુભ કાર્ય ભવિષ્ય ઉપર કરવાનું વિલંબિત ન રાખતાં શીઘ્રતાથી કરી વાળવું જોઇએ. તેટલા માટેજ **શુભસ્ય શીઘ્રમ્** ( શુભ કાર્ય હમ્મેશાં શીઘ્રતા–ત્વરાથી કરી વાળવું ) એવી ઉક્તિ નીકળેલી છે.

હાલનું–વિકસિત ચેતન અને પૂર્ણ શરીર રચનાવાળું માનવ જીવન મૂળ એક પોરા જેવા શરીર અને આત્મા એમ બેય પ્રકારનાં અલ્પવિકસિત જીવનમાંથી, ક્રમે ક્રમે બેયના વિકાસવાળી યોનિયો ઉત્પન્ન થઇ, છેવટે સંપૂર્ણ શારીરિક વિકાસ વાળી અને બીજા કરતાં વિશેષ આત્મિક–માનસિક વિકાસવાળી માનવયોનિ ઉત્પન્ન થઇ છે. એ માનવ આત્માનો પૂર્ણ વિકાસ તે મુક્તિ અર્થાત્ મોક્ષ છે. આ કારણથી શારીરિક ભોગવિલાસમાંજ લુબ્ધ–આસક્ત ન રહેતાં હમેશાં માનસિક–આત્મિક વિકાસ તરફ લક્ષ રાખવું જોઇએ. શરીર સાથે આત્માનો સંયોગ છે ત્યાંસુધી આત્માને તેનાં કાર્ય માટે શરીરજ યંત્ર–ઓજાર–સાધન રૂપ હોવાથી એને સંતોષપૂર્વક મિત ભોગવડે

સ્વસ્થ–સંગીન રાખવું એ ખાસ જરૂરનું પણ છે. શરીરને કષ્ટ આપવું અને નિર્બળ બનાવી દેવું એ ખરો તપ નથી. પરંતુ તેને સંગીન મિત-ભોગથી સંતુષ્ટ રહેનારૂં અને અધ્યાત્મિક વિકાસ તરફ વળનારૂં બનાવવું એ ખરો તપ છે. તપ એટલે તેજ. તેજ એટલે શક્તિ–બળ જે કાર્યવડે આત્મબળ તથા શરીરબળ વધે તેજ ખરો તપ. આત્મા શબ્દ બે અર્થમાં હમેશાં વપરાય છે. આત્મા એટલે આત્મશક્તિ, અને આત્મા એટલે જેને હુંપણાનું ભાન છે એ તત્વ–જીવ અથવા જે પોતે કહેવાય છે તે વ્યક્તિ. આત્મા આત્માનો બંધુ તેમજ રિપુ છે એનો અર્થ એ કે–પોતેજ પોતાનો મિત્ર તથા શત્રુ છે. જો આત્મા તેની આત્મશક્તિ ખિલવે તો તેનું હિત કરી શકે છે. અને ન ખિલવે તો અહિત કરે છે. આ કારણથી જે જીવ–વ્યક્તિ–આત્મા પોતાની આત્મશક્તિનો વિકાસ કરતો નથી તે આત્મઘાતી એટલે તેનો પોતાનોજ ઘાતી અર્થાત્ પોતાનેજ નુકસાન કરનારો છે. જેણે આત્મવિકાસ કર્યો હોય છે તેને સત્યનું જ્ઞાન થવાથી તે હમેશાં ધર્મ જ અનુસરે છે. સત્યનું અનુસરણ એ ધર્મ કહેવાય છે.

પરલોકનો અર્થ જીવ શુદ્ધજીવસ્થિતિમાં–મોક્ષ સ્થિતિમાં રહે છે તે સ્થિતિ એવો થાય છે. આત્મવિકાસ થયો છે એવો આત્મા સત્યનાં જ્ઞાનને લીધે સત્ય અનુસરી સર્વદા સુશીલ–સચ્ચરિત–મિત-ભોગી–સંતોષી–નિષ્કામ–નિઃસંગ–સમભાવ–ન્યાય–દયા–ક્ષમા આદિ દિવ્યગુણો આચારમાં ઉતારે છે તેથી આ જન્મમાં સુખ પામવા ઉપરાંત નાનામાંથી મોટું–થોડામાંથી ઘણું એવા દિશાના કાયદા મુજબ પરલોકમાં પણ સુખ મેળવી શકે છે. પોતાનાં કે પારકાનાં ધનનો નિરર્થક અતિવ્યય ન કરવો. ધન હમેશાં સદુપયોગ કરવા માટે છે. ધન એ આ જગતમાં ખરી શક્તિ છે તેથી તેને વેડફી નાખવાની નથી. દાન–પરોપકાર વગેરે સત્કર્મો ધનવડેજ થઈ શકે છે. પારકાના ધનનો વ્યય કરવાનો આપણને હક છેજ નહીં. કોઈ બીજાનું ધન વાપરી નાંખવું એ અપ્રમાણિકતા–અસત્ય–અધર્મ–પાપ છે. શુભકાર્યમાં

પણ મિતવ્યય કરવો જોઇએ. ગધેડાંને દૂર્વા ન ચારી દેવી જોઇએ એમ કરવું એ અપાત્રે દાન ગણાય. દાન હમેશાં જેને નૈતિક એટલે કુદરત તરફથી જીવન ટકાવવા અર્થે ફરજીઆત જરૂર હોય તેને એવી અન્ન કે વસ્ત્ર આદિ વસ્તુ આપવી અને તે પણ જોઇએ તેટલીજ—વધુ નહીં એ ખરૂં દાન છે. ભૌતિક ધન સમૃદ્ધિ એ કાંઈ અનિવાર્ય સંપત્તિ નથી. આત્મ સુખશાંતિ ભૌતિક વૈભવ વગર પણ મળી શકે છે. મનુષ્ય આત્મવિકાસ કરનારૂં પ્રાણી હોવાથી તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્મવિકાસ છે. શરીર વિકાસ તો થઇ ચુકયો છે. શરીરને તો માત્ર સ્વસ્થ અને સંગીન રાખવું એટલીજ જરૂર છે. તેનાં નકામાં લાલન પાલનની જરૂર નથી માટે જો ગરીબાઈ હોય—ધનનો અભાવ હોય તો તેથી પોતાને દુર્ભાગી માનવાની—પોતાને ક્ષુદ્ર માનવાની કે અવજ્ઞા—તિરસ્કાર કરવાની કશીયે જરૂર નથી. જરૂર માત્ર આત્મવિકાસની છે, અને ખરૂં જોતાં શ્રીમંત—ભોગ વિલાસી—વૈભવી કરતાં ગરીબ તેમાં વધુ પ્રગતિ કરી શકે છે. ધનવાન ધનવડે બીજાઓનો દાન—મદદ કરે છે પણ તેમાં આત્મવિકાસ બહુ થતો નથી. ધનને બદલે જે તન અને મનવડે સહાય કરે તેનો આત્મવિકાસ વિશેષ થાય છે. ગરીબ તન અને મન વગરનો નથી હોતો એટલે તે ધનથી મદદ ન આપી શકે તો ચિંતા નહીં. તન અને મન લોકસંગ્રહ એટલે પર-હિત—પરોપકારમાં વાપરે તો તે ધન કરતાંય ઉલટું વિશેષ છે. શરીરના ભોગવિલાસ અને વૈભવ માટે જોઈતી બધી વસ્તુઓ જાતે ઉત્પન્ન નહીં કરી શકાતી હોવાથી તે માટે બીજાના ઉપર આધાર રાખવો પડે છે. જો તે માણસ તે ચીજ ન આપે તો તેના વગર ઉલટું દુઃખ લાગે છે. આત્મસુખ માટે તેવી કોઇ ચીજની જરૂર પડતી નથી. તે પોતાના અંતરમાં આપણા પોતાનાથીજ ઉત્પન્ન થાય છે, એટલે તેને માટે કોઈ બીજા ઉપર આધાર રાખવો પડતો નથી. બીજાના ઉપર આધાર રાખવો—પરવશ પરાધીન—પરતંત્ર હોવું એજ એક મહા દુઃખ છે. જ્યારે સ્વાશ્રયી—સ્વતંત્ર—

સ્વાધીન હોવું એ ખરામાં ખરૂં સુખ છે, લૌકિક સુખની વાસના તૃષ્ણાથી પરતંત્ર અને આત્મિક સુખની ઇચ્છાથી સ્વતંત્ર બનાય છે. સફેદ વાળ માથામાં થઇ ગયા તેથી કાંઇ ખરી વૃદ્ધાવસ્થા નથી. જેનામાં જ્ઞાન ડહાપણ હોય તેજ ખરો વૃદ્ધ. વૃદ્ધ એટલે વિશેષ અનુભવી. જ્ઞાનવડે અનુભવ થાય છે. યુવાન પણ જ્ઞાની હોય તો તે વૃદ્ધ સમાનજ છે, તેમજ મૌન ધારણ કરી બેસી રહેવું કે અરણ્ય–વનમાં જઇને વસવું એ કાંઈ મુનિપણું નથી, પરંતુ મનવડે જે આત્મ સ્વરૂપ ઓળખે છે, પોતાના જીવનનું ધ્યેય અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ ( ધર્મ ) જાણી તે પ્રમાણે આચરે છે, અને મન જેના નિગ્રહમાં છે, પરંતુ પોતે મનના તાબામાં નથી, એ ખરો મુનિ છે.

---

## અધ્યાય ૫ મો.

### ( ૧ )

**सन्तोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।**
**सन्तोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥**

मनुसंहिता. ४. १२.

**અર્થાત્**—સુખાર્થી–સુખની અભિલાષાએ હમેશાં સંતોષનુંજ અવલંબન કરવું જોઇએ; કેમકે સંતોષ એજ સુખનું મૂળ છે. વિપર્યય–અસંતોષ–તૃષ્ણા તો દુઃખનું મૂળ છે.

### ( ૨ )

**असन्तोषपरा मूढाः सन्तोषं यान्ति पण्डिताः ।**
**अन्तो नास्ति पिपासायाः सन्तोषः परमं सुखं ॥**

महाभारत वनपर्व २. ४४. ४५. ४३.

**અર્થાત્**—મૂઢ-મૂર્ખ માણસ અસંતોષી રહે છે પરંતુ પંડિત-જ્ઞાનીતો સંતોષજ સેવે છે. ઇંદ્રિયોના વિષયના ભોગોની પિપાસાનો અંત આવતોજ નથી તેથી સંતોષ એજ પરમ સુખ છે.

(૩)

**सुखदु:खं हि पुरुषः पर्यायेणोपसेवते ।**
**सुखमापतितं सेवेत् दुःखमापतितं वहेत् ॥**

महा. वनपर्व २६८. १३. १५.

**અર્થાત્**—માણસ સુખ દુઃખનો પર્યાયક્રમથી-વારાફરતી ભોગ-સેવન કરે છે તેથી સુખ આવે ત્યારે તેનું સેવન-ભોગ કરવો અને દુઃખ આવે ત્યારે તેનું વહન કરવું અર્થાત્ તેને સહન કરવું જોઇએ.

(૪)

**न नित्यं लभते दुःखं न नित्यं लभते सुखम् ।**
**शरीरमेवायतनं दुःखस्य च सुखस्य च ॥**

महाभारत शांतिपर्व १७४. २१

**અર્થાત્**—દુઃખ અથવા સુખ નિત્ય સ્થાયી રહેતાં નથી (પરંતુ તે આવજા કરે છે એટલે એક આવે છે અને બીજું જાય છે), શરીર એ સુખ અને દુઃખ બન્નેનું સ્થાન છે.

(૫)

**सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाप्रियं ।**
**प्राप्तं प्राप्तमुपासीत हृदयेनापराजिता ॥**

महा. शांतिपर्व १७४. ४१. २५. २६.

**અર્થાત્**—સુખ આવે કે દુઃખ, પ્રિય વસ્તુ આવે કે અપ્રિય, પરંતુ જે કાંઈ આવે તેનું અપરાજિત હૃદય—સંતોષ શાંતિ-પૂર્વક ઉપાસન-સેવન-ભોગ કરવો જોઈએ.

( ૬ )

**प्रियेनातिभृशं हृष्येदप्रिये न च संज्वरेत् ।**
**नमुह्येदर्थे कच्छ्रेषु न च धर्मं परित्यजेत् ॥**

महाभारत जनपर्व १०६. ४२.

**અર્થાત્**—પ્રિયવસ્તુ પ્રાપ્ત થવાથી રતિમાત્ર હર્ષ ન પામવો અને અપ્રિય મળતાં સંજ્વર એટલે ઉત્તાપ-સંતાપ ઉદ્વેગ-શોક ન કરવો. અર્થ એટલે ધનનો અભાવ થાય તો પણ તેથી મોહવશ એટલે મૂઢ થવું નહીં અને ધર્મનો પરિત્યાગ કરવો નહીં.

( ૭ )

**सन्तापात् भ्रश्यते रुपं सन्तापात् भ्रश्यते बलम् ।**
**सन्तापाद्भ्रश्यते ज्ञानं सन्तापाद् व्याधिमृच्छति ॥**

महा० उद्योगपर्व ३६. ४४. ३५. ४४.

**અર્થાત્**—સંતાપ કરવાથી રૂપ-બળ-જ્ઞાનનો ભ્રંશ-નાશ થાય છે અને સંતાપથી (ઉલટો) વ્યાધિ પ્રાપ્ત થાય છે.

સુખ તથા દુઃખ કેવી રીતે આવે જાય તે વિષે અગાઉ વિવેચન થઈ ગયું છે. સત્યનાં જ્ઞાન તથા આચરણથી ( સત્યના જ્ઞાન કર્મ સમન્વય-સમુચ્ચય વડે ) સુખ અને તેના અભાવથી દુઃખ થાય છે. વળી કેટલાંક દુઃખ આપણી સત્તા બહારનાં છે અને તે આપણા જાણવા બહાર પણ ઉત્પન્ન થાય છે. કુદરતના પ્રકોપને અંગે વાયુ

જળ–અગ્નિ કે બીજી રીતે અથવા તો અકસ્માતથી જે દુઃખ થાય તે આપણી સત્તામાં નથી. તે આપણી સત્તા બહારની વસ્તુઓ હોઈ તે માટે શોક કરવો વ્યર્થ હોઈ શાંતિ–ધીરજ–સંતોષ પૂર્વક તેમને સહન કરી કાઢવાંજ જોઇએ. જે આપણાં પોતાનાં કર્મનાં પરિણામે દુઃખ આવે તે માટે શોક કરવો ઘટે, કે જેથી તે પશ્ચાત્તાપ વડે ભવિષ્યમાં એવાં દુઃખજનક કર્મ કરતાં આંચકો ખવાય. તેમજ અનાયાસે આવી મળેલાં સુખથી પણ હર્ષ પામી મોહી પડવું નહીં. "સોને ચડી કીડી સોનુંજ ભાળે" એવી સ્થિતિ ન થવા દેવી કેમકે આપણા પોતાના નિયમિત પુરૂષાર્થના પરિણામે આવતાં નિયમિત સુખ સિવાયનાં અનાયાસે આવતાં સુખો જેમ અણધાર્યાં આવ્યાં હોય છે તેમ પાછાં અણધાર્યાં ચાલ્યાં જાય છે, અને બદલે એવીજ અણધારી રીતે દુઃખ આવીને ઉભું રહે છે. માટે સુખનો ભોગ કરવામાં તે કાયમનાં છે એમ માની ફુલાઈ ન જવું જોઇએ. તેવીજ રીતે દુઃખ આવે તો મોહ ન પામવો એટલે મુંઝાઇ–ગભરાઇ ન જવું, પણ ધીરજ–શાંતિ અને તેમના આવવા જવાના સ્વભાવને સ્મરણમાં રાખી તે વડે સહી લેવાં જોઇએ. જો આવા શાન્ત મનોભાવથી સહન કરવામાં આવે તો દુઃખની યાતના તીવ્ર લાગતી નથી. યાતનાને તીવ્ર કરનાર મનનો સંતાપ–ઉદ્વેગ–અશાંતિ છે. કોઈ માણસને વાગે અને તે શાંત–ધૈર્યવાન્ હોય તો તેને તે શાન્તિના પ્રભાવે દુઃખ ઓછું તીવ્ર લાગે છે, પરંતુ જે ધાંધલ ધમાધમ–સંતાપ કરી મુકે છે તેને તે ધાંધલને પરિણામે દુઃખ ખરૂં વસ્તુતઃ હોય તેથી વિશેષ લાગે છે. સંતોષ વિષે આપણે પુનરૂક્તિનો દોષ વહોરીને પણ વારંવાર વિવરણ કરેલું છે કે ખરૂં સુખ–શાન્ત સંતોષમાંજ છે. આ અધ્યાયમાં એ વિવરણને સ્વયં શાસ્ત્ર તરફથીજ પુષ્ટિ મળે છે.



## અધ્યાય ૬ ઠો.

(૧)

**स्वार्यं यशः पौरुषञ्च गुप्तये कथितञ्च यत् ।**
**कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत् ॥**

महानिर्वाणतंत्र. ८. ५६.

**અર્થાત્**--પોતાનો યશ-પૌરુષ એટલે પરાક્રમ-કોઈ બીજાએ કહેલી ગુપ્ત વાત અને પોતે બીજાનો જે કાંઈ ઉપકાર કર્યો હોય તે ધર્મજ્ઞ માણસે પ્રકાશિત કરવું નહીં.

(૨)

**सत्यं मृदु प्रियं वाक्यं धीरो हितकरं वदेत् ।**
**आत्मोत्कर्षं तथा निन्दां परेषां परिवर्जयेत् ॥**

महानिर्वाण. तंत्र. ८. २६.

**અર્થાત્**--ધીરપુરૂષે સત્ય-મૃદુ-પ્રિય-હિતકર વાકય-વચન બોલવું. આત્મોત્કર્ષ એટલે આત્મપ્રશંસા (પોતાનાં મુખે પોતાનીજ પ્રશંસા) અને પરનિંદાને વર્જવી અર્થાત્ તજવી.

(૩)

**सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।**
**कामक्रोधौ वशे यस्य तेन लोकत्रयं जितम् ॥**

महानिर्वाण तंत्र. ८. ६५.

**અર્થાત્**--સત્યજ જેનું વ્રત છે અર્થાત્ જે સત્યનેજ અનુવર્તે છે, દીન ઉપર સર્વદા દયા રાખે છે અને કામ ક્રોધને જેણે વશ કર્યા છે અર્થાત્ જેનામાં કામ અને ક્રોધનો અભાવ છે તેણે ત્રિલોક જીતી લીધું છે.

ત્રિલોક એટલે સ્વર્ગ-મૃત્યુ અને પાતાળ એવો સામાન્ય અર્થ છે. એ ત્રણ લોક સ્થૂલ અર્થમાં નહિં પરંતુ કાયિક-વાંચિક અને માનસિક-આત્મિક એમ આપણાં ત્રણ સ્વરૂપ તરીકે ઘટાવવામાં આવે તો જે સત્યને સંપૂર્ણ રીતે સર્વદા અનુસરે છે અને દીન-ગરીબ ઉપર દયા રાખે છે, તથા જે કામ ક્રોધથી મુક્ત છે તેણે કાયિક-વાચિક અને માનસિક એવાં ત્રણે પ્રકારનાં જીવન વર્તન ઉપર વિજય મેળવ્યો છે, એ તો સ્પષ્ટ સમજી શકાય છે. જેનું કાયિક વર્તન એટલે કર્મ, વાચિક વર્તન એટલે બોલવું અને માનસિક વર્તન એટલે વિચાર ઇચ્છા સર્વદા સત્યમય હોય તેનું સમગ્ર જીવન સત્યમય અને સુખ શાન્તિ ભર્યું સાર્થક-વિજયી હોય એ દેખીતું છે. જે સત્યનેજ ઇચ્છે-વિચારે, સત્યનેજ બોલે અને સત્યનેજ આચારયુત કરે તે સત્યવાદી અથવા સત્યવ્રત શારીરિક તેમજ માનસિક સુખ શાન્તિ પામવામાં સફળ થાય એ દેખીતું છે.

( ૪ )

**विरक्तः परदारेषु निस्पृहः परवस्तुषु ।**
**दम्भमात्सर्यहीनो यस्तेन लोकत्रयं जितम् ॥**

महानिर्वाण तंत्र. ८. ६६.

**અર્થાત્**—જે પરદારાથી વિરક્ત, પરવસ્તુ માટે નિસ્પૃહ, દંભ તથા મત્સર (દ્વેષ) વિહીન છે તેણે ત્રિલોક જીત્યું છે.

( ૫ )

**न बिमेति रणाद्यो वै संग्रामेऽप्यपराङ्गमुखः ।**
**धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितम् ॥**

महानिर्वाण तंत्र. ८. ६७.

**અર્થાત્**—યુદ્ધમાં જે ભય પામતો નથી, સંગ્રામથી જે પરાંગમુખ થતો નથી અર્થાત પાછો વળતો નથી, ધર્મયુદ્ધમાં જે મૃત્યુની પણ પરવા કરતો નથી તેણે ત્રિલોક જીત્યું છે.

( ૬ )

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥**

मनुसंहिता. ४. १३८.

**અર્થાત્**—સત્ય કહેવું તથા પ્રિય કહેવું. અપ્રિય સત્ય કહેવું નહીં. પરંતુ પ્રિય હોય છતાં જો અસત્ય હોય તો તે ન જ કહેવું એ સનાતન ધર્મ છે.

સત્ય અને પ્રિય એ બેનો સામાન્ય રીતે મેળ પડતો જ નથી. સત્ય હોય અને પાછું પ્રિય લાગે એવું એ સત્ય હોય એ અત્યંત કઠિન છે. પ્રિય અસત્ય તો સહેલું છે પરંતુ પ્રિય સત્ય સહેલું નથી. જે બુદ્ધિશાળી-વાકચાતુર્યવાળા છે તેઓ બનતા સુધી કોઇને અપ્રિય લાગે-આઘાત થાય એવું સત્ય સીધું બોલતા નથી પરંતુ સમસ્યા કે મર્મમાં આડકતરી રીતે બોલે છે. ખાસ ધાર્મિક ફરજ પડે ત્યારેજ કડવું લાગે કે ન લાગે છતાંય જે સત્ય હોય તે સ્પષ્ટ કહી દેછે. છતાં તેમાંય પણ સ્થિતિ-પ્રસંગ-વ્યકિત વગેરેનો વિચાર કરી જેમ બને તેમ તે કટુ ન લાગે તેમ કહે છે. બોલવાની આવી કળા કેળવવી એજ વાગ્ચાતુર્ય-બુદ્ધિમત્તા છે. પ્રિય લાગે એવું સત્ય કહેવું એક કળા છે અને આપણે અભ્યાસવડે એ આપણામાં કેળવી-ખીલવી શકીએ છીએ. છેલ્લા ચરણનો પૂર્વાર્ધ ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. પ્રિય લાગે એવું હોય પણ જો તે અનૃત-અસત્ય-હોય તો તે ન બોલવું-અર્થાત્ કોઇ પણ સંજોગોમાં અસત્ય તો નજ બોલવું.

( ૭ )

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**
**विद्या तपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥**

मनुसंहिता ५-१०९ विष्णु संहिता २२-२ वसिष्ठ संहिता ३

**અર્થાત્**—શરીર જળથી શુદ્ધ થાય છે-મન સત્યથી શુદ્ધ થાય છે. વિદ્યા અને તપ (અસ્ખલિત સદાચરણ) વડે આત્મા શુદ્ધ થાય છે-બુદ્ધિ જ્ઞાનવડે શુદ્ધ થાય છે.

( ૮ )

**योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।**
**किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥**

महाभारत आदिपर्व ७४. २७. २५. तथा उद्योगपर्व ४२. ३५. ४१-३५

**અર્થાત્**—જે માણસ એક પ્રકારનો હોય છે છતાં પોતાને બીજા પ્રકારનો કહે છે એટલે કે જે માણસ અંતરમાં કાંઇ-મુખમાં કાંઇ અને પાછું વર્તનમાં પણ કાંઇ એમ દંભ કરે છે તે દંભી આત્માપહારી ચોર કયું પાપ કરતાં આંચકો ખાય ? એટલે કે દંભીને છાનું રાખતાં આવડતું હોવાથી તે ગમે તે પાપ કરવામાં અચકાતો નથી.

( ૯ )

**नास्ति सत्यसमो धर्मो न सत्याद्विद्यते परम् ।**
**नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥**

महरभारत आदि पर्व ७४-१०५.

**અર્થાત્**—સત્યના જેવો બીજો ધર્મ નથી અને સત્ય

કરતાં મોટો પદાર્થ બીજો કોઇ નથી. આ લોકમાં અસત્યના જેવો તીવ્ર-તીક્ષ્ણ પદાર્થ બીજો કોઇ નથી.

(૧૦)

**प्रियो भवति दानेन प्रियं वादेन चापरः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥**

महाभारत. उद्योगपर्व ३९. ३ અને ૩૭ ૧૫.

**અર્થાત્**—કોઈ દાનવડે પ્રિય થાય છે-કોઈ પ્રિય વાક્યવડે પ્રિય થાય છે. પરંતુ અપ્રિય લાગે એવાં હિતકારી વચનનો વક્તા તથા શ્રોતા દુર્લભ હોય છે.

દંભી-અસત્યવાદી માણસ કોઇ પણ પાપ કરતાં ડરતો નથી કેમકે તેને દંભ કરીને છુપાવતાં આવડે છે. આમ છતાં પણ સત્ય એવું બળવાન છે કે તે અંતે પ્રગટ થઈ તેનો દંભ ઉઘાડો પાડી દીધા વગર રહેતું નથી. કોઇ પાપ કરી ભલે પ્રથમતો છુપાવવામાં સફળ થાય, પરંતુ જો તેને તેનો દુ:ખરૂપ બદલો ન મળે તો કુદરતનો કાર્યકારણનો અવિકારી-સનાતન-સબળ કાયદો તુટીજ પડે. દંભી છુપાવી શકાય એવા ભ્રમમાં રહે છે પરંતુ કુદરતનો કાયદો કદિપણ સત્ય પ્રગટ કર્યાવગર રહેતો નથી. અસત્યતો છરીની તીવ્રધાર સમાન છે. વાગતી વખતે તેની ખબર પડતી નથી પરંતુ વાગી ગયા પછી દુ:ખ થાય ત્યારેજ તેનું ભાન થાય છે માટે દુ:ખથી બચવું હોય તેણે અસત્યથી પણ બચવું જોઇએ. દાન આપીને મીઠું મીઠું કહીને તો સહુકોઇ હિત કરી શકે છે પરંતુ અપ્રિય લાગે એવું હિત વચનતો વિરલજ કહે છે. તે સાંભળી શીખામણ લેનાર પણ વિરલજ હોય છે.

## અધ્યાય ૭ મો.

(૧)

**समक्ष दर्शनात् साक्ष्यं श्रवणाच्चैव सिध्यति ।**
**तत्र सत्यं ब्रुवन् साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥**

मनुसंहिता. ८ ७४.

**અર્થાત્**—સમક્ષ–સાક્ષાત્–પ્રત્યક્ષ દર્શન કરવાથી અર્થાત્ જોવાથી તથા શ્રવણ કરવાથી સાક્ષીત્વ ઉત્પન્ન થાય છે. સાક્ષી આપવામાં સત્ય–જેવું જોયું અગર સાંભળ્યું હોય તેવું જ–બોલવાથી ધર્માર્થથી ભ્રષ્ટ થવાતું નથી.

(૨)

**यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ।**
**सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ॥**

मनुसंहिता. ८ १०१–८३

**અર્થાત્**—જેવું સાંભળ્યુ હોય–જેવું દીઠું હોય તે સર્વ સાચે સાચું કહેવું. સત્ય કહેવાથી સાક્ષી પાપમુક્ત એટલે પવિત્ર થાય છે અને ધર્મની વૃદ્ધિ પણ સત્યથી થાય છે.

(3)

**यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभि शंकते ।**
**तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ।**

मनुसंहिता. ८. ९६.

**અર્થાત્**—જે સાક્ષીનો સચેતન આત્મા હું આ ખોટું બોલ્યો એવી શંકા કરતો નથી તેનાથી અધિક શ્રેષ્ઠ

લોકમાં કોઈ પુરૂષને જાણુતા નથી–અર્થાત્ તેને સૌથી શ્રેષ્ઠ ગણે છે.

(૪)

**एकोऽहमस्मीत्यात्मानं यत्वं कल्याण मन्यसे।**
**नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः॥**

मनुसंहिता. ८–९१.

**અર્થાત્**—હે ભદ્ર ! તું એકલોજ છે એમ તારા મનમાં રખે સમજતો, કારણકે પુણ્ય પાપને જોનારો સર્વજ્ઞ સર્વદૃષ્ટા પરમાત્મા તારા હૃદયમાં નિત્ય સ્થિત રહેલો છે.

સામાન્ય સત્ય બોલવા વિષે અને ખાસ કરીને સાક્ષી આપવામાં સત્ય બોલવા વિષે આ અધ્યાયમાં ઉપદેશ છે. શ્લોકોનો શબ્દાર્થ સ્પષ્ટ હોઈ વિવરણની જરૂર ખાસ નથી. કહેવાનું તાત્પર્ય (છેલ્લા શ્લોકનું) એ છે કે–માણસ એમ સમજે કે તે અસત્ય બોલશે તો બીજા કોઇ જાણનારના અભાવે તે જે કહેશે તે સત્ય તરીકે ચાલ્યું જશે, પરંતુ તે તેનો ભ્રમ છે, કેમકે આપણાં અંતરમાં સર્વજ્ઞ દૃષ્ટા પરમાત્મા કાયમ રહેલો છે અને આપણાં દરેક શારીરિક તથા માનસિક કાર્યો તે બરાબર જોયાં કરે છે, એટલે અસત્ય કહીએ તો તે તો તે સમજી જવાનો. જે માણસ ઇરાદા પૂર્વક અસત્ય બોલે છે તેનો આત્મા તરતજ અંદર રહ્યો રહ્યો તેને ડપકો આપે છે–ચેતવે છે કે તે અસત્ય બોલી રહ્યો છે. અસત્ય બોલનારને પોતે શું કહે છે તે બરાબર વિચાર કરીને કહેવું પડે છે, કેમકે તેના અંતરમાં–હૃદયમાં તેણે દર્શન અથવા શ્રવણ કર્યું હોય તે ઉપરથી આબેહુબ છાપ પડેલી હોય છે; પરંતુ સત્ય કહેનાર તો વગર સ્થંભ્યે સહસા–તુરતજ બોલીદે છે. કારણકે હૃદયમાં જેવી છાપ હોય તે સત્યજ બોલવાનું હોવાથી તે કહી દેવા માટે પ્રયત્ન–વિચાર

કરવો પડતો નથી. અસત્ય કહેનારને તો પાછું તે અસત્ય હોવા છતાંય સત્ય કરી બતાવવાનું હોય છે, તેથી ઉલટ તપાસમાં સામાન્ય બનાવના ક્રમ અનુસાર પકડાઇ ન જાય તે માટે ખાસ ધ્યાનમાં રાખવું પડે છે. ગૂજરાતીમાં કહેવત છે કે–કૂડ ઘડે પણ જો કૂડના પગ ઘડતાં ન આવડે તો તે કૂડ ઉભું રહી શકતું નથી પરંતુ પકડાઈ જાય છે. કૂડ ઘડવામાં ચોતરફની તેની વાસ્તવિકતા–સાહજિકતા બતાવવા માટે ઘણું ચણતર કરવું પડે છે અને તેમાં જો સંપૂર્ણ રીતે ચણાય નહીં અને કયાંક ખામી રહી જાય તો તે વડે આખુંય કૂડ પ્રગટ થઈ જાય છે. સહેલી અને સીધી બાબતમાં બીજો કોઇ સહજ્ઞાતા ન હોય તો તો ચટ દઇને અસત્ય કહી દેવાય છે અને પકડાવાની ભીતિ રહેતી નથી, તથાપિ અંતરમાં રહેલો આત્મા તો પકડે છે. અસત્ય બોલનારને બહારનું કોઇ ન પકડી શકે અગર કાંઈ ન કરી શકે તથાપિ તેનો આત્મા તેને છોડતો નથી. તે તો અંદર રહ્યો રહ્યો દંશે છે અને કુદરતના કાયદા અનુસાર એનું ફળ એક અગર બીજી રીતે ભોગવવુંજ પડે છે. અસત્ય બોલી મનુષ્યને છેતરી શકાય પરંતુ પોતાના આત્મા અને આત્માના પણ આત્મા પરમાત્માને છેતરી શકાય તેમ નથી. તેથી તેના તરફથી શિક્ષાતો હરકોઈ રીતે ભોગવવીજ પડે છે. આ કારણથી ગમે તેટલું ભૌતિક નુકશાન થાય છતાં અસત્ય કદિ પણ નહીં બોલવાનો શાસ્ત્રકારો આગ્રહ કરે છે. એક અસત્ય બોલવાથી અમુક ભૌતિક ફાયદો થાય તેના કરતાં તેવડે અતિમિક હાનિ અત્યંત વધારે થાય છે, અને આડકતરી રીતે બીજા પ્રકારનું ભૌતિક નુકસાન થયેલા ફાયદા કરતાં વધુ થાય છે. કહે છે કે–દગો કોઇનો સગો નહીં–ન કર્યો હોય તો કરી જુઓ. અસત્ય બોલનાર–અસત્ય ચાલનાર–અસત્ય વિચારનારને અમુક વિચાર–અમુક વચન કે અમુક કૃત્યનાં સીધાં પરિણામ તરીકે તેમાંજ અંતે કાંઇ નુકસાન–દુઃખ ન ઉપજે છતાં આડકતરી રીતે ઘણીજ હાનિ થાય છે એમાં શંકા નથી.

અસત્ય બોલનાર આવો અનુભવ કરે છે, પરંતુ કેટલીકવાર અજ્ઞાનના કારણસર સમજી શકતો નથી- કેટલીકવાર સમજે છે પણ ખરો. પોતાનાં કાંઇપણ કૃત્યનું ફળ ન હોય છતાંય કાંઇ નુકસાન-દુ:ખ-આફત આવી પડે છે તે, અગાઉ અસત્ય અનુસર્યાની કુદરત તરફની શિક્ષા તરીકેજ હોય છે. અસત્ય બોલીને અમુક ભૌતિક ફાયદો થયો હોય છે પરંતુ આ આફત-દુ:ખ-હાનિરૂપી આડકતરો ગેબી માર વિશેષતર હોય છે. સામાન્ય મનુષ્ય સંપૂર્ણ સત્યવાદી ન હોઇ તેને આવો અનુભવ વત્તો ઓછો થયેલોજ હોય છે. સમજુ છે તે સમજી જઈ ફરીથી અસત્યના માર્ગે ચડતો નથી. અણસમજુ અણસમજનાં પરિણામે કાયમ ખત્તા ખાયા કરે છે અને દુ:ખમય જીવતર ગાળી છેવટે ભુંડા હાલે મરી જાય છે. અસત્ય બોલનાર-અસત્ય ચાલનારને કદાચ ભૌતિક દુ:ખ કે હાનિ ન થાય પરંતુ તે માટે તેનો અંતરાત્મા તેને ડંશી ફોલી ખાતો હોવાથી આત્મિક દુ:ખ ઘણું થાય છે. આત્મ સુખશાંતિજ સત્ય છે. જો આત્મ સુખશાંતિ ન હોય તો શું કરવાં છે લક્ષ્મી-ધન-સમૃદ્ધિ-સંપત્તિ કે ઇતર ભૌતિક સુખો ને ? એવું ભલે ન હોય છતાં આત્મસુખશાંતિ હોય તો તે જ ખરૂં સુખ-શાંતિ છે.



## અધ્યાય ૮ મો.

### (૧)

**यत् कल्याणमभिध्यायेत् तत्रात्मानं नियोजयेत् ।**
**न पापे प्रतिपापः स्यात् साधुरेव सदा भवेत् ॥**

महाभारत वनपर्व. २०६-११

**અર્થાત્**—જેમાં આપણું કલ્યાણ જણાય તેમાં આપણે તનમનથી નિયુક્ત થવું. પાપી પ્રત્યે સામો પાપા-

**ચાર ન કરવો પરંતુ સર્વદા સાધુ રહેવું એટલે તેનું શુભજ કરવું.**

પાપી તેતો પાપીજ. તેના પાપના બદલામાં સદાચારી કાંઇ પોતે પાપ કરે નહીં. તેણે તો પાપ કર્યું પણ આપણે શામાટે પાપ કરવું એવા વિચારે સદા ચારી સદાપાપી પ્રત્યે પણ દયા-પ્રેમ-ક્ષમા પુરઃસર સદ્વર્તન રાખે છે. કલ્યાણ કરનારનું તો સહુ કોઇ કલ્યાણ કરે પરંતુ આપણું અહિત કરનાર હોય તેનુંજ તેના બદલામાં હિત કરવું એ હૃદયની ઉચ્ચતા છે. શઠ પ્રત્યે શાઠય કરવાને બદલે સાધુતા [ક્ષમા-પ્રેમ-દયા-વગેરે ભાવથી શુભ કરવું તે] દર્શાવવી એજ આત્માની ઉત્કૃષ્ઠ સ્થિતિ છે. અપકારના બદલામાં ઉપકાર કરવો એજ ખરો આત્મવિકાસ છે-એજ ઇશ્વરાનુસરણ છે. આપણે કુદરતનાં તત્વોનો ગમે તેટલો દુરૂપયોગ કરીએ છીએ છતાં કુદરત તેની ક્ષમા-દયા-દાન-પ્રેમ આદિ ગુણોમય સાધુતાનાં કારણ-સર આપણને તે તત્વો વિનાસંકોચે આપ્યાં કરે છે અને તેવી રીતે તેનાં તત્વોના દુરૂપયોગરૂપી અપકારના બદલામાં તેનું આપવાનું ચાલુ રાખવારૂપે ઉપકારજ કરે છે. સામું માણસ ગમે તેવો અપકાર કરે પરંતુ જે ક્ષમાશીલ-દયાવાન-દાતા-પ્રેમભાવી સજ્જન છે તે તો જેવાની સાથે તેવા ન થતાં ઉલટો ઉપકાર રૂપેજ બદલો આપે છે. તે કોઇને શિક્ષા કરવાને બદલે શરમાવે છે. આપણું અહિત કરનાર હોય તેનું તેણે કરેલાં આપણાં તે અહિતના બદલા તરીકેજ આપણે અહિતને બદલે હિત કરીએ, તો તેથી તે માણસ ઉલટો શરમાઇ જાય છે અને તેને પશ્ચાત્તાપરૂપી પારિપત્ય-શિક્ષા આડકતરી રીતે પહોંચે છે. જ્યારે આપણું અહિત કરનારનું પણ સાચું હિત કરવું એ હૃદયની ઉન્નત દશા છે તો પછી અહિત ન કરનાર એવાં સંબંધ વગરનાં માણસોનું હિત કરવું જોઇએ એતો દેખીતુંજ છે. ગુણનો બદલો ગુણથી સહુ કોઇ વાળી શકે છે પરંતુ અવગુણનો બદલો ગુણથી વાળીએ તેજ ખરૂં હૃદયવૈપુલ્ય ગણાય.

( ૨ )

**अक्रोधेन जयेत् क्रोधमसाधुं साधुना जयेत् ।**
**जयेत् कदर्यं दानेन जयेत् सत्येन चानृतम् ॥**

महाभारत उद्योग पर्व. ३८. ७३. ३९-७३

**અર્થાત્**—અક્રોધ–ક્ષમા–શાંતિવડે ક્રોધનો જય કરવો; સાધુતાવડે અસાધુતાનો જય કરવો, દાન–ઉપકારથી અપકારીનો જય કરવો અને સત્યવડે અનૃત–અસત્યનો જય કરવો જોઇએ.

( ૩ )

**कुशलः सुखदुःखेषु साधून्वाप्युपसेवते ।**
**सत्यसाधुसमारम्भात् बुद्धिर्धर्मेषु राजते ॥**

महाभारत वनपर्व. ३०९ १२.

**અર્થાત્**—સુખ તેમજ દુઃખમાં જે કુશલ–અવિચલિત રહે છે અને સાધુની ઉપાસના કરે છે તેની બુદ્ધિ સત્ય તથા સાધુકર્મ–સત્કર્મવડે ધર્મમાર્ગમાં રાજે છે–વિલસે છે.

( ૪ )

**मोहजालस्य योनिर्हि मूढैरेव समागमः ।**
**अहन्यहनि धर्मस्य योनिः साधुसमागमः ॥**

महाभारत वनपर्व. १-२४

**અર્થાત્**—મૂઢ લોકોના સમાગમ–સહવાસથી મોહજાળ અવિવેક–અજ્ઞાન આવે છે. હમેશાં સાધુના સંસર્ગમાં રહેવાથી ધર્માચરણ આવે છે.

( ૫ )

यस्तु निःश्रेयसं वाक्यं मोहान्न प्रतिपद्यते ।
सदीर्घसुत्री हीनार्थः पश्चात्तापेन युज्यते ॥

महाभारत उद्योगपर्व १२३-२३

**અર્થાત્**—જે માણુસ મોહવશ બની શ્રેયસ્કર–હિતકર વાક્ય ગ્રહણ કરતો નથી તે દીર્ઘસુત્રી થઇને પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે અને પછી પશ્ચાત્તાપ–સંતાપમાં પડે છે.

( ૬ )

सतां मतमतिक्रम्य योऽसतां वर्तते मते ।
शोचन्ते व्यसने तस्य सुहृदो न चिरादिव ॥

महाभारत उद्योगपर्व. १२६-२६.

**અર્થાત્**—જે માણુસ સાધુના મતનો અતિક્રમ કરીને અથાત્ તુચ્છકારીને અસાધુના મતને અનુવર્તે છે તેના સુહૃદો અર્થાત્ મિત્રો તેનાં એવાં વ્યસન–વિપત્તિને જોઇને શોક કરે છે.

( ૭ )

अविसंवादको दक्षः कृतज्ञो मतिमानृजुः ।
कीर्तिञ्च लभते लोके न चानर्थेन युज्यते ॥

महाभारत उद्योगपर्व. ३७-३७ અને ३७-३१

**અર્થાત્**—જે અવિસંવાદી–અવિવાદી, કાર્યદક્ષ, કૃતજ્ઞ, મતિ–બુદ્ધિમાન, તથા ઋજુ એટલે સરળ છે તે આ લોકમાં કીર્તિ પામે છે અને તે કોઇ અનર્થ–અપકર્મમાં પડતો લાગતો નથી.

(૮)

**कुतः कृतघ्नस्य यशः कुतः स्थानं कुतः सुखम् ।**
**अश्रद्धेयः कृतघ्नो हि कृतघ्ने नास्ति निष्कृतिः ॥**

महाभारत ड. पर्व अने शांतिपर्व १७३-१९

**અર્થાત્**—કૃતઘ્ની માણસને યશ-સ્થાન કે સુખ ક્યાં? અર્થાત કૃતઘ્નીને યશ-સ્થાન-સુખ હોતું નથી. કૃતઘ્ની માણસ અશ્રદ્ધેય-અવિશ્વસનીય હોય છે અને તેની નિષ્કૃતિ એટલે ઉન્નતિ થતી નથી.

આ અધ્યાયમાં શ્લોકાર્થો સ્પષ્ટ હોઇ વિશેષ સ્ફોટનની જરૂર નથી. ફક્ત સંગ-સમાગમ-સંસર્ગ-સમ્પર્ક-સહવાસ-પરિચયના સંબંધમાં જે ઉપદેશ છે તે ધ્યાન ખેંચનારો છે, માણસનાં જીવનમાં તેનો સંગ અગત્યનું સ્થાન ભોગવે છે. જેને જેવાનો સંસર્ગ હોય છે, તેવા તેના ગુણ આવે છે. ચોરની દોસ્તીથી ચોરી કરતાં-લબાડની દોસ્તીથી લબાડી કરતાં-જુગારીની દોસ્તીથી જુગાર રમતાં-વૈભવશાળીની દોસ્તીથી વૈભવ મ્હાણતાં તેમજ સત્યવાદીના સંગથી સત્યાનુસરણ-દયાળુના સંસર્ગથી દયા-પ્રેમીના સમ્પર્કથી પ્રેમ-ક્ષમાશીલના સહવાસથી ક્ષમા-દાતારના પરિચયથી ઉદારતા-પરોપકારીના સમાગમથી પરોપકાર શીખાય છે. આ કારણથી માણસે ધર્મ-સત્ય પ્રત્યે પ્રીતિ હોય તો ધર્મિષ્ઠા-સત્યવાદીના સંગમાંજ રહેવું. સદ્‌ગુણી-સાધુ સત્યવાદીનો સંગ એજ સત્સંગ ગણાય છે. એટલા માટેજ સંતનો સમાગમ શ્રેયસ્કર માનવામાં આવે છે. દરેક શુભ વસ્તુનું મૂળ સત્યનું જ્ઞાન છે. સત્યનું જ્ઞાન ઉપદેશ ઉપરથી તથા પુસ્તકોનાં પઠન વડે તથા કુદરતનાં યોગ્ય અવલોકન વડે શીખી તેનું અનુકરણદ્વારા અનુભવ સિદ્ધ જ્ઞાન-વિજ્ઞાન કરવામાં આવે છે, અને વિજ્ઞાન ભાવિકર્મનું મૂળ છે. સાધુ-સંત પાસેથી ઉપદેશ મેળવી જ્ઞાન શીખાય છે તેથી

તેમનો સમાગમ સારો ગણાય છે. કૃતઘ્ની એટલે ઉપકારના બદલામાં ઉલટો અપકાર કરનારો પાપી માણસ કોઇનો વિશ્વાસ ધરાવી શકતો નથી એટલે તેની ઉન્નતિ પણ થઈ શકતી નથી. સઘળી ઉન્નતિનું બીજ સત્કર્મ છે—અપકર્મ નથી એ ચોક્કસ છે. અપકર્મ અવનતિનું મૂળ છે.

## અધ્યાય ૯ મો.

(૧)

**संविभक्ता च दाता च भोगवान् सुखवान्नरः ।**
**भवत्यहिंसकश्चैव परमारोग्यमश्नुते ॥**

महाभारत वनपर्व. २५८—२४

**અર્થાત્**—જે માણસ ખાવા પીવાની ચીજો બીજાઓની સાથે સંવિભક્ત રીતે એટલે વહેંચીને—ભાગ પાડીને ખાય પીએ છે તથા જે દાનશીલ—ભોગવાન—સુખવાન તથા અહિંસક હોય છે તે પરમ આરોગ્ય ભોગવે છે.

(૨)

**पात्रस्य हि विशेषेण श्रद्दाधानतयैव च ।**
**अल्प वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥**

मनुसंहिता. ७—८६

**અર્થાત્**—દાતા પોતાની શ્રદ્ધા મુજબ તથા પાત્રની યોગ્યતા પ્રમાણે થોડું કે બહુ દાન કરી તેનું ફળ લોકાન્તરમાં મેળવે છે.

(૩)

दानान्न दुष्करं तात पृथिव्यामस्ति किंचन ।
अर्थे च महती तृष्णा स च दुःखेन लभ्यते ॥

महाभारत वनपर्व. २५८–२८.

**અર્થાત્**—હે તાત ! પૃથિવી અથાત્ આ લોકમાં દાન આપવા સમાન દુષ્કર કઠિન કાર્ય બીજું કાંઇ નથી, કારણ કે અર્થ એટલે પૈસા માટે લોકોની ઘણી તૃષ્ણા હોય છે, અને પૈસો ઘણું દુઃખ–શ્રમ વેઠવાથી પેદા કરી શકાય છે.

(૪)

अन्यायात् समुपात्तेन दानधर्मो धनेन यः ।
क्रियते न स कर्तारं त्रायते महतो भयात् ॥

महाभारत वनपर्व. २५८–२३

**અર્થાત્**—અન્યાય વડે ઉપાર્જીત કરેલા ધનથી જે માણસ દાન ધર્મ કરે છે તે માણસને તેથી પાપરૂપી મહા-ભયથી પરિત્રાણ કરવા–અચવા રૂપી ફળ મળી શકતું નથી.

(૫)

न्यायोपार्जित वित्तेन कर्त्तव्यं ज्ञानरक्षणम् ।
अन्यायेन तु यो जीवेत् सर्वधर्मबहिष्कृतः ॥

**અર્થાત્**—ન્યાય વડે ઉપાર્જિત કરેલા ધનથી કર્ત્તવ્ય અર્થાત્ ધર્મ તથા જ્ઞાનનું રક્ષણ કરવું જોઇએ. અન્યાય આચરીને આજીવિકા મેળવનાર સર્વ ધર્મથી બહિષ્કૃત થાય છે.

(૬)

शक्त्यान्नदानं सततं तितिक्षा धर्मनित्यता ।
यथार्हं प्रतिपूजा च सर्वभूतेषु वै सदा ॥

महाभारत वनपर्व. २०६–४०.

**અર્થાત્**—યથાશક્તિ નિત્ય સતત અન્ન દાન કરવું. હમેશાં તિતિક્ષા (સહનશીલતા—સુખ દુ:ખ આદિ દ્વંદ્વોને સહન કરવાં તે) રાખવી અને ધર્મમાં નિત્ય પ્રવૃત્ત—અનુષ્ઠિત રહેવું. સદા સર્વ ભૂતો—જીવો પ્રત્યે યથોચિત પૂજ્ય ભાવ રાખવો.

(૭)

**देयमार्तस्य शयनं परिश्रान्तस्य चासनम् ।**
**तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥**

महाभारत वनपर्व. २–५४

**અર્થાત્**—આર્ત્ત એટલે રોગગ્રસ્તને શયન, પરિશ્રાંત થયેલાને આસન—બેસવાનું, તૃષિતને પાણી અને ક્ષુધિતને ભોજન આપવું.

(૮)

**अन्नदः सुखमाप्नोति सुतृप्तः सर्ववस्तुषु ।**
**भूमिदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम् ॥**

संवर्त संहिता. ८०

**અર્થાત્**—જે અન્નદાન કરે છે તે બીજી સર્વ વસ્તુઓના દાતા કરતાં વધુ સુતૃપ્ત થઇ સુખ પ્રાપ્ત કરે છે. ભૂમિદાનના જેવું અન્ય કોઈ દાન નથી, જ્યારે વિદ્યા દાન તો તેનાથીયે અધિક અર્થાત્ સર્વોત્કૃષ્ટ છે.

(૯)

**औषधं पथ्यमाहारं स्नेहाभ्यङ्गं प्रतिश्रयम् ।**
**दानान्येतानि देयानि ह्यन्यानि च विशेषतः ।**
**दीनान्ध कृपणादिभ्यः श्रेयस्कामेन धीमता ॥**

संवर्त संहिता. ८७.

**અર્થાત્**—શ્રેય-કલ્યાણની અભિલાષા રાખનાર ધીમાન્ મનુષ્યે, દીન, અન્ધ ઈત્યાદિ કૃપાપાત્ર અનાથોને, ઔષધ, પથ્ય, આહાર, મર્દન માટે તેલ, તથા આશ્રય ( રહેવા માટે સ્થળ ) એ તેમજ બીજાં એવાં દાનો આપવાં જોઇએ.

( ૧૦ )

**शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।**
**मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥**

मनुसंहिता. ११-९

**અર્થાત્**—જે દાતા દુઃખ ભોગવી રહેલાં સ્વજનને છોડી પરજનને દાન કરે છે તેનું તેવું દાન ધર્મ વિરૂદ્ધ છે. વાસ્તવિક રીતે તે ધર્મ નથી. તે દાન મધ જેવું સ્વાદિષ્ટ લાગે છે. પરંતુ આખરે તે વિષસમાન સ્વાદહીન નિવડે છે.

આ આખોય અધ્યાય દાન સંબંધી છે. આપણો પ્રથમ ધર્મ ન્યાય પૂર્વક ધનોપાર્જન કરવાનો છે અને તે વડે સંતોષ અને મિત ભોગ પૂર્વક આપણું તથા આપણાં સ્વજનનું ( માબાપ-સ્ત્રી-સંતાન બીજાં આશ્રિત સગાં વગેરેનું ) ભરણ પોષણ કરવાનો અને પછી તે ઉપરાંત પાત્ર એટલે ખરેખરાં નિરાધાર અનાથ, કે જે પોતાના ઉદ્યોગ વડે અન્ન વસ્ત્ર કમાવાને સશક્ત નથી, તેમને નૈતિક રીતે એટલે કે જીવન ટકાવવા માટેજ આવશ્યક હોય તેટલું અન્ન વસ્ત્ર આપણી શક્તિ અનુસાર મોકળા દિલથી આપવાનો છે. જે ભીખ માગવાનો ધંધો માંડી બેઠાં છે અને જે તેમની શક્તિ અનુસાર કાંઇ પણ ઉદ્યમ કરી કમાઇ શકે તેવાં છે તે દાન માટે સુપાત્ર ગણાય નહીં. જે તદ્દન અનાથ-નિરાધાર-કોઇનાં રક્ષણ વગરનાં-હાથે કાંઇ પણ કમાણી ન કરી શકે તેવાં અપંગ હોય તે માણસોજ, જીવનની ખરી આવશ્યક

વસ્તુઓ, એટલે ઉદર પુરવા પુરતુંજ અન્ન અને શરીર ઢાંકવા પુરતું જ વસ્ત્ર બીજા પાસેથી લેવાને પાત્ર હોઇ તે દાન માટે સુપાત્ર છે. આવું અનાથ અમુક ધર્મ કે અમુક કોમનું જ હોવું જોઇએ એવો નિયમ નથી. તે ગમે તે ધર્મનું કે ગમે તે કોમનું હોઇ શકે. કુદરત જેમ સર્વ ધર્માનુયાયી સર્વ કોમના મનુષ્ય પ્રત્યે સમભાવ રાખી તેનાં તત્વો પુરાં પાડે છે, તેમ આપણે પણ ધર્મ કે કોમનો ભેદ ગણ્યા વગર સમસ્ત માનવ જાત પ્રત્યે સમભાવ રાખી જે દાન માટે સુપાત્ર હોય તેને યથાશક્તિ દાન આપવું જોઇએ. દાનનું ખરૂં રહસ્ય—દાનનો ખરો ઉદ્દેશ આવો છે. આ સિવાય જે આપવામાં આવે તે ખરૂં સાત્વિક દાન ગણાય નહીં. આપણી કીર્તિ થાય—પેપરોમાં દાનવીરોનાં લીસ્ટમાં નામ પ્રગટ થાય—કોઈ સ્તુતિ કરે એવાંને દાન આપવું એ સાત્વિક—શુદ્ધ દાન નહીં પણ કીર્તિની કિમ્મત છે. કોઈ માણસ આપણે ત્યાં કામ કરતો હોય, જેમકે ગોર અર્થાત્ પુરોહિત અથવા કોઇ વિદ્વાન કથા આદિ વાંચી સંભળાવતો હે.ય તેને જે કાંઇ આપવામાં આવે તે પણ દાન નથી. એ તો તેની તેવી સેવાનો પગાર બદલો છે. જે તદ્દન અનાથ—અપંગ હોય અને જેને આપવાથી આપણી કીર્તિ—સ્તુતિ કે એવું તેના તરફથી કે બીજા તરફથી ન થાય—દાનના બદલામાં જે સેવા કરીને કે બીજી કોઇ રીતે કોઇ પ્રકારનો કાંઇ પણ બદલો ન આપે તેમ હોય તેવાને તદ્દન શુદ્ધ દાન વૃત્તિથી અપાય તે ખરૂં દાન છે.

દાન એકલા ધન વડેજ અપાય છે એમ નથી. દાન તો તન મન અને ધન એમ ત્રણે પ્રકારે આપી શકાય છે. ધન ન હોય તો તન કે મનથી જેનાથી બને તેનાથી તથા તન ન હોય તો છેવટ મનથી કોઇને .હરકોઇ પ્રકારની કુદરતી રીતે આવશ્યક બાબતમાં મદદ કરે તે દાન છે. માણસ ધનહીન કે અશક્ત શરીરનો હોઇ શકે છે. પરંતુ જીવતો હોય અને ઘેલો કે એવો ન હોય ત્યાં સુધી મન વગરનો તો હોઇ શકતો નથી. તેથી ધન કે

તનના અભાવે કોઇને છેવટ મનથી એટલે મનથી કે બુદ્ધિથી યોગ્ય આવશ્યક મદદ આપવી એ પણ દાન છે. દાન પોતાની સ્થિતિ અને શક્તિ અનુસાર આપવાનું છે, એટલે આપણે જે દાન કરવાની સ્થિતિ–શક્તિમાં હોઇએ તે કરીએ તો સર્વ પ્રકારના દાનોનું ફળ સમાનજ છે. માંદા કે અપંગની સારવાર મન તેમ ધન વડે થાય છે. તે ઉપરાંત તેને ધીરજ–શાંતિ વગેરે આપીને મન તથા વાણીથી પણ મદદ આપી શકાય છે. જેને જે હોય–જેનાથી જે આપી શકાય તે મદદ આપે–ફળ સર્વનું સમાન છે.

જે આપીએ તે આપણે ન્યાયથી પ્રાપ્ત કરેલું હોવું જોઇએ. અન્યાયથી ઉપાર્જિત કરેલા ધન વડે દાન આપવું એ દાન છેજ નહીં. કોઇ ચોર કે લુંટારો ચોરેલા ધનમાંથી અમુક હિસ્સો દાનમાં આપે, અને તે પણ ઉપર દર્શાવેલાં કુદરતી રીતે નિરાધાર–અનાથ અપંગ હોય તેવાંને, કુદરતી જરૂરમાં ખામી હોય ( એટલે કે ઉદર પૂરવામાં કે શરીર ઢાંકવામાં તાણ હોય ) એટલું આપીને સુપાત્રને નહીં, પરંતુ જાતે કમાઈ શકે છતાં તેમ ન કરતાં માગી ખાઇ એશ આરામ ભોગવી તાગડધિન્ના કરનારા ધંધાદારી ભિખારી જેવાં કુપાત્રને આપે તો, તે કાંઇ દાન ગણાય નહીં અને તેમ આપવાથી પુણ્ય થાય નહીં. તેમજ અપ્રમાણિકતા અન્યાય કરી એટલે કે કોઇનો વિશ્વ-સઘાત કરીને કે છેતરીને કે લાંચ રૂશ્વત ખાઇને મેળવેલા ધનમાંથી અમુક હિસ્સો દાનમાં અને તે પણ કુપાત્રને આપવામાં આવે તો તે દાન નથી અને તેથી પુણ્ય થતું નથી.

ખરૂં દાન તો ન્યાય–નીતિ–પ્રમાણિકતા પૂર્વક ખરા પરસેવાથી કમાઇને ધન મેળવ્યું હોય તેમાંથી કોઇ સુપાત્રને આપવામાં આવે તેજ છે અને એવાં સુપાત્રને એવી રીતે મેળવેલા ધનનું દાન કરવાથીજ પુણ્ય થાય છે.

અમુક રસ્તે જનારા–ઘેર આવી માગનારાં કે મંદિર કે એવે સ્થળે એકઠા થતા ધંધાદારી ભિક્ષુકોને કાંઇ આપવું કે વહેંચવું એ

ખરેખરૂં દાન નથી. તે ક્ષારવાળી ભૂમિ કે માટી વગરના પત્થરવાળી જમીનમાં વાવવા સમાન છે. એવી ભૂમિમાં વાવવાથી જેમ ઉગતું નથી અથવા ઉગે છે તો સારી રીતે ઉછરી સારો પાક આવતો નથી, તેમ કુપાત્રે આપેલા દાનનું પણ સમજવું.

પહેલા શ્લોકમાં બીજાઓની સાથે વહેંચીને ખાવું એનો અર્થ ઉપર કહેલાં સુપાત્રોને દાન આપવું એવો છે. દાન ઘણું કરવાથી ઘણું ફળ મળે એવો નિયમ નથી. દાનમાં પોતાની ભાવના અને લેનારની સુપાત્રતાની જ ખરી જરૂર છે. ભલે અલ્પ આપવાની શક્તિ હોય પરંતુ તે અલ્પ ખરા પરસેવા વડે ન્યાયોપાર્જિત હોય, અને ખરી કુદરતી જરૂરવાળાં સુપાત્રને આપ્યું હોય, અને તે તદ્દન નિષ્કામ ભાવથી તદ્દન પરમેશ્વર પ્રીત્યર્થે કોઇ પણ પ્રકારના કિંચિત પણ બદલાની આશા રાખ્યા વગર આપ્યું હોય, તો તેનું ફળ પણ ઘણું મોટું ઉત્પન્ન થાય છે. આપનાર કોણ છે એવી ખબર ન પડે એવી રીતે નનામું–ગુપ્તદાન આપવું એ આ કારણસર વધુ સારૂં છે. કોઇ પણ ધર્મ કે નાત જાતના ભેદ વગર સામાન્ય જનહિત અર્થે કાંઈ જાહેર પરોપકાર કરવામાં આવે તો તે દાન પણ કનિષ્ટ નથી. દાખલા તરીકે કોઇ દવાખાનું કરવું કે અનાથાશ્રમમાં આપવું કે અનાથાશ્રમ ચલાવવું વગેરે જાહેર લોકસંગ્રહનાં કાર્યો પણ ઉત્તમ પ્રતિનાં દાન છે. એવા ફાળામાં યોગ્ય રકમ આપવી તે પણ સારૂં છે. હંમેશાં દરેક કાર્યનો નિર્ણય તે કરવામાં રહેલા ભાવ–હેતુ ઉપરથી થાય છે. જો ભાવ–હેતુ નિષ્કામ તથા કીર્તિ કે બીજા પ્રકારના બદલાની આશા વગરનો અને લોકોપકાર કરવાનો શુદ્ધ ઉદ્દેશ હોય તો તે બસ છે.

અહિંસા એટલે માત્ર કોઇને મારી નાખવું નહીં એવો સાંકડો અર્થ નથી. હિંસા તો મન–વચન કે કર્મ એમ ત્રણ પ્રકારે કોઇને કાંઈ પણ ગેરવાજબી રીતે નૂકશાન કરવું એ છે. કોઇનું મન–વચન

કે કર્મ વડે કાંઈ પણ અહિત ન કરવું એ અહિંસા છે. અહિંસા તે પણ હૃદયની ઉત્તમ ઉદારતા છે અને તે પણ એક પ્રકારે દાન સમાનજ છે. કદાચ આપણી સ્થિતિ-શક્તિ કોઇનું તન-મન-ધનથી હિત કરવાની ન હોય તો હરકત નથી, પરંતુ કોઇનું અહિત ન કરવામાં આવે તો એ પણ દાન કરવા બરાબર છે.

ત્રીજા શ્લોકમાં દાન આપવું એ કઠિન કાર્ય છે એમ કહ્યું છે. તેનો અર્થ રહસ્યપૂર્ણ છે. ન્યાયમાર્ગે જાત શ્રમથી પેદા કરવામાં આવતા ધન માટે કષ્ટ-શ્રમ પડે છે અને આ જગતમાં પૈસા એ મહાન સત્તા-મહાન શકિત છે કેમકે સર્વ સુખચેન-સામાજિક તથા સાંસારિક વ્યવહાર પૈસા વડેજ થઈ શકે છે, તેથી લોકો પૈસાની બહુ અપેક્ષા કરે છે. પોતાના સુખ ચેનમાંથી કમી કરી કોઇને દાન આપવું એ સાધારણ રીતે કઠિન છે. જે મહાન આત્મજ્ઞાની-પરમ ધર્માનુરાગી હોય છે તેજ પોતાનાં સુખ સગવડનો ભોગ આપીને પણ બીજાનાં હિત માટે પૈસા આપે છે. સામાન્ય મનુષ્ય માટે આવો-આત્મત્યાગ-સ્વાર્થ ત્યાગ અત્યંત દુષ્કર-કઠિન છે. પોતે રહીને બીજાને આપવું એ દાન ઉત્તમોત્તમ છે, અને તેવું આત્મત્યાગી દાન વિરલ ધર્મનિષ્ઠ મનુષ્યજ કરી શકે છે. સામાન્ય રીતે તેવું દાન કઠિન છે.

અન્યાયથી ધન ઉપાર્જન કરનાર તેવાં ધન વડે લાવેલી વસ્તુઓનો આહાર તથા ઉપયોગ કરવાથી ધર્મથી અત્યંત બહિષ્કૃત પતિત થાય છે, એટલે કે તે ધર્મવિહીન બને છે. અન્યાયથી ઉપાર્જન કરવામાં મૂળથીજ તેનું મન-હૃદય અધર્મી હોય છે અને અનીતિમાન-ધર્મહીન અંતઃકરણ હોય એજ અન્યાયથી કાંઇપણ ઉપાર્જન કરે છે, એટલે મૂળમાં તો હૃદય તેવું હોય અને એવા હૃદય પૂર્વક પ્રાપ્ત કરેલા ધન વડે જે આહાર તથા ઉપયોગ કરવામાં આવે તે હૃદયની અધાર્મિકતા-અનીતિ-મલિનતામાં પાછો વધારો કરે છે,

અને એવી સ્થાયી અન્યાયી ટેવથી છેવટે ધર્મ પ્રત્યે લેશ પણ વૃત્તિ રહેતી નથી અને જીવન સર્વ બાબતમાં અધર્મમય–અન્યાયી–અનિતિમાન બની જાય છે.

સર્વ જીવોને પ્રભુનાં સ્વરૂપ માની તેમના પ્રત્યે યથોચિત માન પ્રીતિની લાગણી રાખવી એ ખુદ પ્રભુ પ્રત્યે માન–પ્રીતિ રાખવા સમાન છે. જેને દાન આપીએ તેને માટે પણ અપંગ–નિરાધાર–અનાથ ભિક્ષુક એવો હલકો તિરસ્કાર ભર્યો વિચાર ન ધરાવતાં, તેને ઇશ્વરના અમુક પ્રકારની મર્યાદાવાળા સ્વરૂપ તરીકે ગણી તેના પ્રત્યે યથાયોગ્ય માન–પ્રીતિભાવ ધરાવવો જોઇએ, અને દાન આપવું તે યોગ્ય માન તથા પ્રીતિ પૂર્વક આપવું જોઇએ. દયા એ માન તથા પ્રીતિનાં મિશ્રણવાળો ભાવ છે. પરંતુ તેમાં લેનારને આપનાર કરતાં ક્ષુદ્ર સમજવાનો ભાવ રહેલો છે, તેથી દયા કરતાં પ્રીતિ–પૂજ્યભાવનું મહત્વ વિશેષ છે. જો દરેક જીવને પ્રભુનું સ્વરૂપ સમજવામાં આવે તો દયા એવા ભાવની જ જરૂર નથી પણ પ્રીતિ અને પૂજ્યભાવ એજ ખરો ભાવ છે.

ભૂખ અને તૃષા એ બે જરૂરોજ ખરી કુદરતી જરૂરો છે કેમકે તે જરૂર ન પુરાય તો જીવન જ અંત પામી જાય છે. વળી માણસને સામાન્ય રીતે ધાર્મિક–આધ્યાત્મિક–દષ્ટિથી એ બે બાબતનીજ અનિવાર્ય જરૂર છે. તે સિવાયની જરૂરો તો માણસે પોતેજ ભોગવિલાસ, સુખવૈભવના ભોગોના લોભથી ઉભી કરેલી અનિવાર્ય નહિં એવી અનાવશ્યક હાજતો હોઇ તે પુરી પાડવી એ ખરૂં દાન નથી. ભીખારી હોય છતાં શ્રીમંતના જેવું સુખ માગે એ કુદરતી–અનિવાર્ય હાજત નથી કેમકે માણસ ભોગ વિલાસ–સુખ વૈભવ વગર મરી જતો નથી, પરંતુ ભૂખ કે પિપાસાથી તો મરી જાય છે. ત્યારે જેના વગર મરી જવાય એજ ખરી કુદરતી જરૂર. શરીરને લોકલાજ ખાતર ઢાંકવું તેમજ ટાઢ તડકાથી બનતી રાતે રક્ષવું એ એકજ કુદરતી જરૂરના જેવીજ મહત્વની જરૂર છે.

માણુસે કૃતિમસુખ વૈભવ–ભોગવિલાસ ઉભા કર્યા, તેમ તે તૈયાર નહીં હેવાથી તેને ઉત્પન્ન કરવાની તથા કમાઇને મેળવવાની ઉપાધિમાં તેને ઉતરતા જવું પડયું છે. અગાઉ જીવનમાં થોડી જરૂરો હતી ત્યારે કમાવવાની ઝાઝી ધાંધલ કે ચિંતા નહોતી. હાલ જેને સુધારો–સંસ્કૂતિ–પ્રગતિ–ઉન્નતિ કહેવામાં આવે છે તેનો અર્થ જીવનમાં કૃત્રિમ બાબતોની વધુ વધુ જરૂર અને તે પ્રાપ્ત કરવા માટે કમાવાના જાત જાતના માર્ગ અને ધાંધલ એવો થાય છે. જીવનની જરૂરીઆતો વધારી મૂકવાથી અને સૌમાં એવો ભાવ ઉત્પન્ન થવાથી અને તેમાંય વધુ જરૂરીઆતો એટલી વધુ મોટી પદવી–વધુ સારી સંસ્કૃતિ એમ ગણાતું હોઇ બધા વચ્ચે તેની હરીફાઇ થાય છે અને એવી સ્પર્ધાને લીધે વિશેષ કમાવાની ફરજ પડે છે. સૌની એ સ્થિતિ હોઇ પરિણામે કમાવાના માર્ગો ઉલટા મોંઘામોંઘા થતા જાય છે અને જગતમાંથી ન્યાય. સમભાવ વગેરે અદશ્ય થઇ સ્વાર્થ–લોભ–તૃષ્ણા–અનીતિ આદિ ઉપદ્રવ ઉત્પન્ન થાય છે અને લોકો શાંતિ સંપ અનુભવવાને બદલે અશાંતિ–કુસંપ–મારામારી વગેરે કરે છે. પરિણામે જીવન સુખ શાંતિમય જવાને બદલે દુઃખ–ઉદ્વેગમય જાય છે. કમાવાની ધાંધલમાં ન્યાયાન્યાય–નીતિ અનીતિ–ધર્માધર્મનું પણ ભાન રહેતું નથી. પરિણામે ધર્મ–નીતિ–ન્યાય વગેરેમાં ગ્લાનિ ઉદ્દભવે છે અને જગત પ્રભુપંથેથી ચલિત થઇ અસુરપંથે પળે છે.

પાપ–અધર્મ કરાવનાર કૃત્રિમ સુખ વૈભવ–ભોગ વિલાસ અને તે મેળવવા માટે કમાવા સારૂ કરવી પડતી ધાંધલજ છે. જેમ પાપ વધે છે તેમ મોક્ષ દૂર દૂર થતો જાય છે. આવી કંઇ ધાંધલ ન હોય તો સંપૂર્ણ ધર્મમય જીવન બની શકે છે અને પરિણામે મોક્ષ મળી શકે છે. જે મહાગ્રંથમાંથી આ પુસ્તક સંગ્રહિત થયું છે અને જે સંગ્રહના અમુક ભાગ ઉપર આપણું આ વિવરણ છે તે ઉપનિષદોના કર્ત્તા ઋષિમુનિઓ ગુફાઓમાં નિવાસ–ફળફુલના આહાર અને સરિતાના

સલિલથીજ સંતુષ્ટ રહેનારા ધર્માત્માઓ હતા. તેમને આપણી માફક કમાવામાંજ સઘળો સમય ખર્ચવાની જરૂર નહોતી, પણ તેઓ સઘળોય સમય જ્ઞાન પ્રાપ્તિમાંજ ગાળી શકતા, અને તેમને અધર્મ આચરવાની જરૂરજ ઉભી થતી નહીં. જ્યારે તે એવા કુદરતના અનુયાયી સ્વતંત્ર-નિશ્ચિંત જીવનવાળા ધર્માત્માઓ હતા ત્યારેજ સઘળો અવકાશ જ્ઞાનમાં રોકી આપણને ઉપનિષદો રૂપી અનુપમ-અમૂલ્ય જ્ઞાનસમૃદ્ધિનો ખજાનો આપી ગયા છે. એવાં સંતોષી-કુદરતાનુસાર જીવન હતાં ત્યારેજ તેઓમાં સર્વસદ્‌ગુણો પ્રકાશી નીકળી શકતા. તેમનામાં કૃત્રિમતા નહોતી એટલે દુર્ગુણોને અવકાશ નહોતો.

તેઓ જાતે સદ્‌ગુણી જીવન ગાળી જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ માર્ગ તૈયાર કરતા, તેવીજ રીતે બીજાઓને વિદ્યા-જ્ઞાનનું દાન આપતા અને સર્વને મોક્ષ પ્રાપ્તિમાં સહાયક થતા.

આગળ કહેવાયું તેમ પ્રથમ ધર્મ સ્વરક્ષણ-પછી સ્વજન રક્ષણ અને ત્યાર પછી કર્તવ્ય મર્યાદા આગળ આગળ વિસ્તીર્ણ બની અખિલ જગત સુધી પહોંચે છે. પોતે અને સ્વજન સિવાય બીજાને જે કાંઇ તન-મન-ધનથી આવશ્યક વસ્તુની યત્કિંચિત મદદ આપવામાં આવે છે તે દાન ગણાય છે. દાન કરવાની જરૂર પણ માણસે વધારી મૂકેલી જીવનની જરૂરીઆતો અથવા ઉત્પન્ન કરેલી કૃત્રિમ જીવન સ્થિતિને અંગે છે. અગાઉ પણ અપંગ અનાથો હતાં અને તેમને ફળફુલ વીણી લાવી આપવાનાં તથા જલ લાવી આપવાનાં કાર્યરૂપી દાનની અને રુગ્ણ એટલે માંદાં હોય તો સુશ્રૂષા કરવારૂપી દાનની તથા વિદ્યા ભણાવવારૂપી દાનની જરૂર હતી, એ વખતે સર્વ ધર્મી હોવાથી એક બીજાને નિષ્કામ બુદ્ધિથી શુદ્ધ દાનભાવથી આવશ્યક મદદ આપતાં. ત્યાર પછી જેમ જેમ કુદરતનો માર્ગ છોડી માણસ તેની બુદ્ધિના વૈપુલ્યને પરિણામે ભૌતિક જીવનનો વિસ્તાર કરતો ગયો તેમ તેમ જીવનની જરૂરીઆતો વધી અને દાનના પ્રકાર પણ વધ્યા અને

હાલ સુપાત્રે દાન પણ અગાઉ નહોતા એવા ઘણા પ્રકારોનું થઇ ગયું છે,

જે મૂર્ખ માણસ સ્વજનને દુઃખી કરી પરજનને દાન આપે છે તે અયોગ્ય કાર્ય કરે છે. તે દાન ગણાયજ નહીં. પ્રથમ પોતે પછી કુટુમ્બીઓ એટલે સ્વજન–પછી સગાં–પછી પાડોશી–પછી ગામના–પછી દેશ અને પછી સમસ્ત જગતનાં માણસો એમ દાન તથા સેવાની મર્યાદા વિસ્તાર પામે છે. નિકટનાં ક્ષેત્ર છોડી દૂરનાં ક્ષેત્રમાં દાન કરવા જવાથી દાનની યથાર્થતા નષ્ટ થાય છે. અલબત્ત દાન તો જેને આપીએ તેને દાનજ છે, પરંતુ તે ક્રમે ક્રમે હોય તો તે યથોચિત–યથાર્થ અને યોગ્ય ફળ ઉત્પન્ન કરનારૂં થાય છે. ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો એ કહેવત મુજબ નજીકનાંને છોડી દૂરનાંને આપવું એ ઉચિત નથી. આ સામાન્ય નિયમ છે, છતાં કોઈ વટેમાર્ગુ કે પરદેશી માણસ ગામમાં આવી ચડે તેને દાન કરવાની–ઉપર કહ્યા મુજબ તે સુપાત્ર હોય તો–જરૂર હોય તો તેને આપવું એ યોગ્ય છે. શક્તિ–સ્થિતિ હોય છતાં તેવાંને ન આપવું એ વાજબી નથી. દાનનાં ક્ષેત્રની શરૂઆત ગૃહમાંથી થઇને તેની મર્યાદા આગળ વિસ્તાર પામવી જોઇએ. દેશ–કાળ–પાત્ર વગેરેનો યોગ્ય વિચાર કરી યથાશક્તિ અને બની શકે તો જાતે અગવડ વેઠીને પણ બીજાને સુખ આપવું એ દાનનો ઉત્તમ સન્માર્ગ છે.



## અધ્યાય ૧૦ મો.

(૧)

**प्रज्ञया मानसं दुःखं हन्यात् शारीरमौषधैः ।**
**न शोचन्ति कृतप्रज्ञाः पश्यन्तः परमां गतिम् ॥**

**અર્થાત્**—જ્ઞાન આપી માનસિક દુઃખ અને ઔષધ આપી શારીરિક દુઃખ હણવું. જે કૃતપ્રજ્ઞ અર્થાત્ કર્ત્તવ્યના જ્ઞાનવાળા છે તે પરમગતિને ઓળખી લઈ પછી શોક કરતા નથી.

ઔષધ વડે શારીરિક દુઃખનું અને સત્યના જ્ઞાન વડે માનસિક દુઃખનું નિવારણ થાય છે એટલે બાકી તો પરમ ગતિની પ્રાપ્તિના અભાવ રૂપીજ દુઃખ રહે છે. જે જ્ઞાન વડે માનસિક દુઃખ દૂર કરી શકે છે તે સત્યના જ્ઞાન વડે પરમ ગતિની પણ પ્રાપ્તિ કરી શકે છે, એટલે પછી તેને તે દુઃખ રહેતું નથી. શોકનો અર્થ દુઃખ પામવું. શોક એ માનસિક દુઃખ-વ્યથાજ છે. પોતાનું કર્ત્તવ્ય શું છે તે જાણ્યા વગર ઇશ્વર ( પરમગતિ ) સંબંધી જ્ઞાન મેળવવાની વૃત્તિ-ઇચ્છા જિજ્ઞાસા ઉત્પન્ન થતી નથી, અને તેવી જિજ્ઞાસાના અભાવે જ્ઞાનનો પણ અભાવ અને પરિણામે પરમગતિનો પણ અભાવ રહેવાથી તેનો શોક દૂર થતો નથી.

(૨)

**मानं हित्वा प्रियो भवति क्रोधं हित्वा न शोचति ।**
**कामं हित्वाऽर्थवान् भवति लोभं हित्वा सुखी भवेत् ॥**

महाभारत वनपर्व. ३१२-७६.

**અર્થાત્**—માન એટલે અભિમાન તજી સર્વને પ્રિય થવું; ક્રોધ તજીને શોક રહિત બનવું, કામ-લોભ-તૃષ્ણા તજીને અર્થવાન એટલે પૈસા પાત્ર થવું અને લોભ તજીને સુખી થવું.

જે નિરભિમાની–દીન–નમ્ર–સરળ–ખુશ મિજાજી હોય તેજ સર્વને પ્રિય થાય છે. જે કદિ ક્રોધ કરતો નથી તેનેજ કદિએ શોક પસ્તાવો કરવાનો પ્રસંગ આવતો નથી. કામના તૃષ્ણા–વાસના લાલસા રાખ્યા વગર ધનોપાર્જન કરવું એજ ખરૂં ધનોપાર્જન છે, અને નિર્લોભી બનવાથીજ સંતોષી થવાય છે, અને સંતોષ એ સુખનું મૂળ છે. અભિમાન–ક્રોધ–તૃષ્ણા–લોભ વગેરે એવા મહાન દુષ્ટ દુર્ગુણો છે કે તે રાખવાથી ન્યાય–નીતિ–ધર્મનું વિસ્મરણ કરી અધર્મ–અન્યાય–અનીતિને પંથે વળી જવાય છે. જે અભિમાનમાં ફરતો હોય તે ઋજુતા–સરળતા–ખુશ મિજાજ–હસમુખાપણુ–સર્વ પ્રત્યે સમભાવ–પ્રીતિ માન વગેરે સદ્ગુણોથી વંચિત રહી બીજાને ઉપદ્રવકારી થઈ પડે છે. તે જેનોતેનો તિરસ્કાર–અપમાન કરે છે કેમકે તેના મનમાં તે સહુને તેના કરતાં હલકાજ ગણે છે. ક્રોધ પણ ઘણુંજ અનર્થકારી પરિણામ લાવે છે. ક્રોધ કરવાથી તે જેના પ્રત્યે કરવામાં આવે તેને દુઃખ ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિં પણ ક્રોધ કરનાર પણ તેના પોતાનાં મનમાં ઉગ્રતારૂપી તાપથી તવાઇ દુ;ખ પામે છે. ક્રોધથી સારાસાર–યોગ્યાયોગ્યનો વિવેક ભૂલી ઘણા અનર્થ કરી બેસાય છે. તેવીજ રીતે તૃષ્ણાથી કે લોભથી તણાતાં પણ અન્યાય–અનીતિ–અધર્મ પારકાનું અહિત આદિ અનિષ્ટ અપકર્મો કરી જવાય છે આ મહાન દુર્ગુણો ( કામ–ક્રોધ–મદ–મોહ–લોભ મત્સર ) મહાન શત્રુઓ છે. તે ષડ્રિપુ ગણાય છે. એ રિપુઓ માણસને અધર્મના પંથે દોરી અધોગતિએ પહોંચાડે છે. તેવા ગુણવાળો માણસ બીજાને દુઃખ આપવા સાથે પોતે પણ દુઃખ પામે છે.

( ૩ )

**क्रोधः सुदुर्जयः शत्रुर्लोभो व्याधिरनन्तकः ।**
**सर्वभूतहितः साधुरसाधुर्निर्दयः स्मृतः ॥**

महाभारत वनपर्व. ३१२–९२.

**અર્થાત્**—ક્રોધ એ ઘણોજ દુર્જય શત્રુ છે; લોભ એ અંત ન આવે તેવો મહા વ્યાધિ છે; જે સર્વ ભૂતોનું હિત ચાહે છે–કરે છે તે સાધુ (સજ્જન) અને નિર્દય હોય તે અસાધુ કહેવાય છે.

( ૪ )

**शान्तः शमपरः शश्वत् परिक्लेशं न विन्दति ।**
**न च तप्यति दान्तात्मा दृष्ट्वा परगतां श्रियं ॥**

महाभारत वनपर्व. २५८–२३.

**અર્થાત્**—દાન્ત એટલે ઇંદ્રિયો ઉપર નિગ્રહ રાખનાર–ઇંદ્રિય દમન કરનાર અને શમ એટલે અંતર–હૃદય–મન ઉપર સંયમ રાખનાર અર્થાત્ મન–અંતરનું શમન કરનાર હોય છે તેને વારંવાર ક્લેશ થતો નથી. જે દાન્તાત્મા એટલે ઇંદ્રિયો તથા મન ઉપર પોતાનો કાબુ મેળવનાર છે તે દમન તથા શમનશીલ શાંતચિત્તવાળો મનુષ્ય પરલક્ષ્મી–પર સંપત્તિ જોઇ સંતપ્ત–દુઃખી થતો નથી.

જેણે ઇંદ્રિયો અને મન–બુદ્ધિ–હૃદય અંતઃકરણ ઉપર સંયમ મેળવ્યો છે એટલે જેનાં કર્મ–વિચાર–ઇચ્છા સત્યાનુવર્તી છે તેને અસત્કર્મના અભાવે કાંઈ પણ ક્લેશ પામવાનો વખત આવતો નથી. ક્લેશને ઉત્પન્ન કરનાર અસત્કર્મ–અપકર્મ છે અને અપકર્મ ઇંદ્રિયો તથા મન વગેરે અંતઃકરણને વશ રાખવાને બદલે તેમને વશ બનવાથી થાય છે. પારકી સંપત્તિ ( ધન–દારા આદિ સંપત્તિ ) ની જેને લેશ પણ આકાંક્ષા ન હોય અને પારકાનું સારૂં–સદભાગ્ય જોઇ જેને દ્વેષ–સંતાપ ન થતો હોય તે હંમેશાં સુખ શાંતિજ ભોગવે છે. તૃષ્ણા કામ આદિ દુર્ગુણો તેનાં મન–ચિત્ત–અંતરાત્માની શાંતિમાં ભંગ

પાડી શકે નહી એવી સ્થિતિ આણવી એટલે કે તૃષ્ણા–કામ વગેરે દુર્ગુણોથી મુક્ત હોવું એ ઇંદ્રિયો અને અંતરનું દમન શમન અર્થાત્ સંયમન કર્યા વગર શકય નથી. જીવનમાં ધ્યેય અને કર્તવ્ય સંબંધી જ્ઞાન હોય તોજ મન તથા ઈંદ્રિયો ઉપર નિગ્રહ આવી શકે છે. જ્ઞાન માટે પણ જિજ્ઞાસા જોઇએ. કેવી અને શાની જિજ્ઞાસા કરવી એ જીવની સ્વતંત્ર મુનસફીની બાબત છે. જીવને એવી મુનસફી સ્વતંત્ર ઇચ્છાની સત્તા ઇશ્વરે સ્વભાવથીજ નિયત કરી આપેલી છે. જીવ તેના જ્ઞાનના સંચય ભંડોળ અનુસાર ઇચ્છા કરે છે. અને ઇચ્છા મુજબ કર્મ કરી તેનાં ફળ ભોગવે છે. સદ્દઇચ્છા વડે સત્કર્મ અને સત્કર્મ વડે સુખશાન્તિ તથા અસદ્દ ઇચ્છા વડે અપકર્મ અને અપકર્મ વડે દુઃખ ઉદ્વેગ ઉત્તાપરૂપી ફળ મળે છે. અને તે કાર્યકારણન્યાયના કાયદા અનુસાર ભોગવવાં પડે છે.

( ૫ )

**य ईर्षुः परवित्तेषु रूपे वीर्ये कुलान्वये ।**
**सुखसौभाग्यसत्कारे तस्य व्याधिरनन्तकः ॥**

**महाभारत उद्योगपर्व ३४-४३.**

**અર્થાત્**—જે પરવિત્ત ( પારકાનાં ધન )–રૂપ–વીર્ય કુલ–સંતાન–સુખ–સદ્દભાગ્ય–સત્કાર્યની ઇર્ષ્યા કરે છે તેનો વ્યાધિ અનન્તક અર્થાત્ અપાર છે.

બીજાનાં સારાની ઇર્ષ્યા કરવી એ કદિ ન જાય એવો મહા-વ્યાધિ છે અને તેના પરિણામે માણસ પારકાને દુઃખ ઉત્પન્ન કરી તે અપકર્મોના પરિણામે પોતે પણ દુઃખ પામે છે અને એવી ઇર્ષ્યા તથા અપકર્મોની ટેવ પડી જતાં તત્પરિણામે થતા દુઃખનો કદિ અંત આવતો નથી. કાયમ દુઃખી સ્થિતિ થાય છે.

( ૬ )

**मित्रध्रुक् दुष्टभावश्च नास्तिकोऽथानृजुः शठः ।**
**गुणवन्तश्च यो द्वेष्टि तमाहुः पुरुषाधमम् ॥**

महाभारत उद्योगपर्व. १३८–७.

**અર્થાત્**—જે મિત્ર દ્રોહી–દુષ્ટ સ્વભાવવાળો–નાસ્તિક અનૃજુ(ઋજુતા–સરળતા–સીધાપણાં રહિત)–શઠ–ગુણવંતનો દ્વેષ કરનાર છે તેને જ્ઞાનીઓ પુરૂષાધમ–નરાધમ–અધમ મનુષ્ય કહે છે.

( ૭ )

**अनर्थमर्थतः पश्यन्नर्थञ्चैवाप्यनर्थतः ।**
**इन्द्रियैरजितैर्बालः सुदुःखं मन्यते सुखम् ॥**

महाभारत उद्योगपर्व. ३३–६०.

**અર્થાત્**—જે માણસ અનર્થમાં અર્થ અને અર્થમાં અનર્થ અર્થાત્ સત્‌માં અસત્ અને અસત્‌માં સત્–કાર્યમાં અકાર્ય અને અકાર્યમાં કાર્ય–શુભમાં અશુભ અને અશુભમાં શુભ–પાપમાં પુણ્ય અને પુણ્યમાં પાપ જોનારો–સમજનારો છે અને બાળકની પેઠે જે ઇંદ્રિયો ઉપર સંયમ રાખી શકતો નથી તે અત્યંત દુઃખને પણ સુખ તરીકે સમજે છે.

જે માણસ ઈંદ્રિયોને વશ બની દુર્ગુણોનો ઉપાસક બને છે તેનું મગજ દુરાચારનાં પરિણામે નિર્બળ બની જાય છે, મગજ નબળું થતાં તેમાં સારી સંગીન ઇચ્છા કે વિચારણા થઇ શકતી નથી અને સત્યયુક્ત–સારી ઇચ્છા–વિચારણા વગર સત્કર્મો પણ થઈ શકતાં નથી. સત્કર્મોનો અભાવ એ સુખશાંતિનો અભાવ અને દુઃખની વિપુલતા છે. દુરાચારના પરિણામે મગજ નિર્બળ થતાં તેમાં સારા વિચારો

કે સારી ઇચ્છા ન હોવી એ જ્ઞાનનો અભાવ–અજ્ઞાન સૂચવે છે. અજ્ઞાનવડે ન કરવા જેવાંને કરવા જેવું અને કરવા જેવાંને ન કરવા જેવું, આત્મિક સુખશાંતિને દુઃખરૂપી અને શારીરિક સુખ ભોગના પરિણામે થતી આત્મિક અશાંતિને સુખરૂપ સમજે છે. તે આત્માની સુખશાંતિને સત્ય સમજવાને બદલે શારીરિક ભોગને સત્ય સમજે છે. શારીરિક ભોગને સુખ સમજી તેની પાછળ આસકત થતાં પરિણામે પક્ષઘાત આદિ જીવલેણ યોગો ઉત્પન્ન થાય છે અને તેમનું કષ્ટ ઘણા દીર્ઘ સમય સુધી ભોગવી અંતે મૃત્યુવશ થવું પડે છે. આવી રીતે શારીરિક સુખનેજ સુખ માનવાથી આત્માના દુઃખની દરકાર કરવામાં આવતી નથી. આત્મા દુખાય છે એટલે તેનું સ્થાન જે અંતકરણ–મગજ–હૃદય તે તેવા સંતાપથી સંતપ્ત બની બળે છે અને બળવાથી નિર્બળ થાય છે. આવી રીતે બુદ્ધિ–વિવેકનો ભ્રંશ થતાં સઘળાં અપકર્મોજ કરાય છે, અને પરિણામે સર્વ પ્રકારનાં દુઃખો આવે છે અને જીવ લઇને તે દુઃખો જાય છે. જેને ઇશ્વરજ્ઞાન–આત્મજ્ઞાન–જીવન ધ્યેય અને તેની સાર્થકતા અર્થાત્ સફલતાનું જ્ઞાન મેળવવું છે તેણે ઇંદ્રિયો–મન–શારીરિક ભોગની લાલસા વગેરે ઉપર સંયમ મેળવવો જોઇએ. સંયમ એજ સંતોષનું મૂળ હોઇ સર્વ સુખનું કંદ છે. સંયમ વડેજ આનંદ છે.



## અધ્યાય ૧૧ મો.

### (૧)

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणं ॥**

मनुसंहिता. ६–९२.

**અર્થાત્**—ધૃત્તિ–ધૈર્ય–ધીરજ, ક્ષમા, દમ ( મન ઉપર સંયમ ), ચોરી નહીં કરવી એ, શૌચ–પવિત્રતા, ઇંદ્રિય નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ ધર્મનાં દસ લક્ષણ છે.

આ શ્લોક મનુસ્મૃતિમાં છે. તેમાં જેમ ધર્મનાં દશલક્ષણો કે જેમાં સર્વસદ્‌ગુણો આવી જાય છે તે દર્શાવેલાં છે તેમ ખ્રીસ્તી ધર્મમાં એજ પ્રમાણે દશ આદેશો ( Ten Commandments ) ગણાય છે. આ દશ લક્ષણો અને એ દશ આદેશો લગભગ સમાનજ છે.

સંપતિ સમયે કે વિપત્તિ વેળાએ અર્થાત્ સુખ કે દુઃખમાં ધીરજ રાખવી એ ધર્મનું મુખ્ય લક્ષણ છે. જો ધીરજ હોય તો અનર્થ અને તત્પરિણામે ઉત્પન્ન થતાં દુઃખને આવવાનો વખત ભાગ્યેજ આવે છે. કહે છે કે–ધીરજનાં ફળ મીઠાં છે. ધીરજ એ સુખ રૂપી મિષ્ટ ફળ આપનાર વસ્તુ છે. ધીરજ એ સંતોષનું એક સ્વરૂપ છે. સંતોષ એજ પરમ સુખ હોવાથી અને ધીરજ સંતોષનું એક સ્વરૂપ હોવાથી ધીરજનું ફળ સુખ હોય એ સ્પષ્ટ છે.

કોઈ ગમે તેવું નુકશાન કરે–અપમાન કરે છતાં તે પ્રત્યે ધીરજ રાખી તેને ક્ષમા આપવી જોઇએ. જો ધીરજ ન હોય તો ક્ષમા સંભવિત નથી.

દમ એટલે દમન. દમન શબ્દ ઇંદ્રિય સાથે સામાન્ય રીતે લાગુ પડે છે અને મન સાથે સંયમ અથવા નિગ્રહ શબ્દ જોડાય છે. અહીં

આગળ ઉપર ઇંદ્રિયનિગ્રહ ' એવો શબ્દપ્રયોગ ઇંદ્રિયદમન (દમ) ને બદલે થયો છે એટલે અહીં દમનો અર્થ મનોનિગ્રહ-સંયમ તરીકે લીધો છે. જેનામાં ધીરજ કે ક્ષમા ન હોય તે તેના મન ઉપર નિગ્રહ રાખી શકે નહીં, અર્થાત્ ધીરજ-ક્ષમા એ મનો નિગ્રહનાંજ સંતાન છે. ધીરજ-ક્ષમા એ મન ઉપરનો સંયમજ છે.

જો મન ઉપર નિગ્રહ હોય તોજ ચોરી આદિ અપકર્મ કરતાં આંચકો ખવાય છે. જ્ઞાન ભલે હોય કે ચોરી આદિ અપકર્મો ઇષ્ટ નથી, પરંતુ જો મન વશ ન હોય તો અપકર્મ કરતાં અટકાતું નથી, અને જ્ઞાન વ્યર્થ જાય છે. ધન ચોરવું એજ કાંઇ ચોરી છે, એમ નથી. ચોરીનો અર્થ બહોળો છે, અપ્રમાણિકતા-અનીતિ-અન્યાય અસત્ય આચરી જે કાંઇ મેળવવામાં આવે તે બધુંય ચોરી કરીજ ગણાય.

જેમ ચોરી આદિ અપકર્મો કરવાની ટેવ અપવિત્રતા છે, તેમ પ્રેમ-પૂજ્યભાવ-સમભાવ-દયા-દાન-સહાય-પરોપકાર—ન્યાયાનુસરણ સત્યાનુવર્તન આદિ સદ્‌ગુણો-સત્કર્મો એ પવિત્રતા છે. દુર્ગુણ-અપકર્મ એ જીવનમાં મલિનતા-મેલ-કચરા સમાન છે. દુર્ગુણ-અપકર્મરહિત હોવું એ મેલ-કચરારહિત પવિત્ર હોવાપણું છે. નિરભિમાન-ઋજુતા-નમ્રતા-દીનતા-દ્વેષહીનતા-ઇર્ષ્યારહિતપણું-અતૃષ્ણા નિર્લોભ-નિષ્કામપણું-અહિંસા આદિ પવિત્રતા-સદ્‌ગુણો છે.

મનનો નિગ્રહ હોય તો ઇંદ્રિયોનું દમન-ઇંદ્રિયો ઉપર અંકુશ રાખી શકાય છે. કાર્ય કરનાર ખરેખર ઇંદ્રિયો હોવાથી તેમના ઉપર અંકુશ રાખી તેમને સત્કર્મમાંજ નિયુક્ત કરવી જોઇએ. કેટલીક વાર મન પણ ઇંદ્રિયોથી પ્રેરાય છે-તણાય છે-ઉત્તેજાય છે અને ઇંદ્રિયોને વશ રાખવાને બદલે ઉલટું તેમને વશ બની જાય છે. મનને શાસ્ત્રમાં મુખ્ય ઇંદ્રિય પણ કહે છે. ઇંદ્રિયોરૂપી તાબેદારો અથવા સહચારીઓ-સજાતીય શક્તિઓ ઉપર મનની, અને તેના સંબંધને લીધે મન ઉપર તેમની, એમ પરસ્પર અસર-વગ-સત્તા હોવી એ સ્વભાવિક છે. આ

કારણથી ઇંદ્રિયોને પણ તેમના અસદ્ વિષયોમાં લુબ્ધ થતાં અટકાવવી જોઇએ.

દરેક સારી બાબત–સત્કર્મ–સદ્ઇચ્છા–સદ્વાસના વગેરેનું મૂળ સદ્બુદ્ધિ અર્થાત્ જ્ઞાન છે. જો સત્યનું જ્ઞાન હોય તોજ સત્ય અનુસરવાની ઇચ્છા–બુદ્ધિ થાય છે અને સત્યાનુસરણની બુદ્ધિ–ઇચ્છા હોય તોજ સત્યાનુસરણ અર્થાત્ સત્કર્મ કરી શકાય છે. ધર્મનો ઉદ્દેશ આત્મિક સુખ શાંતિ પ્રાપ્ત કરવાનો છે, અને સત્કર્મ–સત્યાનુસરણ ( કાયિક વાચિક અને માનસિક એમ ત્રણે રીતે ) વગર આત્મિક સુખ શાંતિની પ્રાપ્તિ સંભવતી નથી.

વિદ્યા એટલે જ્ઞાન. જ્ઞાન જે વડે મળે તેને વિદ્યા કહે છે. જ્ઞાન અભ્યાસ વડે આવે છે. અભ્યાસ સ્વતંત્ર રીતે સ્વબુદ્ધિથી કુદરતની રચના તથા વ્યવહારનું નિરીક્ષણ કરવાથી તથા વિદ્વાન પાસેથી શ્રવણ કરવાથી થાય છે. સ્વતંત્ર નિરીક્ષણની શક્તિ કદાચ એકદમ વિકાસ પામતી નથી તેથી પ્રથમ સત્ય સંબંધી જ્ઞાન વિદ્વાન પંડિત પાસેથી શ્રવણ કરી કે તેના ગ્રંથનું મનન પૂર્વક પઠન કરવાથી મેળવાય છે, અને તેમ કરતાં બુદ્ધિ વિકાસ પામવાથી પછી તે જ્ઞાનને સ્વતંત્ર અવલોકન કરી મેળવી સિદ્ધ કરી શકાય છે.

સત્ય એ સર્વ બાબતનો આધાર છે. સત્ય એ પરમેશ્વરનું મુખ્ય સ્વરૂપ છે તેથી તેનું જ્ઞાન હોવું અને પછી અનુસરણ કરવું એ સુખ શાંતિ મેળવવાનું ખાસ સાધન હોઇ ધર્મ છે.

અક્રોધ એટલે મનની શાંતિ. ધીરજ ક્ષમા એ અક્રોધનાં સજાતીય તત્વો છે. અક્રોધ ઇંદ્રિયદમન તથા મનોનિગ્રહનાં પરિણામે સાધી શકાય છે. ગમે તેવાં નુકશાન કે અપ્રિય અહિતકારી બનાવથી મનના વેગ–જુસ્સાને ઉકળવા ન દેવો અને ક્રોધ ન કરતાં ધીરજ રાખી શાંત રહેવું એ સૌથી કઠિન ગુણ છે, તેથીજ તેને દસ લક્ષણોમાં મુખ્ય સ્થાન આપેલું છે.

આ દશ લક્ષણો મુખ્ય છે. બીજા બધા સદ્‌ગુણો તેમના પેટા વિભાગો રૂપેજ રહેલા છે. જેનામાં આ દસ ગુણો સંપૂર્ણ રીતે વિકાસ પામ્યા હોય અને આચાર ભૂત થતા હોય તેનું જીવન સંપૂર્ણ ધર્મ-મય બને છે, અને **यतो धर्मस्ततो जयः** ( જેટલો ધર્મ તેટલો જય ) એ જ્ઞાનીઓની અનુભવસિદ્ધ ઉક્તિઅનુસાર જેટલે અંશે ધર્મ પળાય છે તેટલ અંશે જય અર્થાત્ સિદ્ધિ એટલે આધ્યાત્મિક તથા શારીરિક સુખ શાંતિ રૂપી જીવન સિદ્ધિ-જય પ્રાપ્ત થાય છે.

સત્ય સંબંધી જ્ઞાન મેળવી તેને અનુસરવામાં આવતાં આ દશે લક્ષણો તેમની મેળે વ્યક્ત થાય છે. એ દશ ગુણોનું અસ્ખલિત અનુ-વર્તન એજ સત્યાનુવર્તન છે. સત્યાનુવર્તન એજ ખરો ધર્મ છે, અને ધર્મ એજ સુખ શાંતિનું ખરૂં સાધન છે.

જીવનનું ધારણપોષણ જેના વડે થાય તે ધર્મ એવો શબ્દાર્થ છે. જે પ્રવૃત્તિ વડે જીવન ચલાવી તેનું ધ્યેય સાધી શકાય તે પ્રવૃત્તિ ધર્મ ગણાય છે. ધર્મના શાસ્ત્રીય ભેદ ઘણા છે, પરંતુ જીવનધ્યેય જેના વડે સાધી શકાય એ પ્રવૃત્તિ તે ધર્મ એવો સામાન્ય અર્થ બધી બાબતોને તેનામાં સમાવી લે છે. ઇશ્વર પ્રત્યેનો કુદરતી ધર્મ, જીવન રક્ષાનો ધર્મ, સુખ શાંતિ મેળવવા રૂપી ધર્મ, સમાજ ધર્મ, કુટુમ્બી ધર્મ, રાજકીય ધર્મ, અથવા કોઇ ધંધો કે કાર્ય કરતા હોઇએ તેને લગતો ધર્મ એમ ધર્મનાં ઘણાં અંગો છે, પરંતુ સર્વનો ઉદ્દેશ પોતાની તથા બીજાની સુખશાંતિ પ્રાપ્ત કરવાનો હોઇ જીવન ધ્યેય સાધક જે બધી પ્રવૃત્તિ તે ધર્મ છે, એવો સામાન્ય અર્થ થાય છે.

( ૨ )

**ह्रीमान् हि पापं प्रद्वेष्टि तस्य श्रीरभिवर्धते ।**
**ह्रीहता बाधते धर्मं धर्मो हन्ति हतःश्रियम् ॥**

**महाभारत उद्योग पर्व. ७१-३६. ७१-१९.**

**અર્થાત્**—હ્રીમાન એટલે લજ્જાવાન મનુષ્ય પાપનો દ્વેષ કરે છે અને તેની શ્રી એટલે લક્ષ્મી–સંપત્તિ અભિવર્ધન પામે છે. લજ્જા નષ્ટ થવાથી ધર્મમાં બાધ એટલે અંતરાય અડચણ ઉત્પન્ન થાય છે, અને ધર્મ હાનિ થતાં શ્રીનો પણ હ્રાસ એટથે નાશ થાય છે.

લજ્જા ઘણા પ્રકારની છે. કેટલાંક કાર્યો લોક લજ્જાથી એટલે લોકાપવાદ–લોકોની ટીકા કે નિંદા કે અપકીર્તિના ભયથી કરવામાં આવે છે, તેમજ કરતાં અટકી જવાય છે. જીવનમાં લોકલજ્જા એ અતિ સબળ સત્તાવાન તત્વ છે. કેટલીકવાર માણસ લોકલજ્જાથી ડરી જઇ સત્ય અનુસરવામાં પણ ચલિત બની જાય છે. લોકલજ્જાએ અત્યંત બળવાન સત્તા છે, અને કોઇ વિરલ ભાગ્યશાળી સત્યવાદી કે નિર્લજ્જ દુષ્ટ ઘોર અસત્યવાદી તેનો ભય રાખતો નથી. લોકાચાર કેટલીક બાબતમાં સત્ય વિરૂદ્ધ તદ્દન મનુષ્યસમાજકૃત કૃત્રિમ હોય છે, છતાંય લોકલાજથી તે અસત્ય કાર્ય પણ માણસને કરવું પડે છે, અને સત્ય જાણવા છતાંય લોકાપવાદ માટે બેપરવા થઇ સત્ય અનુસરવાની હિંમત કરી શકાતી નથી.

લાજનો સામાન્ય ભાવાર્થ ભીતિ–ભય એવો થાય છે. લોકલાજ એટલે લોકોનો ભય. લોકલાજ કરતાં અત્યંત અગત્યની તો ઇશ્વર લાજ–કુદરતલાજ છે. લોક નિયત લોકાચાર નહીં કરવાથી લોક જેમ નિંદા ટીકા કે શિક્ષા કરે છે, તેથી તે નિંદા તથા શિક્ષાથી બચવા ખાતર લોકાચાર સત્યની દૃષ્ટિમાં માન્ય નહોય છતાંય કરવો પડે છે, તેમ ખરો ભય ઇશ્વરનો–કુદરતનો રાખવો જોઇએ. સત્યાચાર એ ઇશ્વરાચાર–કુદરતાચાર છે અને તેમાં ખામી હોય તો ઇશ્વર–કુદરત તે ઉણપ માટે શિક્ષા કરે છે. ઇશ્વર–કુદરતની શિક્ષા આડકતરી, અદૃશ્ય રીતે થતી હોવાથી અજ્ઞાની તેને સમજી શકતો નથી, અને એવી સમજણનાં કારણથીજ કુદરતાચાર કરવામાં પછાત રહે છે. જે

દુઃખ આવે છે તે કુદરતાચાર વિરૂદ્ધ વર્તવાથી તેનાં પારિપત્ય તરીકેજ આવે છે.

ઇશ્વરનો ઉપાસક માત્ર ઇશ્વરના કુદરતી કાયદાથીજ લજ્જિત–ભયભીત થાય છે, અને પરિણામે સત્ય અનુસરવામાં પછાત રહેતો નથી. તેને લાગે છે કે અસત્ય આચરીશ તો દુઃખ તો ભલે પામીશ પરંતુ તે ઉપરાંત ઇશ્વરને શું મોઢું બતાવીશ ! લોકલાજવાળો માણસ એવીજ રીતે લોકોની શિક્ષા પામવા ઉપરાંત લોકોમાં મોઢું શું બતાવીશ એવા ભયથી લોકાચાર કરે છે.

લોક કરતાં ઇશ્વરનું મહત્વ અત્યંત વિશેષ છે તેથી ઇશ્વરાનુરાગી માણસ સત્ય અનુસરવામાં લોકલાજની પરવા કરતો નથી. તે લોકોની શિક્ષા હર્ષ પૂર્વક ભોગવે છે. પરંતુ કુદરતની શિક્ષા ભોગવવા કદિ પણ તત્પર હોતો નથી. આવી રીતે જેને લોકલાજની પરવા નથી પરંતુ ઇશ્વરલાજની છે તે માણસ પાપનો દ્વેષ કરે છે. એટલે કે કદિ પણ પાપાચાર અર્થાત્ અસત્યાનુસરણ કરતો નથી, અને અસત્યાનુસરણ નહીં કરવાને લીધે તેનાં આત્મિક વિકાસ તથા આત્મિક સુખશાંતિરૂપી શ્રી લક્ષ્મી સંપત્તિ સદાય અભિવૃદ્ધિ પામે છે. જો આવી લજ્જા ન હોય તો ધર્માચરણ કરવાની વૃત્તિ થઇ શકેજ નહીં. લોકની લાજ ન હોય તો લોકાચારની દરકાર હોતી નથી. જેની લજ્જા તેની દરકાર અને જેની દરકાર, જેને માટે પ્રીતી–આકાંક્ષા–અભિલાષા તેની લજ્જા. પ્રીતિ વગર લજ્જા–ભય નહીં અને ભયવગર પ્રીતિ નહીં એવો સામાન્ય અનુભવ છે.

જ્યાં ધર્મનો હ્રાસ થયો કે આત્મવિકાસ–આત્મ સંપત્તિ–આત્મ સુખશાંતિનો પણ હ્રાસ થઇ જાય છે. ઇશ્વરલજ્જા, ઇશ્વરભય ઇશ્વર પ્રીતિનો હ્રાસ અભાવ થતાં ધર્માચરણનો પણ નાશ થાય છે અને ધર્મના અભાવે આત્મસુખશાંતિ પણ નષ્ટ થાય છે.

( ૩ )

अनसूयुः कृतज्ञश्च कल्याणानि च सेवते।
सुखानि धर्ममर्थं च स्वर्गं च लभते नरः॥

महाभारत वनपर्व. २०८–४१.

**અર્થાત્**—જે અનસૂયુ એટલે અસૂયા વગરનો અને કૃતજ્ઞ છે અને કલ્યાણ એટલે કલ્યાણપ્રદ–શ્રેયકારી સત્કર્મો સેવે છે, અર્થાત્ આચરે છે તે સુખ–ધર્મ–અર્થ અને સ્વર્ગ મેળવે છે.

કોઇની ઇર્ષ્યા–દ્વેષ–નિંદા ન કરવી તેમજ ગુણ ઉપર દોષારોપણ ન કરવું અથવા કોઇનાં છિદ્રો ન શોધવાં તે અનસૂયા. જીવને શરીરથી મુકત થઇ તેના સૂક્ષ્મ સ્થળમાં રહેવાનું સ્થાન તે સ્વર્ગ. આત્મિક સુખ શાંતિને પણ સ્વર્ગ કહેવામાં આવે છે. જે સત્કર્મ કરે છે, સત્યની ઉપાસના કરે છે, તે આલોકમાંજ સ્વર્ગસુખ ભોગવે છે. એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જે સત્યની ઉપાસના કરે છે અર્થાત્ જે સત્ય અનુસરે છે, તે આત્મિક સુખશાંતિ ભોગવી શકે છે. સત્ય અનુસરવાથી સ્વર્ગમાં મળતું આત્મિક સુખ ( સ્વર્ગમાં શરીર નહિ હોવાથી ત્યાં માત્ર આત્મસુખશાંતિજ સંભવે છે.) આ જીવનમાં–આ લોકમાં પણ મળી શકે છે એ દેખીતું છે. એટલે આપણું વર્તમાન જીવન આત્મિક સુખશાંતિવાળું હોય તો તે સ્વર્ગીય જીવન જ છે, પછી ખરેખર સ્વર્ગ જેવી સ્થિતિ હોય યા ન હોય તેની પરવા નથી. ઉત્પત્તિ અને વૃદ્ધિના ઇશ્વરી કાયદા મુજબ, તેમજ કર્મવાદીના સિદ્ધાંતે પણ આ જીવનમાં જે વસ્તુ હોય છે તે પરલોક તથા પરભવ ( પુનર્જન્મ ) માં પ્રાપ્ત થઇ અભિવૃદ્ધ થાય છે. એ જોતાં જો આ જીવનમાં આત્મિક સુખશાંતિ હોય તોજ પરલોક એટલે સ્વર્ગમાં પણ આત્મિક સુખશાંતિ હોઇ શકે, તે

વગર નહિં એ તો દેખીતું છે. માટે આ જીવનમાંજ આત્મિક સુખ શાંતિ મળે એવાં સત્કર્મ કરવાં એજ ઇષ્ટ કર્તવ્ય-ધર્મ છે. જે અહીં તે ત્યાં અને જે આ જીવનમાં તે પરજીવનમાં એ તો નિઃશંક છે. એટલે પરભવ-પરલોકમાં સુખશાંતિ પામવા ખાતર આ ભવ, આ લોકમાં તે અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ.

આત્મિક સુખશાંતિ સત્યનાં જ્ઞાન અને અનુસરણ વગર કોઇ પણ રીતે પ્રાપ્ય નથી, માટે સત્યનું જ્ઞાન મેળવી તેનું મન-વચન અને કર્મમાં અસ્ખલિત અનુસરણ-અનુષ્ઠાન કરવું એ ધર્મ છે.

( ૪ )

**सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।**
**दण्डस्य हि भयात् सर्वं जगद्भोगाय कल्पते ॥**

मनुसंहिता. ७. १२.

**અર્થાત્**—સર્વ મનુષ્ય કેવળ દંડ (શિક્ષા)ના ભયથીજ ખરે માર્ગે ચાલે છે અથાત્ ધર્માનુસરણ કરે છે. દંડના ભય વગર કુદરતી રીતેજ વિશુદ્ધ સ્વભાવવાળાં મનુષ્ય દુર્લભ-અતિ વિરલ છે. માત્ર દંડના ભયથીજ સર્વ જગત્ અર્થાત્ સર્વ જીવો આહાર-નિદ્રા આદિ કુદરતી રીતે આવશ્યક-અનિવાર્ય એવા ભોગ ભોગવે છે.

સામાન્ય રીતે તો મનુષ્ય ધર્માચરણ ઇશ્વરના ન્યાયના ભયથીજ કરે છે. માણસ માને છે કે જો તે ધર્માચરણ નહીં કરે, અર્થાત્ અ-ધર્મ-પાપ આચરણ કરશે તો પરમેશ્વર દુઃખ રૂપે તેનો દંડ (શિક્ષા) આપશે. આવા દુઃખના-ઇશ્વરના ન્યાયના ભય વગર, સત્ય-ધર્મ પ્રત્યે કેવળ શુદ્ધ પ્રીતિથી તેને કર્તવ્ય સમજીને નિષ્કામ રીતે-નિર્ભય રીતે ધર્મ-સત્કર્મ આચરનાર સત્યોપાસક-ઇશ્વરાનુરાગી મનુષ્ય તો દુર્લભ એટલે વિરલજ હોય છે. દુઃખના ભયરૂપી સ્વાર્થથી સકામ

રીતે ધર્મ–સત્ય સહુ કોઇ આચરે અને તે સ્વાર્થ પરાયણતા હોવાથી તેનું રૂપ જો કે ખરાબ નહિ તો પણ વિશુદ્ધ–આત્મ વિકાસક, આત્માનંદયુકત તો ન જ આવે; પરંતુ જ્યારે નિષ્કામ વૃત્તિથી ધર્મ-સત્ય આચરણ કરવું એ સ્વાભાવિક ઇશ્વરનિયત કર્તવ્ય છે, એમ સમજી કેવળ પરમેશ્વરપ્રીતિઅર્થે ફળની કિંચિત પણ આશા વગર કરવામાં આવે, ત્યારે તેથી આત્મવિકાસ થઇ શુદ્ધ અલૌકિક આત્માનંદ અનુભવાય છે.

આહાર વિના તો આ શરીર ચાલશે નહિ. અને મરી જવાશે, તેમજ નિદ્રા વિના શરીર થાકીને અશકત થઇ જશે. એવા ભયથી આહાર નિદ્રા આદિ સ્વાભાવિક કુદરતજન્ય કર્મો કરવામાં આવે છે. સ્વાદ આદિ ઇંદ્રિયના વિષયો ભોગ વિલાસ વગેરે આવાંજ કારણથી ઉત્પન્ન થાય છે. ભોગવિલાસી સમજે છે કે એ વડે તેનું શરીર સુખ પામી સશક્ત બને છે. અને તેને આનંદ ઉપજે છે. આવી રીતે એ બધું સકામ રીતે થાય છે.

શરીર એજ આત્માનું સર્વ ધર્મ પાળવાનું સાધન છે, અને તેથી ધર્માચરણ સારી રીતે થઈ શકે માટે તે સ્વસ્થ, આરોગ્ય, સંગીન, સશક્ત હોવું જોઇએ. અને તેટલા પુરતું ભોજન નિદ્રા વગેરે લેવાની જરૂર ધારી કોઇપણ જાતના સ્વાદ, ભોગવિલાસના ભાવ વગર ને નિષ્કામ રીતે લેવામાં આવે, તો હંમેશાં મિતભોગ અને સંતોષ જ રહે છે અને તત્પરિણામે આત્મવિકાસ થાય છે.

ધર્માચરણ માટે શરીરની જરૂર છે અને તે સંગીન, સ્વસ્થ હોવું જોઇએ કેમકે મગજ તે પણ શરીરનો એક અવયવ છે. એટલે શરીરની સામાન્ય અનારોગ્ય સ્થિતિમાં–નિર્બળતામાં તેની પણ દુર્બલતા રહે છે અને તે દુર્બલ હોયતો આત્મા તેના દ્વારા, તેના વડેજ વિચારાદિ કરે છે તે પણ દુર્બલ જ થાય છે. દુર્બલ વિચારાદિને પરિણામે

સત્ય પ્રત્યે શિથિલતા આવી જાય છે. **शरीरमाद्यं खलु धर्म साधनम्** અર્થાત્ સર્વ ધર્મ બજાવવાનું સાધન માત્ર શરીરજ છે, એમ ઉપનિષદ્ પણ કહે છે. આવી રીતે આત્માને હરકત ન પહોંચે તેટલા સારૂ આત્માના હિતની ખાતર શરીર સ્વસ્થ, સંગીન, સબળ રહે એટલા પુરતુંજ ભોજન નિદ્રા આદિ લેવું અને તે પણ ભોગ વિલાસ કે સ્વાદના હેતુ વગર, નિષ્કામ રીતે એ આવશ્યક ધર્મ છે.

(૫)

**अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्तिनाशनम्।**
**अस्वर्ग्यश्च परत्रापि तस्मात्तत् परिवर्जयेत्॥**

मनुसंहिता. ૮–૧૨૭.

**અર્થાત્**—અધર્મ યુક્ત–અન્યાય યુક્ત દંડ કરવાથી આ લોકમાં યશ તથા કીર્તિ નષ્ટ થાય છે અને પરલોકમાં સ્વર્ગ અર્થાત્ આત્મિક સુખ શાંતિ નષ્ટ થાય છે; માટે અધર્મ–અન્યાય યુક્ત દંડ વર્જવો એટલે કરવો નહીં.

યશકીર્તિ એ ભૌતિક સુખ છે. ખાસ આત્મિક સુખશાંતિ–આનંદ નથી. આ લોકનાં સુખ એટલે ભૌતિક સુખ અને પરલોકનાં સુખ એટલે આત્મિક સુખશાંતિ–આનંદ એવો અર્થ છે.

સુખશાંતિ–આનંદ વગેરે આ જીવનમાં જીવનો શરીર સાથે સંબંધ છે ત્યાં સુધી જ છે. જીવ–આત્મા એ આનંદ સ્વરૂપ પરબ્રહ્મનો અંશ હોઇ તે શરીરથી મુક્ત હોય ત્યારે તો પોતેજ આનંદ સ્વરૂપમાં નિર્લેપ તથા નિઃસંગ સ્થિતિમાં રહે છે. જ્યાં આનંદ કે એવું કશું લાગવાનું ન હોય અને પરમ શાંતિજ હોય એવી નિઃસંગ–નિર્લેપ સ્થિતિમાં આનંદ–સુખ આદિ ભોગ હોયજ નહીં. એવા ભોગ બધા શરીરમાં જીવ હોય ત્યાં સુધીજ હોય છે, તેથી સ્વર્ગીય–પારલૌકિક સુખ

એટલે માનસિક–આત્મિક સુખશાંતિ અને આલૌકિક સુખ એટલે ભૌતિક–શારીરિક સુખ એવો અર્થ છે. સાર એક આ જીવનમાં જ અન્યાય–અધર્મ યુક્ત અને કોઇને ગેરવાજબી દંડ કરવાથી–સામાન્ય રીતે કોઇનું અન્યાય યુક્ત અહિત કરવાથી–અનીતિ આચરવાથી ભૌતિક તેમજ આત્મિક સુખશાંતિ નષ્ટ થાય છે અને આ જીવનમાં જે ન હોય તે પરજીવનમાં પણ ન હોય–વધુ રીતે ન હોય–આ જન્મ કરતાં ઓછું હોય એ દેખાતું છે.

આ જીવનને ધર્માચરણવડે સુખશાંતિમય બનાવવાની અતિ અગત્ય છે, કેમકે જેવું હાલ તેવું ભવિષ્યમાં. એકવાર પ્રાપ્ત કરેલી આત્મસંપત્તિ ( આત્મિક સુખશાંતિ વગેરે ) ધર્માચરણ ચાલુ રાખવાથી કદિપણ નષ્ટ થતી નથી, પરંતુ ઉત્પત્તિ અને વૃદ્ધિના નિયમે દિનપ્રતિદિન ઉલટી વૃદ્ધિંગત થયાં કરે છે, માટે આ જીવનમાંજ આત્મિક સુખશાંતિ મેળવવા માટે સત્ય–ધર્મનું અનુસરણ કરવું અને અસત્ય–અધર્મનું પરિ-વર્જન–પરિત્યાગ કરવો એ હિતકર–શ્રેયસ્કર–કર્તવ્ય છે.

( ૬ )

**क्षमा वशीकृतिर्लोके क्षमा हि परमं धनम् ।**
**क्षमागुणोह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ॥**

**અર્થાત્**—ક્ષમાથી લોક વશીભૂત થાય છે તેથી ક્ષમા પરમધન છે. શક્તિહીન માણસ માટે ક્ષમા એ પ્રાપ્ત કરવા યોગ્ય મહાન ગુણરૂપ છે, અને શક્તિમાન મનુષ્ય માટે ક્ષમા એક ધારણ કરવા યોગ્ય ભૂષણરૂપ છે.

( ૭ )

**यथैवात्मा परस्तद्वत् द्रष्टव्यः शुभमिच्छता ।**
**सुखदुःखानि तुल्यानि यथात्मनि तथापरे ॥**

दक्ष संहिता. ३–२०

**અર્થાત્**—શુભાકાંક્ષી મનુષ્ય જેમ પોતાની તરફ જુએ છે એટલે કે પોતાનાં હિત માટે તત્પર રહે છે તેમ તેમણે પારકાંની તરફ પણ જોવું; એટલે કે પારકાનું હિત કરવામાં પણ તત્પર રહેવું, કારણ કે સુખ તથા દુઃખ એ પોતાની માફક બીજાં સર્વને પણ લાગે છે.

(૮)

**मातृवत् परदारांश्च परद्रव्याणि लोष्टवत् ।**
**आत्मवत् सर्वभूतानि यः पश्यति स पश्यति ॥**

आपस्तंभ संहिता. १०-११

**અર્થાત્**—જે પરદારાને માતા સમાન, પરધન–પારકાનાં દ્રવ્યને લોષ્ટ અર્થાત્ માટીનાં ઢેફાં સમાન, અને સર્વ ભૂતો–જીવોને પોતાના સમાન જુએ છે એટલે કે ગણે છે તેજ યથાર્થ જુએ છે અર્થાત્ યોગ્ય રીતે ધર્માચરણ કરે છે.

સુખ અને દુઃખનું સંવેદન–લાગણી સર્વ જીવોને એક સરખી રીતે જ થાય છે તેથી જેમ આપણને લાગે તેમ બીજાને પણ લાગતું હોવાથી આપણાં સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિમાં આપણે જેમ તત્પર રહીએ છીએ તેમ સર્વ જીવોને આત્મવત્–પોતાના સમાન ગણી તેમને સુખ મળે અને દુઃખ દૂર થાય એવી રીતે તેમના પ્રત્યે વર્તવું જોઇએ. બીજાના ભોગે આપણે સુખ મેળવવાં અને દુઃખ દૂર કરવાં એ હડહડતો સ્વાર્થ–અધર્મમય છે. ઉલટું પોતાના ભોગે બીજાને સુખ અપાય–દુઃખ દૂર કરાય એ ઉત્તમ દાન–શ્રેષ્ઠ ધર્મ છે. જેવું આપણું ઇચ્છવું તથા કરવું તેવુંજ બીજાનું ઇચ્છવું તથા કરવું એ ખરો ધર્મ છે. એજ ખરી પ્રભુભક્તિ–પ્રભુપ્રીતિ છે. પરમેશ્વર પણ તેવાંજ સદ્વર્તનવડે પ્રસન્ન થાય છે. આપણે આપણાં પોતાનાં હિતમાં

જેમ કદિ ઉદાસીન—નિષ્કાળજીવાળા—બેપરવા બનતા નથી અને પોતાના પ્રત્યે હમેશાં સદ્વર્તન જ રાખીએ છીએ અને પોતાનું અહિત કદિ ઇચ્છતા કે કરતા નથી—પોતાના ઉપરજ અભિમાન—ગર્વ—વેર ઈર્ષ્યા દ્વેષ અસૂયા (અસહિષ્ણુતા અસહનશીલતા) રાખતા નથી તેવીજ રીતે સર્વ પ્રત્યે વર્તવું એ ઇશ્વરાનુસરણ, ઇશ્વરોપાસના છે. એવાં સર્વ પ્રત્યે સમવર્તન—સદ્વર્તન વડે જ ખરી આત્મિક સુખશાંતિ—આનંદ થાય છે. આત્મિક સુખશાંતિ—આનંદ એજ બ્રહ્મની પ્રાપ્તિ—મોક્ષ ( દુઃખથી મુક્તિ ) છે.

---

## અધ્યાય ૧૨ મો.

### (૧)

**अन्यान् परिवदन् साधुर्यथा हि परितप्यते ।**
**तथा परिवदन्नन्यांस्तुष्टो भवति दुर्जनः ॥**

महाभारत आदिपर्व. ७४—९१

**અર્થાત્**—બીજાને કષ્ટ આપવાથી સાધુ—સત્યવાદી—ધર્મનિષ્ઠ માણસ સંતપ્ત દિલગીર થાય છે, જ્યારે અસાધુ—અધર્મી અસત્યવાદી માણસ બીજાને કષ્ટ આપી પોતે સંતુષ્ટ—રાજી થાય છે.

જેને સત્યનું જ્ઞાન હોય, સત્ય આચારભૂત કરતો હોય તે સર્વ જીવોને ઇશ્વર સ્વરૂપ ગણે છે, તેથી કોઇને કષ્ટ આપવું એ ઇશ્વરને કષ્ટ આપ્યા બરાબર માની કોઇને કષ્ટ આપતો નથી; અને કદાચ અજાણતાં કોઇને કાંઈ કષ્ટ આપી જવાય તો તે માટે ક્ષમા માગી પશ્ચાતાપ—દિલગીરી કરે છે. જે આસુરી વૃત્તિના હોય છે તે ઉલટા બીજાને કષ્ટ આપી રાજી થાય છે. આસુરી વૃત્તિ અને કૃતિવાળા ઇશ્વરના

માર્ગથી ઘણાજ દૂર હોય છે, અને બીજાને કષ્ટ આપવાનાં અપકર્મના પરિણામે પોતે બહુ પ્રકારનાં દુઃખ ભોગવે છે. કેટલીકવાર શિકારી ઘાયલ કરેલાં પ્રાણિને તડફડતું કે એવું કાંઇ કરતું જોઇ પ્રમોદ પામે છે. એ પ્રમોદ તેનાં ક્રૂર આસુરી અંતરનો પડઘો જ પાડે છે. તેને તેવું કષ્ટ થાય ત્યારે જ તે બીજાનું કષ્ટ સમજી શકે; પરંતુ તેનું હૃદય એવું તિમિરમય-બહેર મારી ગએલું હોય છે કે તેને કષ્ટ થાય છતાંય તેના હાથે બીજાને મારતાં તેને કેવું કષ્ટ થતું હશે તેનું તેને ભાન થતું નથી. જે હૃદય હળાહળ ક્રૂરતાથી ભરેલું હોય તે એવું જડ થઇ ગયું હોય છે કે તેમાં કોમળ લાગણીઓ કદિપણ ઉત્પન્ન થતીજ નથી. ક્રૂર માણસ બીજાને કષ્ટ આપી, બીજાની નિંદા કરી, બીજાનું અહિત કરી, બીજાના વિરૂદ્ધ નાહક ખટપટ કરી, બીજાને હરકોઇ તરેહની તકલીફમાં ઉતારી ખુશી થાય છે. જ્યારે સાધુચરિત માણસ તો બીજાને તેણે તો શું પણ બીજા કોઇએ કષ્ટ આપેલું હોય કે બીજી હરકોઈ રીતે થયું હોય તોપણ તેથી અનુકમ્પિત થઇ તે દૂર કરવા યથાશક્તિ તનમન ધનથી પ્રયત્ન કરે છે. તે કોઇનું કોઇ રીતે અહિત કે નિંદા કે કોઇ વિરૂદ્ધ ખટપટ કરતો નથી, કે કોઇને તકલીફમાં ઉતારતો નથી. સાધુ તો સર્વ પ્રત્યે સમભાવ પ્રીતિ યથોચિત પૂજ્યભાવ ધરાવી સર્વની સેવા કરી સર્વને સહાય આપી સંતુષ્ટ થાય છે.

(૨)

**विपत्तिष्वव्यथो दक्षो नित्यमुत्थानवान्नरः ।**
**अप्रमत्तो बिनीतात्मा नित्यं भद्राणि पश्यति ॥**

महाभारत. सभापर्व ५४–८

**અર્થાત્**—જે વિપત્તિ આવી પડતાં તેથી વ્યથા પામતો નથી, જે દરેક કાર્યમાં દક્ષ છે, જે નિત્ય ઉદ્યોગી છે, જે અપ્રમત્ત એટલે પ્રમાદ–આળસ વગરનો છે, જે વિનીત સ્વ-

ભાવવાળો છે તે સર્વદા ભદ્ર–કુશળ–કલ્યાણ જુએ છે અર્થાત્ માને છે.

સુખ તથા દુઃખથી હર્ષ કે શોક ન પામવો, દરેક કાર્ય દક્ષતા–કાળજી પૂર્વક કરવાં, હમેશાં ઉદ્યોગશીલ રહેવું, આળસ પ્રમાદ ન કરવો, સર્વ પ્રત્યે દીનતા વિનીતભાવ રાખવો એ બધા સત્યવાદીના સદ્ગુણો છે. એવા ગુણવાળો માણસ વિપત્તિમાં પણ પોતાનું કલ્યાણજ માને છે. વિપત્તિ ખરેખર કલ્યાણપ્રદ છે, કેમકે તે ઉપરથી પોતાના આચાર વિચારની ખામી જણાઇ આવે છે અને કાર્ય સદ્વિધ કરવાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે કે જેથી ભવિષ્યમાં દરેક કાર્ય દક્ષતા –નિપૂણતાથી થઇ શકે. જે જ્ઞાની સત્યવાદી માણસ છે તે દરેક દુઃખ વિપદ્‌ને ધીરજ–શાંતિ પૂર્વક સહન કરે છે, કેમકે તેને તે પોતાની કામ કરવાની આવડની ખામીનાં પરિણામ તરીકે અને હવે ભવિષ્યમાં તેની ખામી ન રહેવા પામે તે શીખવાનાં સાધન તરીકે માને છે. તે પોતાનેજ હાથે આણેલું પરિણામ હોઇ તેનાથી ગભરાતો નથી, તેના ઉપર ક્રોધ કરતો નથી કે ચીડાતો નથી. તેને ઉલટું કલ્યાણકારક ગણી તેને હર્ષભેર ભેટે છે અને શાંતિ, ધીરજ, સહનશીલતાભેર ભોગવે છે. સારાં કાર્યનાં ફળ કલ્યાણકારી હોય એ તો દેખીતું છે, પરંતુ ખામી ભરેલાં કાર્યનાં અકલ્યાણકારી ફળને પણ તે ભવિષ્યમાં માર્ગદર્શક હોવાથી કાલ્યાણકર જ માને છે. જેનામાં આવી ધીરજ, શાંતિ, સમતા આવી ગઇ હોય છે તેજ સર્વ પ્રકારનાં કલ્યાણનો અધિકારી થાય છે. તેજ ઇશ્વરને ખરેખર ઓળખનારો–ઉપાસનારો ગણાય છે.

( ૩ )

**बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।**
**वनस्था अपि राज्यानि विनयात् प्रतिपेदिरे ॥**

**मनुसंहिता. ७ ४०.**

**અર્થાત્**—જેને બહુજ હાથી–ઘોડા–રથ–લક્ષ્મી વગેરેની અત્યંત સમૃદ્ધિ હોય એવા રાજાઓ પણ અવિનયી બનવાના દોષથી નષ્ટ થાય છે. ઘણાઓ વનવાસી હોવા છતાં પણ વિનયના ગુણથી રાજ્યો મેળવી શકે છે.

વિનય એ દશમો નિધિ ગણાય છે. વિનીત, વિનયી માણસ દુષ્મનનું મન પણ જીતી લઇ તેની પાસે ઇચ્છિત કાર્ય કરાવે છે. એ કારણથી વિનય વેરીને પણ વશ કરે એવી ઉક્તિ ચાલે છે. વિનયી માણસ સર્વ પ્રત્યે વિનયથી વર્તી સર્વની સેવા કરે છે–સર્વને સહાય કરે છે, અને તેના એવા સદ્ગુણ, સદ્વર્તનવડે તે જે ચાહે તે કરી શકે છે. વેરી પણ મિત્ર બની જાય છે. ગમે તેટલો સમૃદ્ધિવાન માણસ હોય કે રાજા હોય પરંતુ તે અવિનયી, ગુમાની, તોછડો હોય તો કોઈ તેની સંભાવના કરતું નથી કે પરવા પણ કરતું નથી, અને પરિણામે તેનો હમેશાં અપકર્ષજ થાયછે. ભલે ગરીબ હોય પણ તે વિનયી, દીન, નમ્ર, સર્વની સેવામાં અને સર્વને સહાય આપવામાં તત્પર રહેતો હોય તો મોટા પુરૂષો પણ તેના પ્રત્યે મમતા ધરાવે છે અને તે સર્વની પાસેથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકે છે. જેનામાં સત્યનું જ્ઞાન પ્રગટ થયું હોય, જેનામાં ઈશ્વર પ્રત્યે ખરી પ્રીતિ અને પૂજ્યભાવ વિકાસ પામ્યો હોય, તે જ સર્વને આત્મવત્ અથવા ઈશ્વરવત્ ગણતો હોઇ સર્વ પ્રત્યે વિનીત ભાવ થીજ વર્તે છે. વિનય–દીનતા એ ખરેખર સાધુતાનું મુખ્ય લક્ષણ છે. મોટા આચાર્ય કે સાધુ થાય અને ગમે તેવાં પુસ્તક ગોખી મારેલા જ્ઞાની હોય, પરંતુ જો તે વિનયશીલ ન હોય તો તે બધા દાંભિકજ સમજવા, કેમકે જેને ઇશ્વરના સ્વરૂપનું, સત્યનું, પોતાના અને જગતના સ્વરૂપનું ખરૂં જ્ઞાન હોય તે તો સર્વ પ્રત્યે વિનીત, દીન બની સર્વની સેવા કરવાથીજ ખુશી થાય છે; કોઇની પાસેથી સેવા કરાવી કોઇના ઉપર સરસાઈ ભોગવી ખુશી થતો નથી. આપણા આજકાલના કહેવાત ધર્માચાર્ય મહારાજોમાં આવો વિનીતભાવ કેટલાકમાં કેટલે

વિકાસ પામ્યો હોય છે ? વિનય વગર તેઓ વડા થવાને પાત્ર છે ખરા ? વિનય એજ વડપણનું લક્ષણ છે. ગૂજરાતીમાં સાદી કહેવત પણ છે કે વડાને વિકાર ન હોય. એટલે કે વડા હમેશાં વિકાર એટલે ગર્વ, ગુમાન. તોછડાઇ, ઇર્ષ્યા, દ્વેષ, વેરઝેર, અસહિષ્ણુંતા, અક્ષમા, અશાંતિ આદિ વિકારો વગરના હોય છે. ભર્તૃહરિ કહે છે કે ક્ષમા વીરનું ભૂષણ છે. વિનીત સ્વભાવ વગર ક્ષમા આપી શકાતી નથી. આવી રીતે વિનય એજ મોટાપણાનું-સાધુતાનું સૂચન છે.

## ( ૪ )

**यत्कर्म कुर्वतोऽस्य स्यात् परितोषोऽन्तरात्मनः ।**
**तत्प्रयत्नेन कुर्वीत विपरीतन्तु वर्जयेत् ॥**

मनुसंहिता. १४. १६१

**અર્થાત્**—જે કર્મ કરવાથી અંતરાત્માને સંતોષ થાય તે ઘણા પ્રયત્ન-આદર-ભાવ પૂર્વક કરવું અને તેનાથી વિપરીત (અર્થાત્ અંતરાત્મા જેનાથી નારાજ થાય એવું) કર્મને વર્જવું.

અંતરાત્માનો ગુણ હમેશાં સત્યનો હોઈ તે સત્કર્મ વડેજ સંતોષ રાજી થાય છે, અને અપકર્મવડે નારાજ થાય છે. માટે હમેશાં અંતરાત્મા રાજી થાય એવાં સત્કર્મોજ કરવાં જોઇએ.

## ( ૫ )

**धर्मकार्यं यतन् शक्त्या नोचेत् प्राप्नोति मानवः ।**
**प्राप्तो भवति तत्पुण्यमत्र मे नास्ति संशयः ॥**

महाभारत. उद्योगपर्व १२ ६.

**અર્થાત્**—મનુષ્ય કોઇ પણ ધર્મ કાર્ય કરવાનો યથા શક્તિ યત્ન કરે અને તે કદાચ સંપૂર્ણ ન થાય તથાપિ

તેને તે ધર્મકાર્યનું શુભ ફળ ચોક્કસ મળે છે, તેમાં સંશય નથી.

હરકોઈ ધર્મકાર્ય અર્થાત્ સત્કર્મ હોય તે શુભ હોવાથી તેનું ફળ હમેશાં શુભ, સુખમયજ આવે છે. જો તે નિષ્કામ ભાવથી પ્રભુ પ્રીત્યર્થે કર્યું હોય, અને પોતાનાથી બની શકે તેટલું બધું ખરાં જીગરથી કર્યું હોય, તો કદાચ તે પરિપૂર્ણ ન થયું હોય તોપણ તેનું ફળ જરૂર આવે છે. ફળનો પ્રકાર હમેશાં કાર્યના પ્રકાર ઉપરાંત તે કરવામાં રહેલા ભાવ–હેતુ ઉપર પણ આધાર રાખે છે. કદાચ શુભ હેતુથી અપકર્મ થઇ જાય તોપણ હેતુ શુભ–નિષ્કામ હોય તો તેનું કટુ ફળ ભાગ્યેજ આવે છે.



## અધ્યાય ૧૩ મો.

( ૧ )

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेत् विद्वान् यन्तेव वाजिनाम् ॥**

मनुसंहिता. २. ८८.

**અર્થાત્**—સારથી જેમ ઘોડાને વશ કરે છે તેમ જ્ઞાની મનુષ્યે અજ્ઞાન મોહમય વિષયોમાં પ્રવૃત્ત થવાના સ્વભાવવાળી ઇન્દ્રિયોને સંયમમાં રાખવાનો યત્ન કરવો.

તેમના વિષયોમાં પ્રવૃત્ત થવું એ ઈંદ્રિયોનો સ્વભાવ છે. પછી તે વિષયો સારા હોયકે નરસા. દૃષ્ટાંત તરીકે—શ્રવણ કરવું એ કર્ણેન્દ્રિયનો સ્વભાવ છે. કયું શ્રવણ કરવું અને કયું ન કરવું તેની, તે જડ હોવાથી, તેને ગમ નથી. તેને દોરનાર સજ્ઞાન જીવ છે. જીવ તેને જે. શ્રવણ કરવાનું કહે તે તે સાંભળે છે. અને જે સાંભળતાં રોકે--સંયમ કરે તે તે સાંભળતી નથી. કોઈ પ્રભુકીર્તન કરે તો તે પણ ઈંદ્રિય તો

સાંભળવાની અને બીભત્સ શબ્દો બોલે તે પણ સાભળવાની. સાંભળવું એ તેનો સ્વાભાવિક વિષય છે. એટલે તેની મર્યાદામાં જે અવાજ થાય, ઉચ્ચારણ થાય તે તેનાથી સાંભળ્યા વગર રહી શકાયજ નહિં, અને તેણે સાંભળ્યું એટલે તે જીવ સમક્ષ પહોંચવાનું પણ ખરૂં જ, કેમકે એવી વ્યવસ્થા–યોજના રહેલી છે. જો જીવ ઇંદ્રિયોનો સંયમ ન કરે અને તેનું કાર્ય સ્વતંત્રતાથી કરવા દે, તો તે સારૂં નરસું જે કાંઇ સાંભળે તે બધુંય જીવ આગળ પહોંચાડવાની અને જીવને પ્રિય હોય કે ન હોય તોપણ સાંભળવુંજ રહ્યું. પોતાની પાસે ઇંદ્રિયોદ્વારા રજુ થાય એટલે તેનાથી તે નિવારી શકાતું નથી, પરંતુ સાંભળ્યેજ છુટકો થાય છે. આ કારણથી ઇંદ્રિય તેના સ્વાભાવિક વિષયોમાં નિરંતર પ્રવૃત્તજ રહે છે અને તેમના વિષયોની જે જે હકીકતો તેમની કક્ષા દરમિયાન બને છે, તે બધી, પછી તે સારી હોય વા નરસી હોય છતાંય, જીવ પાસે રજુ થાય છે, અને જીવને તેમનો ભોગ કર્યા વગર છુટકો થતો નથી. જો જીવ આ રીતે ઇન્દ્રિયોને તેમનાં કાર્યમાં સ્વતંત્ર રહેવા દે અને તેમનું નિયમન કરે નહિ, તો તે તો બિચારી તેમની હરફેરમાં–કક્ષામાં આવી ચડે તે બધુંય રજુ કરે છે, અને જીવને તે બધુંય અચુક ભોગવવું પડે છે. આ કારણથી ઇન્દ્રિયોને જીવને પ્રિય–જરૂરની હોય તેવી બાબતોમાં જ પ્રવૃત્ત થવા દેવી અને બાકીની બાબતો માટે અવરોધવી–સંયમિત રાખવી એ જીવની ફરજ છે. સર્વેય ઇન્દ્રિયોને તેમના સ્વાભાવિક વિષયોનાં કાર્યમાં સ્વતંત્ર ન રહેવા દેતાં પોતાને જરૂરની–હિતકર–પ્રિય હોય તેવી બાબતોમાંજ પ્રવૃત્ત રહેવા દઇ તે સિવાય અંકુશ તળે રાખવી એ પરમ કર્તવ્ય અને પોતાનાંજ હિતનું કાર્ય છે.

( ૨ )

**इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥**

**भगवद्गीता. २. ६७.**

**અર્થાત્**—જો મન સ્વેચ્છાચારી–સ્વતંત્ર ઇંદ્રિયોને અનુસરે છે, તો વાયુ જેમ દેખરેખ વગરની છુટી અસંયમી નૌકાને તેની મરજી મુજબ ખેંચી જાય છે, તેમ ઇંદ્રિયો તે અનિગ્રહિત મન–બુદ્ધિને તેમની મરજી પ્રમાણે જ્યાં ફાવે ત્યાં ખેંચી જાય છે.

( ૩ )

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**

मनुसंहिता. २. ९४.

महरभारत आदि पर्व ७५. ४९. ८५. १२.

**અર્થાત્**—કામ્ય વસ્તુના ભોગથી કામનાની કદિપણ ખરી–પુરી તૃપ્તિ–શાંતિ થતી નથી, પરંતુ ઉલટું અગ્નિમાં ઘી નાખવાથી જેમ અગ્નિ ઘટવાને બદલે ઉલટો વધે છે, તેમ કામ્ય વસ્તુઓની કામના ભોગવડે ઘટવાને બદલે ઉલટી વધતીજ જાય છે.

( ૪ )

**इन्द्रियाणान्तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।**
**तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकं ॥** मनुसंहिता २–९९

**અર્થાત્**—સર્વ ઇંદ્રિયો પૈકી એકાદી પણ જો સ્વતંત્ર બની સ્ખલન કરે તો તેથી માણસની પ્રજ્ઞા–બુદ્ધિ સ્ખલન–ભ્રંશ પામે છે. પાણીની મસકમાં જો એકાદ પણ છિદ્ર હોય તો બધુંય પાણી સરી–નીકળી જાય છે તેમ ઇંદ્રિયો

પૈકી એકાદ પણ ઉચ્છૃંખલ બની તેના વિષયોમાં અસંયમિત રીતે ભટકતાં શીખે તો તેથી બધી બુદ્ધિ ઝરી–ક્ષરી જાય છે–નાશ પામે છે.

( ૫ )

**न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया।**
**विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः॥** मनुसंहिता २–९६

**અર્થાત્**—જ્ઞાન–અંતરાત્માના આદેશને અનુસરી યથાયોગ્ય વ્યવહાર–કાર્ય કરી વિષયાસકત ઇંદ્રિયોને હમેશાં જેવી વશ રાખી શકાય છે તેવી ભોગનો તદ્દન પરિત્યાગ કરવાથી વશ રાખી શકાતી નથી.

( ૬ )

**अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः।**
**प्रमदाह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम्॥** मनुसंहिता २–२१४

**અર્થાત્**—જે કોઈ માણસ કામ અને ક્રોધને વશ થાય છે તે વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, તોપણ કામ ક્રોધને વશ બનવાથી પ્રમદાઓ અર્થાત્ ઇંદ્રિયોના વિષયો તેમને વિપથગામી કરવાને સમર્થ થાય છે.

( ૭ )

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा।**
**सर्वान् संसाधयेदर्थानक्षिण्वन् योगतस्तनुम्**
मनुसंहिता २–१००

**અર્થાત્**—જેનાથી શરીર ક્ષીણ ન થવા પામે તેવા

**ઉપાયો કરી મન તથા ઇંદ્રિયોને વશ રાખીને સર્વ અર્થ સાધવા જોઇએ.**

આ અધ્યાયમાં ઇંદ્રિયોના સ્વભાવ અને તેમના ઉપર રાખવાના સંયમ વિશે કહેલું છે. બીજાથી સાતમા સુધીના શ્લોકમાં તેમના વિષયોમાં પ્રવૃત્ત થવું એ ઇંદ્રિયોનો સ્વભાવ છે, એટલે તેમના ઉપર આપણો સંયમ રાખી તેમને આપણી ઇચ્છા મુજબ ચલાવવી જોઇએ, પરંતુ તેમની ઇચ્છા મુજબ સ્વતંત્ર રીતે ચાલવા ન દેવી જોઇએ, કેમકે ઇંદ્રિયોને સ્વેચ્છાચારી ઉચ્છૃંખલ બનવા દેવાથી તે મહા અનર્થો ઉભા કરે છે, એ બાબતનું વિવેચન કરેલું છે.

જો આત્મા–મન દુર્બળ હોય તો ઇંદ્રિયો તેમને વશ રહેવાને બદલે ઉલટી તેમને વશ કરી દેછે અને તેમને તેમના વિષયોમાં ખેંચી જાય છે, એટલે જીવને–મનને તે વિષયોના ભોગની ટેવ પડે છે અને જીવ જ્યાં ઇંદ્રિયોના વિષયોના ભોગમાં પડયો કે તેનું આવી બન્યું. કેમકે તે બધા ભૌતિક હોવાથી આત્મ સુખશાંતિનો અભાવ કરી નાખે છે અને ન હોય તેવાં સંતાપજનક–ઉદ્વેગ પ્રદ પરિણામો ઉત્પન્ન કરે છે. ઇંદ્રિયોને વશ બનેલું મન–પ્રજ્ઞા–બુદ્ધિ જીવ–તદ્દન દુર્લભ બની જઈ બધી જ્ઞાનશક્તિ–વિવેકશક્તિ ગુમાવી બેસે છે અને જ્યાં જ્ઞાનશક્તિ ગઇ કે પછી સર્વસ્વ ગયું સમજવું. માણસને સન્માર્ગે દોરનાર–સત્કર્મ પ્રેરનાર તેનું સત્ય સંબંધી જ્ઞાન છે અને જો જ્ઞાન ન હોય–અજ્ઞાન હોય તો પછી કુમાર્ગે–અપકર્મમાં–અધર્મમાં ચડી જવાય છે અને તેનાં પરિણામે અનેક પ્રકારનાં શારીરિક તેમજ માનસિક દુઃખો ભોગવવાં પડે છે. જો ઇંદ્રિયોને લગારપણ સ્વતંત્રતા આપવામાં આવે–એકાદી ઇંદ્રિયને પણ સ્વતંત્ર થવા દેવામાં આવે તો તેથી તે બુદ્ધિ–મન–જીવને વિષયોના ભોગમાં લપટાવી દેછે અને તેમાં લપટતાં બુદ્ધિ–મન નષ્ટ થાય છે. જ્યાં બુદ્ધિ–મન નષ્ટ થાય કે પછી સર્વ બાબતનો વિનિપાતજ આવે છે.

ઈંદ્રિયોના વિષયોનો ભોગ કરવાથી તેમની કામના તૃપ્ત થઇ બંધ પડી જતી નથી પરંતુ ઉત્પત્તિ તેની વૃદ્ધિના નિયમે ભોગ કરવાથી બીજા ભોગની લાલસા ઉત્પન્ન થાય છે, અને એ મુજબ ક્રમે ક્રમે ભોગ વાસના વધી પડે છે અને પછી તે કામના-વાસનાનો કદિ પણ અંત આવતો નથી. કામનાનો અંત આણવાનો ખરો માર્ગ કામ્ય વસ્તુઓનો ભોગ નથી પરંતુ કામ્ય વસ્તુઓની કામના-ઇચ્છા મારવી એ છે. ઈંદ્રિયોના વિષયો તેમના ભોગથી છુટવાને બદલે ઉલટા દહાડે દહાડે વધી પડે છે, પરંતુ જો તેમના માટે ઉદ્‌ભવતી કામનાને મૂળમાંથીજ છેદી નાખી હોય અને ભોગનો ત્યાગ કર્યો હોય તો જ તેનાથી છુટાય છે. દુષ્મન-દુર્ગુણ-દુર્વાસના-વિષય ભોગની કામનાને ઉગતાંજ છેદી નાખવાં જોઇએ કે તે વકરવા એટલે વધવા પામેજ નહીં અને હેરાન કરી શકેજ નહીં. ભોગનો ત્યાગ એટલે છેકજ પરિત્યાગ નહીં પરંતુ નિષ્કામના-નિર્લેપન પૂર્વક મિતભોગ એમ સમજવું. કેમકે તદ્દન ભોગનો પરિત્યાગ કરવાથી તો કામના ઉલટી તીવ્રતર બને છે. માટે સત્યનાં જ્ઞાનને અનુસરી સત્કર્મો કરી તે વડે જે ભોગ પ્રાપ્ત થાય તેનો સંતોષ-નિષ્કામના-નિઃસંગતા પૂર્વક મિતભોગ કરવો એટલે તેના પ્રત્યે આસક્તિ થવા પામે નહીં. બંધનમાં નાખનાર-ભોગમાં લુબ્ધ બનાવનાર ભોગ પ્રત્યેની આસક્તિ-કામના-પ્રીતિ છે. કામના વગર નિષ્કામ રીતે સન્માર્ગે જતાં જે કાંઇ ભોગ પ્રાપ્ત થાય તે સંતોષપૂર્વક ખાસ આવશ્યક હોય તેટલા પુરતા કરવા એ ખરી ત્યાગવૃત્તિ છે. સમુળગો ત્યાગ એ ત્યાગરૂપે પરિણામતો નથી તેથી તો ઉલટી વાસના-કામના વધી પડે છે. જેને દૂર કરવી છે તેજ જે માર્ગે ઉલટી વધી પડે તે માર્ગ ઉચિત ગણાય નહીં માટે તે માર્ગનો ત્યાગજ કરવો જોઇએ.

ઈંદ્રિયોની સત્તા વિદ્વાન તેમજ અવિદ્વાન સર્વ ઉપર એક સરખીજ ચાલે છે. ભલે ગમે તેવો વિદ્વાન હોય પરંતુ જો તે ઇંદ્રિયોને

વશ થાય તો તેવી વિદ્યા—જ્ઞાન ઇંદ્રિયોને વશ થવાનાં પરિણામે નષ્ટ થઇ જાય છે અને પછી તેને વિદ્યા-જ્ઞાનનું દેવાળું કાઢવું પડે છે. ભલે અવિદ્વાન હોય પરંતુ જો ઇંદ્રિયો ઉપર કાબુ હોય તો તે ખરૂં જ્ઞાન છે. ઘણા અભણ સાધુઓ થઇ ગયા છે પરંતુ તેમનાં સંયમી-સાદાં-નિષ્કામ-નિર્લેપ-નિઃસંગ ચારિત્ર્યો વડે તે ધર્મના ઇતિહાસમાં અમર થઇ ગયા છે. ઇંદ્રિયો ઉપર વિજય એજ ખરી સાધુતા છે. તેમાં વિદ્વત્તાની કંઇ જરૂર નથી-ફક્ત આત્મબળની જરૂર છે.

ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો માણસને સાધવાના છે. અર્થનો અર્થ—લક્ષ્મી-સુખોત્પાદક સાધન એવો થાય છે. શરીર ક્ષીણ ન થવા પામે એવી રીતે સત્કર્મો કરીને ઇંદ્રિયોને વશ રાખી સઘળા પ્રકારના અર્થ એટલે સુખોત્પાદક સાધનો સાધવાં જોઇએ. ઇંદ્રિયોને વશ રાખવાથીજ આ ચારે પુરૂષાર્થો-પદાર્થો સાધી શકાય છે-ઇંદ્રિયોને વશ બનવાથી સાધી શકાતા નથી. આ કારણથી ઇંદ્રિયોને વશ રાખવાનો હમેશાં પ્રયત્ન કરી તેમાં સફળ થવું એ સર્વ આત્મિક સુખશાંતિનું અછેદ્ય મૂળ છે. કામ-ક્રોધ-લોભ-મોહ-મદ-મત્સર-વિષાદ આદિ દુર્ગુણો ઇંદ્રિયોનાંજ કાર્યો-વિષયો છે. ઇંદ્રિયોને તે વિષયોમાંથી નિરોધવી એ સુખશાંતિ માટે આવશ્યક છે.



## અધ્યાય ૧૪ મો.

(૧)

**यदा न कुरुते पापं सर्वभुतेषु कर्हिचित् ।**
**कर्मणा मनसा वाचा ब्रह्म सम्पद्यते तदा ॥**

महाभारत आदि पर्व ७६–५१.

**અર્થાત્**—મનુષ્ય જ્યારે મન–વચન કે કર્મવડે કોઇ પણ પ્રાણી પ્રત્યે દુર્વર્તન–પાપાચરણ કરતો નથી ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

મન–વચન કે કર્મવડે કોઇનુંય કાંઈ પણ અહિત ન કરવું એ અહિંસા છે. અહિંસા એ પુણ્ય છે. જ્યારે હિંસા એટલે કોઇનું કાંઇ પણ બુરૂં મન–વચન કે કર્મવડે કરવું એ છે. જ્યારે માણસનું આખુંય જીવન અશેષ રીતે અર્થાત્ પૂર્ણતઃ અહિંસક બની જાય અને યથાશકિત સર્વની સેવામાં–સર્વને સહાય આપવામાં પરાયણ બની જાય ત્યારેજ બ્રહ્મની પ્રાપ્તિ થઇ શકે છે.

(૨)

**पुण्यं कुर्वन् पुण्यकीर्तिः पुण्यस्थानं स्म गच्छति ।**
**पुण्यं प्राणान् धारयति पुण्यं प्राणदमुच्यते ॥**

महाभारत. आदि पर्व १५७–४५ અને उद्योग पर्व ३४–६४.

**અર્થાત્**—પુણ્યકર્મ–સત્કર્મ–પરોપકાર કરવાથી માણસ પવિત્ર કીર્તિ મેળવે છે અને પુણ્ય–પવિત્ર સ્થાનમાં જાય છે. પુણ્ય જીવનો પ્રાણ ધારણ કરે છે–પુણ્ય પ્રાણદાતા કહેવાય છે.

જીવતા રહેવાનું સાધન પ્રાણ છે. સ્વચ્છ પ્રાણ શરીરને ગતિમાન રાખે છે. એન્જીનને જેમ વરાળ–વિજળી કે ગેસ ચલાવે છે તેમ

આપણાં શરીર રૂપી કારખાનાનાં એન્જીનરૂપી હૃદય તથા યંત્રોરૂપી બીજા અવયવોને ગતિમાં રાખનાર પ્રાણરૂપી વરાળ-બળ જ છે. પુણ્ય એટલે સત્ય. સત્ય એટલે કુદરતનો અવિકાર સનાતન નિયમ. કુદરતના નિયમો-સત્યને અનુસરવાથી પ્રાણ સ્વચ્છ અને સબળ બને છે. સબળ પ્રાણ શરીરને સુગતિમાન રાખે છે; જ્યારે સ્વચ્છ પ્રાણ શરીરમાંથી રોગનું ઝેર કાઢી નાખી શરીરને આરોગ્ય કરી તત્વોથી ભરે છે. સર્વ જગત ઇશ્વરમય-ઇશ્વરસ્વરૂપ હોવાથી સર્વ પ્રત્યે સદ્વર્તન રાખવું-સર્વની યથાશકિત સેવા કરવી-સર્વને યથાશક્તિ સહાય આપવી એ પુણ્ય કર્મ છે. એવાં સદ્વર્તનશીલ માણસનો પ્રાણજ સ્વચ્છ અને સબળ બને છે. પ્રાણ ઉપર મન-અંતઃકરણની અસર થાય છે. અંતઃકરણ દુષ્ટ વિચારો-કુતર્કો-મલિન વાસના પોષનારૂં હોય તો પ્રાણ પણ મલિન બની હૃદયમાં મેલ ભરે છે અને હૃદયમાં ભરાયેલો મેલ લોહીને મલિન બનાવે છે અને લોહી આખા શરીરમાં ફરી તેને મલિન બનાવે છે. મલિન અવયવો મલિન કર્મ જ કરી શકે છે. આપણાં જીવનની નિર્મળતા-પવિત્રતા-સબળતાનો આધાર અંતઃકરણ ઉપર છે. જો અંતઃકરણમાં હમેશાં પવિત્ર વિચારો પવિત્ર ઇચ્છા-પવિત્ર કાર્યવૃત્તિ હોય તો સકળ કરણી પવિત્ર બને છે અને પવિત્ર કરણીથી આત્મિક સુખ શાંતિરૂપી બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

## ( ૩ )

**पापं चिन्तयते चैव ब्रवीति च करोति च ।**
**तस्याधर्मे प्रविष्टस्य गुणा नश्यन्ति साधवः ॥**

महाभारत. वन पर्व. २०९-९

**અર્થાત્**—જે માણસ અધર્મમાં અનુષ્ઠિત બની પાપનું ચિંતન-વિચાર કરે છે, પાપની વાત કરે છે અને

પાપનું કર્મ કરે છે (મન–વચન અને કર્મ પાપમાંજ રોકે છે) તેના સઘળા સદ્દગુણો નષ્ટ થાય છે.

(૪)

**ये पापानि न कुर्वन्ति मनोवाक्‌कर्मबुद्धिभिः ।**
**ते तपन्ति महात्मनो न शरीरस्य शोषणं ॥**

महाभारत. वन पर्व. १९९–९८.

**અર્થાત્**—જેઓ મન–વચન–કર્મ તેમજ બુદ્ધિ–જ્ઞાનથી બિલકૂલ પાપાચરણ કરતા નથી તે મહાત્માઓનું તેવું વર્તન એજ તપ છે. શરીરનું શોષણ કરવું (–શરીરને અમુક સ્થિતિમાં અમુક વખત સુધી જડ રીતે રાખવું અને તેવી રીતે કષ્ટ આપવું–) એ કાંઇ ખરી તપશ્ચર્યા નથી.

મન–વચન–કર્મ–બુધ્ધિમાં કિંચિત્ માત્ર પણ પાપ કર્મ–અસત્યનો પ્રવેશ થયો કે પછી તે–ક્રમશઃ વધી પડી પરિણામે સત્ય–સદ્દગુણો એક પછી એક નષ્ટ થવા માંડે છે. બુધ્ધિ–મન–વચન કે તન વડે લેશ પણ અસત્ય ન કરવું એજ ખરો તપ છે. તપ એટલે ઉત્સાહ ઉષ્ણભાવ પૂર્વક સત્ય પ્રત્યે સંનિષ્ઠ–આર્દ્ર–પરાયણ રહેવું એ. તપ એટલે ઉષ્ણતા. તેથી ઉષ્ણભાવ અર્થાત્ ઉત્સાહ–પ્રીતિપૂર્વક જે સત્કર્મ કરવામાં આવે તે તપકર્મ કહેવાય. સાધુ બાવાઓ ઇશ્વર–જગત–જીવન જીવન ધ્યેય-ધર્મ કશાંયનાં ખરાં જ્ઞાન વગર કેવળ જડ રીતે શરીરને કે તેના કોઇ ભાગને અમુક સ્થિતિમાં અમુક વખત રાખે છે, અથવા બીજી રીતે શરીરને કષ્ટ આપે છે, તે કાંઇ તપ નથી, પરંતુ તે અજ્ઞાનનુંજ પ્રદર્શન છે. સામાન્ય જીવન વ્યવહારમાં સત્યનો અભાવ ન હોવા દેવો અને મન–વચન–કર્મમાં અસત્ય જરા પણ ન આવી જાય તેની બરાબર કાળજી રાખવી અને આવવા પામે તો તુરત પકડી કાઢી દૂર કરવું એ તપશ્ચર્યા છે. સાધુબાવાઓ ઉનાળામાં અમુક વખત

સુધી ફરતી આગ કરી બેસે છે–કે તપતી રેતીમાં બેસે યા સુવે છે, કે કાંતો એક પગે ઉભા રહે છે, કે એક હાથ ઉંચો કરી બેસે છે કે એવી અનેક ચેષ્ટાઓ કરે છે, અને તે દરમિયાન માળા ફેરવે છે કે મુખેથી જપ કરે છે. અમુક મુદત સુધી એમ કરી તે મુદત પુરી થયે તેની સિધ્ધિની ઉજવણી કરે છે. સાધારણ હોમ તથા બ્રહ્મ ભોજન કરી કૃતકૃત્ય થાય છે. તે માટે ગામ લોકો પાસેથી ફાળો ઉઘરાવે છે, અને ઉજવણી કરતાં વધે તે ધન મજાથી ગોલકમાં મૂકી રવાના થાય છે. કેટલાકો તો દરેક ગામે આવો ધંધો લઇ બેસે છે. અને નિરાંતે સારી સરખી રકમ એકઠી કરી વતનમાં જઇ કુટુમ્બી-જનો સાથે આનંદ કરે છે. કેટલાક અજ્ઞાની સાધુ બાવાઓ સાચા પણ હોય છે. એવી તપશ્ચર્યા એ મોક્ષ પ્રાપ્તિનો–બ્રહ્મ દર્શનનો–ઇશ્વ-રાનુગ્રહનો ખરો માર્ગ છે, એવું પ્રમાણિક રીતે માનીને તેઓ તે કરે છે, પરંતુ તે બધુંય અજ્ઞાનમય–જડ યંત્રવત્ હોવાથી નિરર્થક છે. તેથી ચારિત્ર્ય સુધરતું નથી. ચારિત્ર્યમાં યત્કિંચિત પણ અસત્યને ન રહેવા દેવું અને ઝાડી ઝપટીને કાઢી નાખવામાં ઉષ્ણભાવ–ઉત્સાહ પ્રીતિપૂર્વક ઉદ્યોગી રહેવું એજ ખરી તપશ્ચર્યા છે, અને બુદ્ધિ–મન વચન અને કર્મમાં અસત્યનું અણું પણ ન હોવું એ તે તપશ્ચર્યાની સિદ્ધિ છે. તેને માટે અમુક મુદત નિયત હોઇ શકતી નથી, પરંતુ શરીર મરણ પામે ત્યાં સુધી બુદ્ધિ–મન–વચન–કર્મમાં અસત્યનો અભાવ જ રાખવામાં લક્ષપૂર્વક પ્રવૃત્ત રહેવું એ તપ છે. એવાં ચારિત્ર્ય વડે જીવનમાં આત્મિકસુખશાંતિ રહે એજ તેની સિદ્ધિ અને આત્મા-ઇશ્વર તેથી રાજી રહે એજ બ્રહ્મ ભોજન છે.

( ૫ )

**प्राज्ञो धर्मेण रमते धर्मश्चैवोपजीवति।**
**धर्मात्मा भवति ह्येवं चित्तश्चास्य प्रसीदति॥**

**महाभारत. वन पर्व.** ૨૦૮–૪૬ અને ૨૦૮–૪૫.

**અર્થાત્—પ્રજ્ઞ–બુદ્ધિશાળી–જ્ઞાની મનુષ્યો ધર્મમાં રમણ કરે છે. અર્થાત્ ધર્માચરણ કરવામાંજ આનંદ પામે છે, તેઓ આજીવિકા પણ ધર્માચરણ વડેજ મેળવે છે. આવી રીતે જે માણસ ધર્માત્મા એટલે સંપૂર્ણ ધર્માચારી થાય છે, તેમનું ચિત્ત–મન–અંતર–આત્મા સદા આનંદ ભોગવે છે.**

જેને સત્યનું ખરૂં જ્ઞાન થાય છે તે ધર્માચાર સિવાય ઇતર કર્મ કરતા નથી. ધર્માચારની ટેવ પાડી અધર્માચરણને અસંભવિત બનાવે છે. એકવાર જે કરવાની ટેવ પડી જાય એટલે તે નિવારી તેનાથી વિપરીત હોય તેવું કાંઇ કરી શકાતું નથી. ટેવની એવી સત્તા–બળ છે. જેને ધર્માચરણની ટેવ પડી હોય તેના હાથે અધર્માચરણ થઇ શકતું નથી, કેમકે કોઇ વાર એવું ન કરેલું હોવાથી તેને તે આવડતુંજ નથી. તે મુજબ અધર્માચરણની ટેવ પડી હોય તેનાથી ધર્માચરણ થઈ શકતું નથી. એક ટેવ બદલી જુદા પ્રકારની ટેવ ઉત્પન્ન કરવામાં ઘણોજ પરિશ્રમ પડે છે, અને જો અંતરનો ખરો ભાવ–પ્રીતિ–ઉત્સાહ ન હોય તો તેવો પરિશ્રમ ઉઠાવવામાં આવતો નથી. અધર્મી આવા કઠિન પરિશ્રમ કરવાની વૃત્તિના અભાવેજ ધર્મથી પરાંગમુખ રહી જાય છે. ધર્મી તો અધર્મ માટે એવો પરિશ્રમ ન કરે એ દેખીતુંજ છે. જ્ઞાનનો વિકાસ થયો હોય, જેને સત્યાસત્ય, શ્રેયાશ્રેય–હિતાહિત જ્ઞાન હોય એજ ધર્માચરણમાં પ્રવૃત્ત થાય છે, એટલે તે અધર્મમાં રહેલાં અસત્ય–અહિત–પાપ સમજી શકતો હોવાથી અધર્માચરણની કદિ પણ સ્વપ્નમાં પણ વૃત્તિ કરતો નથી, તો આચરણ તો કરેજ શાનું ? ધર્માચરણ વડે આત્માનો અલૌકિક આનંદ તજી તે અધર્મ વડે ઉત્પન્ન થતાં અવનતકારી ભૌતિક સુખોથી કદિ પણ લલચાતો નથી. ભૌતિક સુખોનો તે તિરસ્કારપૂર્વક પરિત્યાગ કરે છે, એમ નહીં પરંતુ ભૌતિક સુખો પાછળ ભટકી ગમે તેવાં આચરણ વડે પણ તેમને મેળવવામાં

તે ઉદ્યુક્ત થતો નથી. ધર્માચરણ કરતાં સહજ રીતે જે ભૌતિક સુખ પ્રાપ્ત થાય તેનો તે સંતોષપૂર્વક મિત ભોગ ખુશીથી કરે છે. શરીર એજ ધર્માચરણ કરી આત્માનંદ મેળવવાનું સાધન–ઓજાર હોવાથી તે સબળ–સ્વસ્થ–સક્રિય રહે તેટલા પુરતું જે ભૌતિક સુખ હોય તેનો તે ભોગ કરે છે, અને તે પણ ભોગની લાલસાથી નહીં પરંતુ શરીરની પુષ્ટિના હેતુથી નિષ્કામ રીતે. તે ઉપરાંતનાં સુખને તે હમેશાં વર્જે છે. પોતાની પાસે સંતોષ પૂર્વક નિષ્કામ મિતભોગ કરતાં કાંઇ વધે છે તો બીજાને જેને તેની કુદરતી રીતે આવશ્યકતા હોય તેને તે આપી દે છે. આવી આત્માનંદની સતત સ્થિતિ, જો આચરણ ધર્મમય–સત્યમય ન હોય, તો ઇશ્વરની ગમે તેટલી સ્તુતિ–પ્રાર્થના–નામ સ્મરણ નામ રટણ કરે, કે આગળ કહેલા અજ્ઞાન ભર્યાં તપ કરે, કે અપાત્રે દાન કરે, કે તીર્થ યાત્રા કરે, કે યજ્ઞહોમાદિ કરે, કે બ્રહ્મભોજન કરે, કે વ્રત પાળે, કે એવાં એવાં જડયંત્રવત્ બાહ્યાચારણ કરે તોપણ આત્માનંદ–મોક્ષની સ્થિતિ કદિ પણ પ્રાપ્ત થતી નથી. માણસને સત્યનું જ્ઞાન પામી–દરેક કાર્ય–વ્યવહારમાં સત્યનું અનુસરણ કરવું અને અસત્ય ન આવવા પામે તેની ચિંતા કરવી અર્થાત્ કાળજી રાખવી એજ બસ ઇતિકર્તવ્ય–સકળ ધર્મ છે. આ સિવાયનો બીજો બધો આચાર વ્યર્થ–વિપથગામી અને અજ્ઞાનોત્પન્ન છે. એક બાજુ ઇશ્વરને ભજે છતાં આચરણમાં–વિચારણમાં સત્યનો છાંટો ન હોય તો એ ઇશ્વરભજન શા કામનું ? શું એ ઇશ્વરને છેતરવાનો યત્ન નથી ? દરેક વસ્તુની પ્રાપ્તિ પોતાનાં આચરણદ્વારાજ થાય છે–બીજી આડકતરી રીતે કશુંય મળતું નથી એવો ઇશ્વરનો પોતાનોજ નિયમ છે તો શું ઇશ્વર અધર્મીની સ્તુતિ કે પ્રાર્થનાથી એ નિયમનો ભંગ કરી, અધર્મી માત્ર મોઢાંની કે મનની પ્રાર્થનામાં માગે તે આપી દે ખરો ? એમ છતાં જાતે આચરવું નહીં પણ ઇશ્વર પાસે માગવું એ શું ઇશ્વરની હાંસી કરવા જેવું નથી ? જાત મહેનત–સ્વકર્મ–આચરણ એજ હરકોઇ બાબતની પ્રાપ્તિનું મૂળ છે. તે સિવાય બધુંય વૃથા છે એ ચોક્કસ સમજવું.

( ६ )

**यस्यात्मा विरत: पापात् कल्याणे च निवेशितः ।**
**तेन सर्वमिदं बुद्धं प्रकृतिर्विकृतिश्च या ॥**

महाभारत. उद्योग पर्व. ३७–४९ અને ३६ ४९.

**અર્થાત્**—જેનો આત્મા પાપથી વિરત એટલે મુક્ત અને કલ્યાણ કર્મ–પુણ્ય કર્મ–ધર્માચરણમાં નિવેશિત એટલે રત–નિયુક્ત થયો છે. તે પ્રકૃતિ એટલે સ્વભાવ સિદ્ધ–સત્ય શું અને વિકૃતિ એટલે સ્વભાવથી વિપરીત–અસત્ય શું તે બરાબર–સમજી પારખી શકે છે.

( ૭ )

**प्रज्ञाचक्षुर्नर इह दोषान्नैवानुरुध्यते ।**
**विरज्यते यथाकामं न च धर्मं विमुञ्चति ॥**

महाभारत. वन पर्व. २०८–५०

**અર્થાત્**—જેણે પ્રજ્ઞાચક્ષુ મેળવ્યું હોય છે તે કોઇ દોષમાં અનુરૂદ્ધ થતો નથી એટલે કે કોઇ પાપમાં પડતો નથી–કાંઇપણ અધર્માચરણ કરતો નથી. તે પોતાની ઇચ્છા પ્રમાણે કામ એટલે ભાૈતિક સુખોની કામનાનો પરિત્યાગ કરે છે, પરંતુ ધર્મનો લેશ પણ ત્યાગ કદિ કરતો નથી.

( ૮ )

**वार्यमाणोऽपि पापेभ्यः पापात्मा पापमिच्छति ।**
**चोद्यमानोऽपि पापेन शुभात्मा शुभमिच्छति ॥**

महाभारत. उद्योग पर्व. १३९–८ અને १३८–८

**અર્થાત્**—જે પાપાત્મા હોય છે તે પાપથી નિવારિત મુક્ત થયા છતાં પણ પછીથી પાછો પાપની ઇચ્છા કર્યા

બગર રહેતો નથી. જ્યારે જે ધર્માત્મા હોય છે તે કારણ વશાત્ કોઇ પાપ પ્રવૃત્તિમાં પડી ગયો હોય તો તેમાંથી જલદી છુટવાની અને શુભ કર્મ કરવાની ઇચ્છા કરે છે.

( ૯ )

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतो वधीत् ॥**

मनुसंहिता. ८–१५. અને वनपर्व. ३१२–१२८.

**અર્થાત્**—જે મનુષ્ય ધર્મને નષ્ટ કરે છે તેને ધર્મ નષ્ટ કરે છે, અને જે ધર્મનું રક્ષણ કરે છે તેનું ધર્મ રક્ષણ કરે છે. તેથી ધર્મનો નાશ કરવો નહીં. ધર્મ હત થયાથી આપણોજ નાશ થાય છે.

( ૧૦ )

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥** मनुसंहिता.

**અર્થાત્**—મનુષ્યનો સુહૃદ્ અર્થાત્ હિતકારી મિત્ર બંધુ માત્ર એકલો ધર્મજ છે. કે જે મૃત્યુ પશ્ચાત્ પણ સાથેનો સાથે રહે છે. ધર્મ સિવાય ઇતર સર્વનો શરીરના નાશ સાથે નાશ થઇ જાય છે.

ધર્મ એટલે સત્ય અથવા સ્વભાવ-ગુણ અને તેથી ઉલટું તે અધર્મ. દરેક તત્વ ( પાંચ મહાભૂતો–મન–બુદ્ધિ–જીવ ) તેના ઇશ્વર નિયત–સ્વાભાવિક–કુદરતી ગુણ અથવા સ્વભાવ અથવા ધર્મથી યુક્ત છે. તે તત્વ તેનામાં સ્વાભાવિક રીતે રહેલા એવા ગુણ ધર્મ સ્વભાવના પ્રભાવ વડેજ તેનું નિયત કાર્ય નિયમિત રીતે કરે છે. તે તત્વ તેના અમુક કાર્યથી ફારક થાય છે પરંતુ તેના સ્વભાવ ગુણ ધર્મનો અંત

આવી તેનાથી મુક્ત-ફારક થતું નથી. જો એનાથી ફારક થાય તો પછી બીજું કાર્ય કરી શકેજ નહીં. એ ધર્મ ગુણ સ્વભાવ કાયમ રહે છે, તેથીજ તત્વ તેનાં નિયત કાર્યો પરંપરામાં સતત કર્યા કરે છે.

મરણ થતાં પાંચ મહાભૂતો મન બુદ્ધિ અને જીવ એ આઠેય તત્વો એક બીજાથી છુટાં પડી પોતપોતાનાં અનંત સ્વસ્થાન-સજાતીય સમૂહમાં પ્રવિષ્ટ થાય છે. પરંતુ તેમનામાંથી તેમનો ધર્મ-ગુણ ધર્મ નષ્ટ થતો નથી. જ્યારે તેમનો પોતાનો તદ્દન નાશ થાય ત્યારેજ તેમના ગુણધર્મનો પણ નાશ થાય. આ જગતમાં કોઇ પણ મૂળ સ્વરૂપનો નાશ છેજ નહીં. મૂળ સ્વરૂપો અનેક વિકૃતિ ભલે પામે અને એ વિકૃતિઓ ભલે નષ્ટ થાય. પરંતુ મૂળ પ્રકૃતિ નષ્ટ થતી નથી. તે અવિનાશી નિત્યતત્વજ છે. ધર્મગુણ-સ્વભાવ તેનામાં મૂળથીજ અવિચ્છિન્ત અછેદ્ય રીતે અંતરસ્થ રહેલો છે. એટલે તે સદાય તેની સાથે વળગેલો જ રહે છે.

દરેક કાર્ય આ અંતરસ્થ અછેદ્ય રીતે રહેલા ધર્મ-ગુણ-શકિત વડેજ કરી શકાય છે, અને પોતાનાં અસ્તિત્વ સુધી જીવમાં તે કાયમ રહે છે તેથી તેજ જીવનો સહાયક સુહૃદ્ મિત્ર છે. તેના વડેજ સર્વ કાંઈ સત્કર્મ કરી આત્માનંદ પ્રાપ્ત કરી શકાય છે. ભૌતિક પ્રવૃત્તિ કરી ભૌતિક ભોગો પણ તેના વડેજ મેળવી શકાય છે. જે કાર્યમાં તેની સહાય ઉપયોગ લેવામાં આવે તે કાર્ય તે કરી આપે છે. ચોરનો મિત્ર જેમ ચોરને અને સત્કર્મીનો મિત્ર જેમ સત્કર્મીને તેમની એક બીજાની પ્રવૃતિમાં સહાય આપે છે તેમ આ ધર્મ-શકિત-ગુણ દરેક કાર્યમાં જીવને સહાય આપે છે. અરે જીવનું અસ્તિત્વ પણ તે ધર્મ-શકિત-ગુણના આધારેજ છે. એ ન હોય તો જીવ પણ ન હોય તેના વડેજ જીવનું જીવપણું છે. દરેક તત્વોનું એમ સમજવું. એ ધર્મ-ગુણ-શકિત-સ્વભાવના હોવાથીજ દરેક તત્વનું તત્વપણું હોય છે. જો તે ન હોય તો કોઇ તત્વ પણ ન હોય.

શરીર એ જીવ–બુદ્ધિ–મન અને પાંચ મહાભૂતોરૂપી આઠ તત્વોનું સંયોગીકરણ છે. એ આઠ તત્વોએ એકત્ર થઇ એક બીજાનાં સ્વાભાવિક કર્મ ધર્મનું પાલન કરવું એ જીવન છે. તે આઠે તત્વો નિત્ય અમર છે, માત્ર તેમનું એકત્ર થવાપણાંરૂપી શરીર–નામરૂપનો નાશ છે. નામરૂપી શરીર નિષ્ક્રિય થતાં (જેને મરણ કહેવામાં આવે છે) એ આઠે તત્વો તેમાં એકત્ર થઇ સહકારવડે એક બીજાનો ધર્મ બજાવી જીવન વ્યવહાર ચલાવતાં હોય છે તે સહકાર બંધ પડે છે અને એક બીજાંથી છુટાં પડે છે, એટલે કે શરીરરૂપી માળખું વિખરાય છે. એમ થતાં તે આઠે તત્વો છુટાં પડી એક બીજાના અનંગ સમૂહ–અનંત સ્થાનમાં ભળી જાય છે. દરેક તત્વમાં તેનો વિશેષ ધર્મ–ગુણ–શક્તિ સ્વભાવ રહેલો છે અને તે બધાં છુટાં પડતાં એક બીજાના જથ્થામાં પ્રવિષ્ટ થાય છે, તો પણ તે ધર્મ તો તેમનામાં કાયમ વળગેલોજ રહે છે. કેમકે તે ધર્મ તેમનામાં છે ત્યારેજ તેમનું અસ્તિત્વ છે. તેમના અનંત સમૂહમાં પણ એજ ધર્મ અનંત રીતે રહેલો છે, તે આઠમાં જીવ સજ્ઞાન કર્ત્તા તથા કરણીનો જવાબદાર ભોક્તા છે. બીજાં સાત તત્વો તેનાં ઓજાર–સાધનરૂપ સહાયક છે, જીવ સજ્ઞાન કર્તા હોઈ તેનામાં ઇચ્છાની સ્વતંત્રતારૂપી સત્તા રહેલી છે અને તે મુજબ તે ઇચ્છે તે કાર્ય આ સાત તત્વો વડે કરે છે. આ સાત તત્વોમાં ધર્મ–ગુણ ક્રિયા શક્તિ છે પણ તે જડ છે એટલે જીવ તેમને ચલાવે નહીં તો તેમની મેળે ચાલતાં નથી. હથોડીમાં કામ કરવાની જડ શક્તિ તો હોય છે જ પરંતુ કારીગર તેને ચલાવે નહીં તો તે તેની મરજીથી ચાલી શકતી નથી. તેમનામાં સ્વતંત્ર ગતિ કરવાની સત્તા નથી. જીવ આ સાત સાધનોરૂપી શરીરથી છુટો પડી જાય છે અને તેમનાથી વિરહિત બને છે. પરંતુ તેનામાં તેનો પોતાનો જે સ્વતંત્ર ઇચ્છારૂપ સત્તા વડે કર્મ કરવાનો અને કર્મ કરી તેનાં ફળ ભોગવવાનો જે ધર્મ, ગુણ, સ્વભાવ છે તે તો તેનામાં કાયમજ. રહે છે. જેનામાં એવો ધર્મ–ગુણ–સ્વભાવ હોય તે તત્વજ

જીવ ગણાય છે અને એ ધર્મ વડેજ તે બધુંય કરી શકે છે. જીવ શરીરમાં જોડાય છે એટલે જન્મ લે છે અને તેનાથી મુક્ત બને છે એ કાર્ય પણ તેના આ ધર્મ–ગુણ–સ્વભાવને અનુસરીને થાય છે. પ્રથમ એ સાત તત્વો પ્રત્યે રાગ અને પછી છેવટે વિરાગ થવો એ જીવનો નિત્ય અંતરસ્થ અછેદ્ય રીતે રહેલો વિશિષ્ટ ધર્મ–ગુણ–સ્વભાવજ છે તેમજ જીવ ગ્રહણ કરી જે કામમાં લગાડે તે કામ કરી આપવું અને એવી રીતે જીવના તાબામાં રહેવું એવો એ સાત તત્વોનો પણ તેમનામાં અછેદ્ય રીતે અંતરસ્થ રહેલો ધર્મ–ગુણ–સ્વભાવ છે.

કુદરત કહો કે સ્વભાવ કહો કે સત્ય કહો કે ગુણ કહો કે ધર્મ કહો તો તે સર્વ એકજ પર્યાય છે અને ઇશ્વરનાં બનાવેલાં છે, અથવા તે ઇશ્વરજ છે. સામાન્ય વ્યવહારમાં કુદરતના એવા ધર્મ–નિયમ–ગુણ–સ્વભાવ વડેજ બધુંય થાય છે એમ દેખાય છે તે ઉપરથી ઇશ્વર સર્વનો કર્તા–ભર્ત્તા તથા હર્તા ગણાતો હોઇ તે ધર્મ–તે નિયમજ ઇશ્વર સ્વરૂપ છે એમ સમજી શકાય છે.

( ૧૧ )

**न धर्मोऽस्तीति मन्वानाः शुचीनवहसन्ति ये ।**
**अश्रद्धाना धर्मस्य ते नश्यन्ति न संशयः ॥**

महाभारत वनपर्व. २०६–४६.

**અર્થાત્**—ધર્મ જેવું કાંઇ નથી એમ માનનારા જેઓ પવિત્ર કર્મી સાધુઓનો ઉપહાસ કરે છે અને ધર્મ પ્રત્યે અશ્રદ્ધા ધરાવે છે તે નિઃસંશય નાશ પામે છે.

પાછલા શ્લોકમાં ધર્મજ માત્ર નિત્ય–અવિનાશી સત્ય તત્વ છે એમ સંતોષકારક કરીને બતાવી આપ્યું છે. એટલે ધર્મ જેવું કાંઇ નથી એમ માની ધર્મ પ્રત્યે અશ્રદ્ધા–શંકા રાખવી અને ધર્મને માની અનુસરનારા સાધુઓનો ઉપહાસ કરવો એ મૂર્ખાઇ સિવાય બીજું

કાંઇ નથી. મૂર્ખ માણસ વિનાશ અધઃપાત વિપત્તિ-દુઃખ પામે એ દેખીતુંજ છે. એવો મૂર્ખ ધર્માચરણ ન કરતો હોવાથી તેને સુખ શાંતિની પ્રાપ્તિ કદિ થઇ શકતી નથી.

( ૧૨ )

**सुखं ह्यवमतः शेते सुखञ्च प्रतिबुध्यते ।**
**सुखं चरति लोकेऽस्मिन् अवमन्ता विनश्यति ॥**

महाभारत शांतिपर्व. २९९-२६.

**અર્થાત્**—અપમાનિત (જેનુ અપમાન થાય છે તે) માણસ તો સુખેથી શાંત નિદ્રા કરે છે-સુખેથી નિરાંતે જાગે છે અને સુખ પૂર્વક જીવન વ્યવહાર ચલાવ્યાં કરે છે પરંતુ જે અપમાન કરનાર છે તેનો તો વિનાશજ થાય છે.

અપમાનિત થવું એ કાંઈ અપરાધ નથી એટલે અપમાનિતને કોઇ અપરાધની શિક્ષા ભોગવવાની ન હોઇ તે સુખેથી બધુંય કરે છે પરંતુ કોઇનું અપમાન કરવું એ અપરાધ છે અને અપમાન કરનારને તેની શિક્ષા ભોગવવાની હોવાથી તે દુઃખ પામે છે. કોઇનું અપમાન કરવાથી તે માણસ પોતાનો વેરી બની પોતાને કાંઇક હાનિ પહોંચાડશે એવી ચિંતારૂપી દુઃખમાંજ છેવટ રોજ રહેવું પડે છે. આ કારણથી કોઈનું નાહક અપમાન કરવું ઇષ્ટ નથી.

( ૧૩ )

**पापं कुर्वन् पापकीर्तिः पापमेवाश्नुते फलम् ।**
**पुण्यं कुर्वन् पुण्यकीर्तिः पुण्यमत्यन्त मश्नुते ॥**

**महाभारत उद्योग पर्व. ३५-७१.**

**અર્થાત્**—પાપાચરણ કરવાથી અપકીર્તિ થાય છે, અને અશુભ ફળ ( દુઃખ ) ભોગવવું પડે છે. પુણ્યાચરણ

કરવાથી સત્કીર્તિ થાય છે. અને અત્યંત શુભ ફળ (સુખ) મળે છે.

( ૧૪ )

**तस्मात् पापं न कुर्वीत पुरुषः शंसितव्रतः।**
**पापं प्रज्ञां नाशयत्ति क्रियमाणं पुनः पुनः**

महाभारत उद्योग पर्व. ३४–६२.

**અર્થાત્**—તેથી મનુષ્યે કૃત પ્રતિજ્ઞ–કૃત નિશ્ચયી બની પાપ ન કરવું જોઇએ. પુનઃ પુનઃ પાપ કરવાથી પ્રજ્ઞા–બુદ્ધિ તદ્દન નષ્ટ થઇ જાય છે.

પાપ અર્થાત્ અપકર્મ–અધર્મ વડે કેટલીકવાર ભૌતિક સુખ મળે છે અને માણસ તેમાં આસક્ત બની પાપાચારમાં કાયમ ઉતરી પડે છે. તેની તૃષ્ણા થતાં કદિ તૃપ્તિ થતી નથી એટલે દિનપ્રતિદિન ભૌતિક સુખની લાલસા વધતી જાય છે તેમ તેમ પાપાચાર પણ વધતો જાય છે. ભૌતિક સુખ અલ્પ જીવી હોય છે તેથી થોડા વખતમાંજ ખલાસ થાય છે, અને તેના ઉપર રાગ ઉત્પન્ન થયો હોય તો એક ખલાસ થતાં બીજાની ઇચ્છા થાય છે એટલે તેની પ્રાપ્તિ માટે પાપ કરવું પડે છે. આવી પરંપરા વડે પાપ વધી પડે છે. ભૌતિક સુખ પાછળ ભમવાથી આત્મિક સુખ શાંતિ નષ્ટ થાય છે. પાપથી ભૌતિક સુખ મળવા સાથે ભૌતિક દુઃખ પણ મળે છે અને પાપની શિક્ષાથી બચવા માટે તજવીજ કરવામાં માનસિક ચિંતા–અશાંતિ–ભીતિરૂપી દુઃખ ઉત્પન્ન થાય છે. જેમ પાપ વધે છે તેમ એ માનસિક દુઃખ વધતું જાય છે. પાપ કરવાની દૃઢ ટેવ પડી જતાં સદ્દબુદ્ધિ છેક નષ્ટ બની જાય છે એટલે પુણ્ય કરતાં આવડતુંજ નથી અને પાપાત્મા કાયમ માનસિક તેમજ શારીરિક દુઃખથીજ બંધા-

એલો રહે છે. આત્માનંદ—માનસિક સુખ શાંતિનો સ્વાદ તેને કદી પણ મળતો નથી. આ કારણસર માણસે પાપ લેશ પણ નહીં કરવાનો દૃઢ નિશ્ચય કરવો જોઇએ.—દૃઢ પ્રતિજ્ઞા કરવી જોઇએ. અને પ્રતિજ્ઞા નિશ્ચય માત્ર માનસિક કે વાચિક નહીં રાખતાં આચારભૂત—કૃતિભૂત કરવી જોઇએ. હરકોઇ ઇચ્છા કે વિચાર કે વચન જ્યારે કૃતિભૂત થાય ત્યારેજ તેને ફળ આવે છે. બીજમાં ફળનો સંભવ છે પરંતુ બીજને વાવી તેમાંથી વૃક્ષ ન ઉગાડવામાં આવે તો ફળ થતુ નથી, તે મુજબ ઇચ્છા વિચાર—વચન એના માત્ર બીજરૂપ છે. આચાર કૃતિરૂપ વૃક્ષ હોય ત્યારે તેને ફળ આવે. કૃતિ વગર એકલું જ્ઞાન પણ વ્યર્થ છે. શુષ્ક જ્ઞાનથી કાંઇ ફળ મળતું નથી. જ્ઞાનને ઇચ્છા બાદ આચારભૂત કરવામાં આવે ત્યારેજ તેનું શુભ ફળ મળી શકે છે.

આજકાલ આપણે જ્ઞાનને આચારભૂત અલ્પ કરીએ છીએ. માત્ર જ્ઞાન વિષે વાદવિવાદ કે વિચારવિનિમય કરી શુષ્ક આનંદ લઇ કૃતકૃત્ય થઇએ છીએ. જ્ઞાન ફક્ત વાણીવિલાસનોજ વિષય થઈ પડયું છે પરંતુ વાણીવિલાસ એ ભૌતિક છે. આત્મા તેથી આનંદ પામતો નથી. જ્ઞાનને આચારભૂત કરવામાં આવે અને સત્કર્મ કરવામાં આવે ત્યારેજ સત્કર્મનાં શુભ ફળ જોઇ આત્મા આનંદ પામે છે.



## અધ્યાય ૧૫ મો.

### (૧)

**निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।**
**अनास्तिकः श्रद्दधानः एतत् पण्डितलक्षणम् ॥**

महाभारत. उद्योग पर्व. ३३–२२

**અર્થાત્**—જે પ્રશસ્ત ધર્મનું અનુસરણ કરે છે અને અપકર્મનો પરિત્યાગ કરે છે, તથા અનાસ્તિક ( આસ્તિક ) અને શ્રદ્ધાવાન હોય છે, તેજ પંડિત–જ્ઞાની હોય છે.

જેને સત્યનું જ્ઞાન થયું હોય છે અને જેને સત્યમાં શ્રદ્ધા હોય છે તેજ સુધર્મ–સત્કર્મનું અનુસરણ અને અધર્મ–અપકર્મનો પરિત્યાગ કરે છે. સત્યનું જ્ઞાન હોવા ઉપરાંત તેના પ્રત્યે આસ્થા તથા શ્રદ્ધા હોવી જોઇએ કે સત્ય એજ નિત્ય–સત્ય તત્વ છે, અને તેના વડેજ સુખ શાંતિ મળી શકે છે. આવી શ્રદ્ધા વગર તો જ્ઞાન હોય તો પણ સત્યનું અનુસરણ થઇ શકતું નથી. શ્રદ્ધા વગર પ્રીતિ અને પ્રીતિ વગર શ્રદ્ધા આવી શકતી નથી, જ્ઞાન અને કર્મ જેમ એક બીજાનાં કાર્ય તેમજ કારણરૂપ છે અને તે બે પૈકી મૂળ એક કયું તે ચોક્કસ થતું નથી, તેમ પ્રીતિ અને શ્રદ્ધાનું પણ છે. ઇશ્વર પ્રત્યે પ્રીતિ અને શ્રદ્ધા હોય તે આસ્તિક ગણાય છે. ઇશ્વર સત્યસ્વરૂપ છે એટલે સત્ય પ્રત્યે પ્રીતિ અને શ્રદ્ધા હોય ત્યારેજ ઇશ્વિર પ્રત્યે આસ્તિકતા ગણાય. તેમજ સત્યને જાણી તેનું અનુસરણ કરવામાં આવે એજ ઇશ્વર પ્રત્યે પ્રીતિ–પૂજ્યભાવ અને ઇશ્વિરની ઉપાસના ભક્તિ ગણાય.

( ૨ )

**एको धर्मः परं श्रेयः क्षमैका शान्तिरुत्तमा ।**
**विद्यैका परमा तृप्तिरहिंसैका सुखावहा ॥**

महाभारत. उद्योग पर्व. ३२–५६.

**અર્થાત્**—ધર્મ એકજ પરમ શ્રેયસ્કર સાધન છે, ક્ષમા એકજ ઉત્તમ શાંતિ છે, વિદ્યા એકજ પરમ તૃપ્તિ છે. અને અહિંસા એકજ સુખાવહ–સુખદાયક છે.

( ૩ )

**शुभाशुभ फलं कर्म मनोवाग्देहसम्भवम् ।**
**कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥**

मनुसंहिता. १२-३

**અર્થાત્**—માનસિક-વાચિક અને શારીરિક એ ત્રણ પ્રકારનાં કર્મથી શુભ તેમજ અશુભ ફળ ઉત્પન્ન થાય છે, અને મનુષ્યની ઉત્તમ-મધ્યમ અને અધમ એવી ત્રણ જાતની ગતિ પણ એ કર્મ વડેજ થાય છે.

( ૪ )

**परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्टचिन्तनम् ।**
**वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ।**

मनुसंहिता. १२-५.

**અર્થાત્**—પરદ્રવ્ય મેળવવામાં અભિધ્યાન-આલોચના ઇચ્છા, મનનાં બીજાનાં અનિષ્ટનું ચિંતન કરવું અને પરમાત્મા તથા પરકાલ ( પરલોક ) માં અવિશ્વાસ એ ત્રણ જાતનાં માનસિક કર્મ ( અપકર્મ ) છે.

( ૫ )

**पारुष्यमनृतञ्चैव पैशुन्यञ्चापि सर्वशः ।**
**असंबन्धप्रलापश्च वाङ्मयं स्यात्चतुर्विधम् ॥**

मनुसंहिता. १२-६.

**અર્થાત્**—પારુષ્ય-નિષ્ઠુર અથવા કટુ વચન, અનૃત અસત્ય ભાષણ, પૈશુન્ય-ચાડી ચુગલી અથવા પરનિંદા, સંબંધ વગરનો અકારણ મિથ્યા પ્રલાપ-વાત એ ચાર પ્રકારનાં વાચિક કુકર્મ છે.

( ૬ )

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥**

मनुसंहिता. १२–७

**અર્થાત્**—અદત્ત ધન ગ્રહણ અર્થાત્ કોઈએ ખુશીથી ન આપ્યું હોય એવું એટલે ચોરી આદિ કરી અપ્રમાણિક રીતે ધન મેળવવું, અવિહિત હિંસા, પરદારા સેવન એ ત્રણ જાતનાં શારીરિક કુકર્મ છે

( ૭ )

**त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः**
**कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति ॥**

मनुसंहिता. १२–११

**અર્થાત્**—સર્વ ભૂતોનાં હિતાર્થે પોતાનાં મન-વચન અને તન એ ત્રણેનું દમન કરીને કામ ક્રોધ ઉપર સંયમ કર્યાથી મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

( ૮ )

**कृत्वा पापं हि संतप्य तस्मात् पापात् प्रमुच्यते ।**
**नैवं कुर्यां पुनरिति निवृत्या पूयते तु सः**

मनुसंहिता. ११–२३१.

**અર્થાત્**—પાપ કરી તે માટે સંતપ્ત થવાથી એટલે પશ્ચાત્તાપ-દિલગીરી કરવાથી તેથી ભવિષ્યમાં મુક્ત થવાય છે. એવું પાપકર્મ હવે નહીં કરૂં એવી પ્રતિજ્ઞા ( નિશ્ચય ) કરી તે નિશ્ચય મુજબ નિવૃત્ત થયાથી એટલે ફરીથી જીવન પર્યંત પાપ નહી કરવાથી પવિત્ર થવાય છે.

ઉપરના શ્લોકોના શબ્દો તથા વિષય સ્પષ્ટ છે એટલે વિશેષ ખુલાસાની જરૂર નથી. દરેક સારૂં યા નરસું કર્મ ત્રણ તબકકે થાય છે અને ત્રણ પ્રકારે થાય છે. મનમાં ઇચ્છા તથા વિચાર એ પહેલો તબકકો; ઇચ્છા-વિચાર મનમાં પકવ થયા બાદ તે વાણીદ્વારા વ્યક્ત થાય છે અને પછી તનદ્વારા આચાર ભૂત થાય છે. દરેક કર્મનું બીજ મનમાં થતી ઇચ્છા, બુદ્ધિ, વિચાર છે. વચન ફુલ છે, કર્મ ફળ છે અને સુખ કે દુઃખ એ ફળનો ભોગ છે.

જેમ પારકું ધન મેળવવાની ઇચ્છા બીજાનાં અનિષ્ટનું ચિંતન અને ઇશ્વરમાં-સત્યમાં અવિશ્વાસ એ માનસિક કુકર્મ છે, તેમ સર્વનું ભલું ઇચ્છવું-ગરીબને દાન આપવાનો વિચાર કરવો-સત્ય પ્રત્યે પ્રીતિ તથા શ્રદ્ધા ધરાવવી વગેરે માનસિક સત્કર્મ છે.

નિષ્ઠુર-કડવાં વચન, અસત્ય બોલવું, ચાડીચુગલી કે નિંદા કરવી, પોતાને કાંઇ નિસબત ન હોય છતાં અકારણ મિથ્યાપ્રલાપ કરવો, વગેરે જેમ વાચિક અપકર્મ છે તેમ મિષ્ટ વચન. વિનયી-નમ્ર સત્ય વાત, સર્વનું સારૂંજ બોલવું, ( ખરાબ માણસનું પણ કર્તવ્યની દરકાર કર્યા વગર પણ સારૂંજ બોલવું એવો નિયમ નથી. કોઇનું બુરૂં ન બોલવું પણ સારૂં બોલવું એજ નિયમ છે. બનતાં સુધી ખાસ કર્તવ્યથી ફરજ ન પડે તો કોઇનું સારૂં ન બોલાય તો ચિંતા નહીં પરંતુ ખરાબ તો વગર કારણે નજ બોલવું એ સ્પષ્ટ છે ) કારણસર પોતાને સંબંધ હોય ત્યારે મુદ્દાનું હોય તેટલું સત્ય બોલવું-અસત્ય ન બોલવું કોઇની નિંદા ન કરવી એ વાચિક સુકર્મ છે.

અનીતિ કે અન્યાય-અપ્રમાણિકતાથી કાંઇ પણ લેવું, શાસ્ત્રે મંજુર ન કરી હોય તેવી હિંસા, (યજ્ઞોમાં હોમવા માટે શાસ્ત્રમાં અમુક પ્રાણીઓની હિંસા મંજુર રાખી છે તેથી અહીં અવિહિત એટલે મંજુર ન કરી હોય તેવી હિંસા એમ કહેલું છે. પ્રાણીને મારી નાખવું એજ કાંઈ હિંસા નથી તે બાબત આગળ વિવેચન

થઇ ગયું છે. તો પણ અહીં તો પ્રાણીને મારી નાખવું એટલોજ અર્થ વિવક્ષિત છે) પર દારા સેવન વગેરે શારીરિક અપકર્મ છે. તેમ માંદાની સુશ્રૂષા–કોઇને સત્કર્મ કરવામાં યથાશકિત સહાય, અપંગ હોય તેને મદદ–સેવા, વગર કારણે માર્યા જતા જીવને ગમે તે જોખમે પણ બચાવવો, કોઈનાં શીયળનો ભંગ થતો હોય તો તે અટકાવવો વગેરે શારીરિક સત્કર્મો છે.

લોકસંગ્રહ એટલે પરોપકાર–પરમાર્થ મન–વચન–તન–ધન–જ્ઞાન બુદ્ધિ વગેરે વડે યથાશક્તિ કરવો એ પરમ કર્ત્તવ્ય–પરમ ધર્મ છે. હમેશાં સર્વનું ભદ્ર–કલ્યાણ–હિત, શ્રેય ઇચ્છવું, વિચારવું, બોલવું તથા કરવું અને કોઇના ઉપર ક્રોધ કરવો નહીં પરંતુ ક્ષમા આપવી, દયા રાખવી અને કોઇની પાસેથી સામો પુરો બદલો આપ્યા વગર કશુંય પણ મફત કે અપ્રમાણિક રીતે ન લેવું, બીજાનાં આવશ્યક હિતની ખાતર પોતાનો સ્વાર્થ જતો કરવો, ખરી કુદરતી જરૂર હોય તેવાં સુપાત્રને યથાશક્તિ દાન–સહાય-સેવા આપવી, સંક્ષિપ્તમાં સર્વ જીવોને ઇશ્વર સ્વરૂપ ગણી–આત્મવત્ માની સર્વનાં હિતમાં રત એટલે ઉદ્યુક્ત રહેવું વગેરે વગેરે સત્કર્મો સતત વિનાચૂકે, નિષ્કામ બુદ્ધિથી, પરમેશ્વરપ્રીત્યર્થે કરવામાં આવે તોજ સિદ્ધિ એટલે આત્માનંદ–આત્મિક સુખશાંતિની પ્રાપ્તિ અને તે થતાં જીવન સાર્થક્ય થાય છે. કોઇ અધર્મ થઇ જતાં તે માટે પશ્ચાત્તાપ–દિલગીરી–શોક એ જો અંતઃકરણના ખરા ભાવપૂર્વક કરવામાં આવે તો, અને ગમે તેમ થાય પરંતુ હવે અપકર્મ નહીં કરૂં એવો દઢ નિશ્ચય થાય, તો ત્યાર પછી ફરીથી અપકર્મ કરવામાં નથી આવતું અને જીવન અપકર્મ-રહિત પવિત્ર બની જાય છે. પાપ–અપકર્મથી નિવૃત્ત–મુક્ત થવાનો સરળ–ખરો માર્ગ તે માટે પશ્ચાત્તાપ અને હવે ફરીથી નહીં કરૂં એવો દઢ નિશ્ચય એજ માત્ર છે. કલાપિ કહે છે કે–

હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે.
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે.

ખરેખર પસ્તાવો જો ખરા ભાવથી કર્યો હોય તો જીવન પર્યંત ફરીથી પાપ કરવામાં આવતું નથી એટલે તે પવિત્ર કરનારૂં સ્વર્ગીય ઝરણુંજ છે. અંતરમાં ખરા પસ્તાવારૂપી પુનિત સ્વર્ગીય ઝરણામાં સ્નાન કરનાર પાપી ફરીથી પાપ કરતો નથી અને પુણ્યશાળી બની જાય છે એ ખરેખર સત્ય છે,

---

## અધ્યાય ૧૬ મો.

(૧)

**अधार्मिको नरो यो हि यस्य चाप्य नृतं धनम् ।**
**हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥**

मनुसंहिता ४–१७०

**અર્થાત્**—જે માણસ અધર્મ કરીને–અસત્ય બોલીને ધન મેળવે છે અને હમેશાં પર હિંસામાં અર્થાત્ પારકું અહિત કરવામાં રત–પરાયણ રહે છે તે મનુષ્ય આલોકમાં સુખની વૃદ્ધિ પામી શકતો નથી.

(૨)

**नसीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।**
**अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥**

मनुसंहिता. ४–१७१.

**અર્થાત્**—ધર્માનુસરણ કરવાથી ઘણી વિપત્તિ આવે અને અધર્માનુસરણ કરનારાને ઉન્નત થતા–સુખ ભોગવતા જોવામાં આવે તેમ છતાં પણ અધર્મનું આચરણ કરવું નહીં.

( ૩ )

अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

मनुसंहिता.–४ १७४.

**અર્થાત્**—અધર્માચરણથી શરૂઆતમાં તો ભૌતિક વૃદ્ધિ એટલે ઉન્નતિ થાય છે અને શત્રુઓ ઉપર પણ વિજય મેળવાય છે, પરંતુ આખરે તો અધર્માચારીનો સમૂલ વિનાશ–અધઃપાત થાય છે-

( ૪ )

धर्मं शनैः सञ्चिनुयात् वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् मनुसंहिता. ४–२३८

**અર્થાત્**—કોઇપણ ભૂત–પ્રાણીને કશીયે પીડા ન કરવી. ઉધાઇ જેમ ધીમે ધીમે માટીનો થર ચડાવી તેનો મોટો રાફડો તૈયાર કરે છે તેમ ધીમે ધીમે ધર્માનુસરણનો સંચય કરવાથી તે સંચય પરલોકની પ્રાપ્તિમાં સહાયભૂત થાયછે.

( ૫ )

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारं न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥

मनुसंहिता. ४–२३९.

**અર્થાત્**—પરલોકમાં પિતા, માતા, સ્ત્રી, પુત્ર કે જ્ઞાતિ કોઇ સહાય આપી શકતાં નથી પરંતુ કેવળ ધર્મજ સહાય કરે .છે.

આત્મિક સુખશાંતિ–આત્માનંદ એજ પરલોક છે એમ અગાઉ કહેવાઈ ગયું છે, કેમકે જીવ પોતે શુદ્ધ છે એટલે જીવનું મૂળસ્થાન

જેને સામાન્ય રીતે પરલોક કહેવામાં આવે છે ત્યાં જીવ નિ:સંગ-નિર્લેપ સ્થિતિમાં રહેતો હોઇ ત્યાં શારીરિક આનંદ-સુખ-શાંતિ કે કશુંય ભોગવવાનું હોતું નથી. આલોક એટલે શરીર અને પરલોક એટલે શરીરથી પર આત્મા-જીવ. આલોકનાં સુખ એટલે શારીરિક ભૌતિક સુખ અને પરલોકનાં સુખ એટલે આત્મિક સુખશાંતિ-આત્માનંદ.

અધર્મવડે કદિપણ આત્મિક સુખશાંતિ (પરલોક) :મળી શકે નહીં. શારીરિક-ભૌતિક (આલોક) સુખ પણ અધર્મથી ખરી રીતે મળતું નથી. ભૌતિક તેમજ આત્મિક સુખશાંતિ માત્ર ધર્મવડેજ મળે છે. અધર્મવડે કેટલીકવાર ભૌતિક ઉન્નતિ-સુખ પ્રાપ્તિ જણાય છે, પરંતુ તે સુખ ખોટું-ભ્રમ ભરેલું-સુખ ખરી રીતે નહીં છતાં અજ્ઞાનવડે તે સુખ છે એમ મનાતું સુખ છે.

આત્મિક-માનસિક સુખ શાંતિ એ કાંઇ સ્થૂલ પદાર્થ નથી કે બીજાને આપી શકે. ધન તથા બીજી સુખ-વૈભવ-વિલાસની ભૌતિક સ્થૂલ વસ્તુ બીજા આપી શકે છે, પરંતુ માનસિક-આત્મિક સુખ શાંતિ સૂક્ષ્મ હોવાથી બીજાથી આપી શકાતી નથી. તે તો ધર્માચરણ વડે પોતાના સ્વાશ્રય-સ્વઉદ્યોગ-જાત મહેનત પોતીકા પુરૂષાર્થ વડેજ આવે છે

જીવ જે કાંઇ સુખ કે દુ:ખ ભોગવે છે તે ખાસ કરીને તેનાં કર્મોનાં ફળનો ભોગજ હોય છે એટલે તે કોઇ બીજાથી અપાએલું હોતું નથી. પરંતુ પોતેજ પોતાના ઉદ્યોગવડે મેળવેલું હોય છે અને કાર્ય કારણના કાયદા મુજબ વાત પણ એજ ખરી છે કે-માણસ પોતેજ પોતાનાં આચરણવડે સુખ કે દુ:ખ મેળવી શકે છે. આ કારણથીજ "આપ મુઆ વગર સ્વર્ગ ન જવાય" એવી કહેવત છે. અને જ્ઞાનીઓ પણ પોતાનેજ પોતાનો બંધુ અથવા રિપુ કહી

પોતાનો ઉદ્ધાર પોતાના શ્રમ–ઉદ્યોગ–પુરૂષાર્થ વડેજ થઇ શકે છે એમ અભિપ્રાય આપે છે. આ મુજબ માતા પિતા આદિ સગાં સંબંધી કે જ્ઞાતિ કે કોઇ આત્માનંદ–આત્મિક સુખશાંતિ મેળવવામાં સહાય આપી શકતાં નથી. પરંતુ ફક્ત જાતે ધર્માચરણ કરવાથીજ સુખ મળી શકે છે.

( ૬ )

**एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।**
**एकोऽनु भुङ्क्तेसुकृतमेक एव तु दुष्कृतम् ॥**

मनुसंहिता. ४–२४०

**અર્થાત્**—જીવ કોઈ એકલોજ ઉત્પન્ન થાય છે, એકલોજ લય પામે છે અને એકલોજ પોતાની સુકૃતિ–સદાચરણ તથા દુષ્કૃતિ–દુરાચરણનું ફળ ભોગવે છે.

સુખ કે દુઃખ એ કરણીનું ફળ છે અને તે પોતાની કરણી વડેજ મળે છે. કરે કોઇ અને ભોગવે કોઇ બીજું એમ બનતું નથી. જે માણસ જમે તેનુંજ ઉદર ભરાય અને ભુખ જાય પરંતુ બીજાનું ઉદર ભરાય નહીં કે બીજાની ભુખ ભાંગે નહીં. એવીજ રીતે સુખ અને દુઃખરૂપી ભોગનું પણ છે. કોઈ માણસ બીજાનાં કૃત્યનું ફળ ભોગવી શકતો નથી, પરંતુ પોતાનાંજ કર્મનું ભોગવે છે. દુનિયામાં સગાં સંબંધી, મિત્રો વગેરે જે છે તે કર્મ કરવામાં સહાયભૂત થઈ શકે છે પરંતુ કર્મતો જાતેજ કરવું જોઇએ. જાતે કર્યા વગર કોઇ બીજાએ કરવાથી ઉપરનાં ભોજનનાં દૃષ્ટાંત મુજબ કંઇ ફળ પોતાને મળતું નથી.

જીવ લય પામે છે એમ આ શ્લોકમાં કહ્યું છે પરંતુ જીવ લય પામતો નથી. લય માત્ર થયેલા શરીરનો થાય છે. શરીર ગ્રહણ કરવું તથા તજી દેવું એ જીવની ઉત્પત્તિ તથા

લય છે અને અહીં પણ એવોજ અર્થ સમજવો. અહીં મુદ્દો જીવના એકલાપણાનો અને બીજા કોઇ સાથે કર્મ અને ફળની બાબતમાં કાંઇ સંબંધ ન હોવાનો છે, અને તે દર્શાવવા માટેજ જીવ તેની મેળે એકલોજ જન્મે છે અને એકલોજ મરે છે એમ કહેલું છે. જીવ જન્મે તેની સાથે જે શરીરનાં સગાંસંબંધી હોય તે સાથે સાથે જન્મતાં નથી કે મરે ત્યારે સગાંસંબંધી કોઇ તેની સાથે મરી જતાં નથી. એ બધુંય જીવ એકલોજ કહે છે તેમ કર્મ અને તેનાં ફળ વિષે પણ જીવ એકલોજ છે અને તેમાં બીજો કોઇ કંઇ કરી શકતો નથી.

આપણાં અમુક સગાં હોય છે. અને આપણા પ્રત્યે તે અમુક વર્તન રાખે છે, તે, આપણાં કર્મ કરવા માટે જરૂરી હોવાથીજ હોય છે. તેમજ આપણે તેમના પ્રત્યે અમુક વર્તન રાખીએ, તે, તેમનાં કર્મ કરવા માટે આવશ્યક હોવાથીજ હોય છે. પરસ્પર સહાય–સહકાર એવા વિનિમયના કાયદાવડેજ એક બીજાનાં જીવન ચાલ્યાં કરે છે. બાકી જીવને વાસ્તવિક રીતે કર્મ અને તેનાં ફળના ભોગના સંબંધમાં કોઇની સાથે કશી નિસબત નથી. એક બીજાને પોતાનાં કર્મ કરવામાં સહાયભૂત થવું અને બીજાની સહાય પોતાનાં કર્માનુસાર અને બીજાનાં કર્માનુસાર તેમને પોતાના તરફથી સહાય અપાય છે એટલોજ માત્ર બધા વચ્ચે જીવન દરમિયાન સંબંધ હોય છે અને જીવન પુરૂં થતાં તે ખતમ થાય છે.

સંક્ષિપ્તમાં સગાં સંબંધી વગેરેનો સંબંધ જીવન સુધીજ હોય છે અને જીવન બાદ તે ખતમ થઇ જાય છે, કેમકે તે સંબંધ શારીરિક–ભૌતિક હોય છે–આત્મિક નથી.

જો કોઇ પ્રત્યે ખરી પ્રીતિ હોય તો તેને તેનાં જીવન દરમિયાનજ સહાય આપવી જોઇએ–જીવન દરમિયાનજ તેના પ્રત્યે સદ્વર્તન રાખવું જોઇએ. જીવન દરમિયાન બીજાઓ જે કંઇ કરે તેની

અસર પોતાને થાય છે પરંતુ એક જીવન જતાં તે જીવનના સગા સંબંધી ત્યારબાદ કાંઇ કરે તો તેની અસર નવાં જીવનમાં થતી નથી. જીવ સાથે ફક્ત તેના કર્મના સંસ્કાર-ધર્મ બીજાં જીવનમાં જાય છે. તે સિવાય કોઇ જતું નથી. આ કારણથી કોઇને જે કાંઇ આપવું કરવું હોય તે આ જીવન દરમિયાનજ જોઇએ. જીવન ખલાસ થયું કે પછી પાછળ ગમે તેટલું આપવામાં-કરવામાં આવે પરંતુ તેનું ફળ-તેની અસર તેને નવા જીવનમાં પહોંચતી નથી.

( ૭ )

**मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमंक्षितौ ।**
**विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥**

मनुसंहिता. ४-२४१.

**અર્થાત્**—બાંધવો-સગાં સંબંધીઓ આપણા મૃત દેહને કાષ્ઠ-લોષ્ટ વત્ છોડીને ચાલ્યા જાય છે. પરંતુ ધર્મ તો સાથેજ અનુગામી થાય છે.

સગાં સંબંધી મૃત દેહને છોડીને ચાલ્યાં જાય છે તેનો અર્થ ઉપરના શ્લોકનાં વિવરણ ઉપરથી અમુક અંશે સમજી શકાય છે. મૃત દેહની અંત્યેષ્ટિ ક્રિયા સગાં સંબંધી કરીને તેનો પરિત્યાગ કરે છે, પણ જીવ મરણ બાદ જ્યાં જે સ્થિતિમાં જાય છે ત્યાં સાથે જતાં નથી. સ્મશાનેથી સહુ છૂટા પડે છે, પરંતુ ધર્મ-કર્મના સંસ્કાર તો સાથેના સાથેજ રહે છે અને જીવ જ્યાં જે સ્થિતિમાં જાય ત્યાં સંચિતરૂપે અનુગામી થાય છે.

( ૮ )

**तस्माद्धर्मसहायार्थं नित्यंसञ्चिनुयात् शनैः ।**
**धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥**

मनुसंहिता. ४-२४२

**અર્થાત્**—એટલા માટે પોતાની સહાય ( આ ભવમાં ) તથા પુનર્ભવમાં ) વાસ્તે માણુસે શનૈઃ શનૈઃ અર્થાત્ ક્રમે ક્રમે–ધીમે ધીમે ધર્મનો નિત્ય સંચય કરવો. ધર્મની સહાય વડે દુસ્તર અંધકારને તરી શકાય છે.

ઉપર કહ્યું તેમ આ જીવન બાદ જીવ સાથે ફક્ત તેના પોતાના ધર્મ–કર્મના સંસ્કારનો સંચય બીજાં જીવનમાં સંચિત તરીકે સાથે જાય છે. તે સિવાય સગાં સંબંધી ધન માલ બધુંય રહી જાય છે. આવતું જીવન હોય કે ન હોય તેની ચિંતા નથી. આ જીવનનું ધ્યેય આત્મિક સુખશાંતિ છે. આત્મિક સુખશાંતિ સત્કર્મ–સત્યાનુસરણવડે મળે છે સત્ય તેનાં જ્ઞાનવડે અનુસરી શકાય છે તેથી જીવન સાર્થક્ય માટે સત્યનું જ્ઞાન અને તેનું અનુસરણ (ધર્માચરણ–આચરણના સંબંધમાં સત્યને ધર્મ શબ્દથી કહેવામાં આવે છે) કરવામાં નિત્ય પરાયણ રહેવું જોઇએ. પોતાનું શ્રેય તથા અશ્રેય કરનાર આપણાં સ્વકર્મોવડે આપણે પોતેજ છીએ માટે તે બાબતમાં કોઇના ઉપર આધાર ન રાખતાં જાતે ધર્માનુસરણ કરવું જોઇએ. જીવનમાં અસંખ્ય કર્મો રહેલા છે. તે બધાંય એક સામટાં બની શકતાં નથી માટે ક્રમે ક્રમે, ધીમે ધીમે એક પછી બીજું એમ સત્કર્મો કરી તેમનાં શુભ ફળનો સંચય કરવો જોઇએ કે જેથી તે વડે આ જીવનમાં આત્મિકસુખશાંતિ ભોગવવા ઉપરાંત બીજા પણ જીવનમાં તે આત્મિક સુખશાંતિનું કારણ બની રહે.

( ૯ )

**एष आदेश एष उपदेश एतदनु शासनम् ।**
**एवमुपासितव्यमेवमुपासितव्यम् ॥**

तैत्तरीय–उपनिषद् १–१.

આ આદેશ–આજ્ઞા છે, આ ઉપદેશ ( સલાહ ) છે,

આ અનુશાસન (કાયદો–નિયમ) છે. આવી રીતે તેનું ઉપાસન એટલે અનુસરણ–પાલન કરો–ઉપાસન કરો.

આવી રીતે શ્રી દેવેન્દ્રનાથ ટાગોરે ઉપનિષદાદિ શાસ્ત્રગ્રંથો-માંથી સંગ્રહિત કરેલા બ્રાહ્મધર્મનો બીજો અનુશાસન ખંડ અર્થાત્ ધાર્મિક નિયમો–આચરણના નિયમો–વર્તન સંબંધી વિભાગ પુરો થઈ આખોય ગ્રંથ સમાપ્ત થાય છે.

આ વિભાગમાં દર્શાવેલાં વર્તન–આચરણ–કર્મો ઉપરાંત મનુ-ષ્યના ઇશ્વર નિયત કુદરતી ધર્મ તરીકે વિશેષ કાંઈ કર્મકાંડ–ક્રિયા કરવાની જરૂર નથી. આપણાં જીવન સંબંધી ફીલસુફી જોતાં સદા-ચરણ એજ ધર્મ–એજ કર્મ છે. ધાર્મિક કર્મ તરીકે બીજી કોઇ બાબતની જરૂર નથી.

આ જગતમાં પાંચ મહાભૂતોના અનંત સમૂહ પ્રત્યક્ષ છે. તે ઉપરાંત આપણામાં મન–બુદ્ધિ અને પ્રાણરૂપી સૂક્ષ્મ તત્વો અને હુંપણાનું ભાન ધરાવતો માલીક જીવાત્મા એમ નવ તત્વો રહેલાં છે એ સ્પષ્ટ છે. પાંચ પ્રત્યક્ષ–સ્થૂલ છે જ્યારે ચાર અપ્રત્યક્ષ–અસ્થૂલ છે. આ અપ્રત્યક્ષ તત્વો નજરે પ્રત્યક્ષ દેખાતાં નથી, છતાંય તેમનાં અસ્તિત્વની આપણા પોતાનાજ ઉપરથી પ્રતીતિ થાય છે. જેમ પાંચ સ્થૂલ મહાભૂતો અનંત જથ્થામાં છે તેમ ચાર અસ્થૂલ તત્વો પણ અનંત જથ્થામાં છે. આ નવે તત્વો મૂળરૂપમાં નિત્ય–અવિનાશી છે. (અંક ગણિતમાં નવનો આંકડો પણ અવિનાશી ગણાય છે. તેના ગમે તેટલા સરવાળા કે ગુણાકાર થાય છતાંય તેમાં નવની સંખ્યા કાયમ રહે છે.)

વેદાંત કહે છે કે એક પરબ્રહ્મ મૂળમાં છે અને આ જડ ચેત-નાત્મક નવ તત્વો તેનામાંથી ઉત્પન્ન થયાં છે અને અનંત પ્રમાણમાં તેનામાંજ રહેલાં છે. આવી રીતે વેદાંત પરબ્રહ્મને જડ અને ચેતન

બેયનાં એક મૂળ તરીકે કહે છે અને તેનાં એ બે ભિન્ન-સ્વતંત્ર ઉપસ્વરૂપો ઉપરાંત બેય મળીને એક સમગ્ર ત્રીજું મુખ્ય સ્વરૂપ કહે છે, પરંતુ તે ત્રીજું પરમ સ્વરૂપ આપણાં મર્યાદિત જ્ઞાનવડે સમજી કે કલ્પી શકાતું નથી એમ ઠરાવે છે. આ અદ્વૈતવાદ કહેવાય છે.

બીજો વાદ કહે છે કે-પરબ્રહ્મ એ સકળ ચેતનનો એકત્ર અનંત સમૂહ છે અને જડ સમૂહ તેનાથી મૂળથીજ સ્વતંત્ર છે. ચેતન અને જડ એ બેય એક બીજાથી સ્વતંત્ર સ્વયંભૂ અનાદિ તત્વો છે. બેયનો સ્વભાવ જુદો જુદો છે. આવી રીતે આ વાદ બે ઉપસ્વતંત્ર મૂળ તત્વોથી ઉપર બેયનાં એક એકત્ર સ્વરૂપ તરીકે પરબ્રહ્મને ગણી અદ્વૈત માનતો નથી પરંતુ ચેતન અને જડ મૂળથીજ એક બીજાથી ભિન્ન સ્વભાવી-સ્વતંત્ર-સ્વયંભૂ-અનાદિ છે એમ દ્વૈત માને છે.

ત્રીજો વાદ ત્રૈત માને છે. તે પરમેશ્વર-ચેતન અને જડ એમ ત્રિપુટિ માને છે. પરમેશ્વરને ચેતન અને જડના કર્ત્તા-ભર્ત્તા અને હર્ત્તા તરીકે માને છે પરંતુ તે બેયથી ઉપર અલગ રહેલો ગણે છે.

અદ્વૈત અને દ્વૈત એમ બેય વાદ ચેતન સ્વરૂપ જીવને જીવનનો સજ્ઞાન કર્ત્તા-ભોક્તા માની છેવટે પરબ્રહ્મમાં સમાઇ જઇ મોક્ષ પામવાનું માને છે. જ્યારે આ ત્રૈતવાદ પરબ્રહ્મને તદ્દન નિરાળોજ રાખે છે, અને જીવ આદિ નવે તત્વો એક બીજાથી સ્વતંત્ર રીતે ભિન્ન રહે છે, અને જીવ એવી રીતે તેના ખાસ સ્થાનમાં પરબ્રહ્મથી જુદો રહે છે એને મોક્ષ કહે છે.

એક ચોથો વાદ જડાદ્વૈતનો છે. તે વાદ ફક્ત સ્થૂલ પાંચ મહાભૂતોનેજ અનાદિ અને સ્વયંભૂ માને છે અને જીવ-બુદ્ધિ-મન-પ્રાણ એ ચાર સૂક્ષ્મ તત્વો પાંચ સ્થૂલ ભૂતોના અમુક રૂપમાં અમુક પ્રમાણમાં થયેલાં મિશ્રણનાં પરિણામે આપોઆપ ઉત્પન્ન થતાં બળ શક્તિ-ગુણ તરીકે માને છે. જેમ બેટરીમાં અમુક પદાર્થો-અમુક

પ્રમાણમાં એકત્ર થતાં તે મિશ્રણ–સંયોગનાં પરિણામે વિજળી રૂપી બળ–શક્તિ–ગુણ ઉત્પન્ન થાય છે, તેમ પાંચ સ્થૂલ પદાર્થોનાં અમુક પ્રમાણમાં અને અમુક રૂપમાં–આકારમાં થતા સંયોગનાં પરિણામેજ સૂક્ષ્મ તત્વો ઉત્પન્ન થાય છે અને એ આકાર–રૂપનો સંયોગ તુટતાં એમની મેળે ઉડી તદ્દન નષ્ટ થઇ જાય છે એમ માને છે. પાંચ સ્થૂલ તત્વોની એકતા એ જડ પ્રકૃતિ છે અને બધુંય જડજ છે. ચેતન કે ચેતનથી ઉપર પરમેશ્વર જેવું વિશેષ કાંઇ છેજ નહીં એમ તે માને છે. આવી રીતે તે વાદ માત્ર એકજ જડનેજ માનતો હોઈ તે જડક અદ્વૈત ગણાય છે. આર્યોમાં ચાર્વાક વગેરે અને પાશ્ચાત્ય તત્વજ્ઞોમાં હેકલ વગેરે આ મતના પ્રણેતા ગણાય છે.

આ જગતનો વ્યવહાર અમુક ચોકકસ અવિકારી સનાતન નિયમો મુજબ હમેશાં નિયમિત રીતે ચાલ્યાં કરે છે એ તો આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ અને એટલું તો નિર્વિવાદ સત્ય છે. જગતનો આવો નિયમિત વ્યવહાર–વ્યાપાર જોતાં તેને ચલાવનાર તેના ઉપર કાંઇક નિયામક સત્તા–શક્તિ હોવી જોઇએ એમ સ્વાભાવિક રીતેજ કલ્પી શકાય તેમ છે. પાંચ સ્થૂલ ભૂતો–મૂળતત્વો અને ત્રણ સૂક્ષ્મ મૂળતત્વો અને તે બધાં ઉપર ચેતન તત્વ મળી નવ તત્વો છે એતો નિર્વિવાદ રીતે સ્પષ્ટ છે.

આપણાં જીવનમાં જડ અને ચેતન એવાં બે એક બાજતથી સ્વતંત્ર ભિન્ન મૂળ નિત્ય તત્વો જણાય છે અને તે બેય અમુક નિયમોને અનુસરી પરસ્પર સંયોગી–સહકારી બની જીવન વ્યવહાર–વ્યાપાર ચલાવે છે અને જેવાં કર્મો કરે છે તેવાંજ ફળ બરાબર પામે છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. આ જોતાં એ મુળ નિત્ય તત્વો બે હોય અથવા એ બેના બદલે એકજ તત્વ હોય કે નવે નવ હોય કે ગમે તેમ હોય, પરંતુ તે એક અથવા બે અથવા નવ અમુક નિયમને આધીન છે એતો દેખીતુંજ છે. એટલે એ નિયમ કરનાર

તો તે ન હોઈ શકે. તે નિયમ કરનાર અને તે નિયમનાં અનુસરણનો ન્યાય કરી કર્મનાં ફળ દેનાર સત્તા તે એક અગર બે અગર નવથી ઉપર હોવી જોઇએ એ પણ દેખીતું છે. તેમજ તે સત્તા તેમનાથી ભિન્ન સ્વરૂપવાળીજ હોવી જોઇએ એય પણ સમજી શકાય તેમ છે. ત્યારે એક ચેતન તેમજ આઠ જડ એ નવના ઉપર જે નિયામક–ન્યાય કરનાર ઉપરી સત્તા છે તેજ પરબ્રહ્મ છે–તેજ ઇશ્વર છે અને તેનું સ્વરૂપ નથી કેવળ જડ કે નથી કેવળ ચેતન પરંતુ તે બેય કરતાં નિરાળુંજ છે એમ માનવામાં કશી હરકત આવી શક્તી નથી.

હવે ચેતન તથા જડ જે નિયમે એક બીજાનું નિયત કર્મ–ધર્મ બજાવે છે તે નિયમ પોતે કર્ત્તા હોઇ શકે નહીં, પરંતુ તેનો કર્ત્તા તથા અમલકર્ત્તા જોઇએ. આપણા સામાન્ય વ્યવહારમાંય પણ રાજ્ય કે સમાજ કે ધર્મસંસ્થા રૂપી કર્ત્તા હરકોઇ નિયમ બાંધે છે અને તેનો અમલ થાય તે મુજબ તેનો બદલો આપે છે. નિયમ તેની મેળે ઉત્પન્ન થતો નથી. આ નિયમને ધર્મ પણ કહેવાય છે. નિયમ નિયામક હોય તેજ કરી શકે છે. ન્યાયાધીશ તો તે નિયમ મુજબ ન્યાય કરે છે. આપણામાં પણ રાજ્ય કે સમાજ કે ધર્મસંસ્થા રૂપી નિયામકજ નિયમ–કાયદો ઘડે છે. ત્યારે શું જગત વ્યાપાર તથા આપણા જીવન વ્યવહારના નિયમો આપણામાં રહેલાં નવ તત્વોએ કર્યા હશે ?

આપણામાં જેમ નવ તત્વો છે તેમ આખુંય જગત પણ નવ તત્વોનુંજ બનેલું કલ્પી શકાય. આપણામાં જેમ સ્વામી જીવાત્મા છે તેમ આખાંય જગતનો સ્વામી પરમાત્મા–પરમેશ્વર કલ્પી શકાય. આપણે જેમ આ વિશ્વ નિયમો અનુસાર જીવન વ્યવહાર ચલાવી સારાં નરસાં કર્મનાં સુખ કે દુઃખરૂપ ફળ ભોગવીએ છીએ તેમ પરમાત્મા કરતો નથી. પરમાત્મા જગતનો વ્યાપાર ચલાવે છે. તેમાં પોતાની ખાતર સારાં કે નરસાં કર્મ કરવા જેવું કાંઇ નથી. જગતનો વ્યાપાર એક

ધારો એકજ રીતે અવિરતપણે નિયમસર ચાલ્યાં કરે છે. જગતનો વ્યાપાર ચલાવનાર સત્તા સર્વજ્ઞજ હોઇ શકે અને સર્વજ્ઞ હોય તે નિઃસંગ-નિષ્કામ અને નિર્લેપજ હોઇ શકે કેમકે તે સ્વાર્થ-તૃષ્ણા વગર સર્વ વ્યાપાર સર્વ જીવો અર્થે પરમાર્થ-પરોપકાર તરીકેજ ચલાવે છે.

જીવને તેનાં જીવનનો વ્યવહાર તેની ઇચ્છા મુજબ ચલાવવા માટે જે સાધન-સમગ્રી જોઇએ તે જગત પુરી પાડે છે. જગતનો વ્યવહાર ચલાવનાર સત્તા-ઇશ્વર સર્વજ્ઞ હેવાથી તે અપકર્મ કરતોજ નથી તેથી તે સર્વદા આનંદ જ ભોગવે છે. આ કારણથી જગતના નિયામક અને ન્યાયાધીશને નિયમ એટલે સત્યસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ ( સચ્ચિદાનંદસ્વરૂપ ) કહેવામાં આવે છે.

આવી રીતે જે આપણા ઉપર આપણાં જીવન માટે જોઇતી સઘળી સામગ્રી પુરી પાડી ઉપકાર કરે છે તેના બદલામાં તેના પ્રત્યે માન-પ્રીતિ-પૂજ્યભાવ હોય અને તેના તેવા મહાન ઉપકારની સ્તુતિ કરીએ તો તે કર્ત્તવ્ય છે. જો તેના પ્રત્યે પૂજ્યભાવ-માન-પ્રીતિ ન ધરાવીએ તો આપણે કૃતજ્ઞ નહીં પણ કૃતઘ્ન ગણાઇએ.

વળી તે આપણા જેવા વ્યક્તિમાન નથી એટલે તેના પ્રત્યે પૂજ્યભાવ-માન-પ્રીતિનું બાહ્યાચરણ કોઈ રીતે કરવાનું નથી. એવા માન-પ્રીતિભાવ ફક્ત અંતરમાં નિરંતર રાખ્યાં કરવા એજ બસ છે. તેના પ્રત્યે ખરૂં માન-પ્રીતિ તો તેણે કરેલા નિયમ અનુસાર આપણું જીવન ચલાવવું એ છે.

રાજાને કોઇ સલામ કરવા કે તેનાં ગુણકીર્તન કરવા ન જાય અને તેના કાયદાનું બરાબર પાલન કરે તો રાજા તેને કાયદાના અનુસરણના બદલામાં પુરતું રક્ષણ-સુખજ આપે છે. રાજાના કાયદાનું અનુસરણ કરવું એજ તેના પ્રત્યે ખરી વફાદારી-ભક્તિભાવ-માન-

પ્રીતિ છે. રાજાને મોઢે તેની સ્તુતિ મ્હોંફાટ કરે અને માનપૂર્વક સંબોધે અને સેવા કરે પરંતુ તેના કાયદાનું તો જ્યાં જાય ત્યાં ઉલ્લંઘનજ કરે તો અદલ ન્યાયી રાજા તે ઉલ્લંઘનની ક્ષમા આપી તે બદલ શિક્ષા કરતો નથી એમ નથી. રાજાઓએ પોતાના સેવક કે ગુણગાયક તો શું પરંતુ પોતાના ભાવિ વારસને પણ કાયદાનું ઉલ્લંઘન કરવાથી સખ્ત શિક્ષા કર્યાના ઇતિહાસમાં દાખલા જડી આવે છે. જ્યારે માનુષી રાજા-મર્યાદિત સત્તા–જ્ઞાન શક્તિવાળો રાજા આવું કરે છે, તો પછી અખિલ વિશ્વનો અનંત સત્તા–જ્ઞાન ધરાવતો રાજા એટલે પરમેશ્વર તેની ગમે તેવી સ્તુતિ કે પ્રાર્થના કરવાથી કાયદાનાં ઉલ્લંઘનની શિક્ષા ન કરતાં ક્ષમા આપે તે બની શકેજ નહીં. જો એમ કરે તો તેનું અદલ ન્યાયીપણું તુટે.

આવી રીતે એકંદરે જોતાં મનુષ્યનો ખરો ધર્મ ઇશ્વરના નિયમો–કુદરતના નિયમો અર્થાત્ સત્યનું જ્ઞાન પામી તદનુસાર વર્તન કરી તેનાં મિષ્ટ ફળ એટલે આત્મિક સુખ શાંતિ ભોગવવી એજ છે. સત્યનું જ્ઞાન પામવા અને તેને જીવનના દરેક વ્યવહારમાં અનુસરવા ઉપરાંત અને અંતરમાં ઇશ્વર પ્રત્યે પ્રીતિ–માન ભાવ ધરાવવા ઉપરાંત વિશેષ કાંઇ કરવાની જરૂર છેજ નહીં. તેથી વિશેષ જે કાંઇ છે તે બધુંય વ્યર્થ અને જીવ તથા ઇશ્વરનાં સ્વરૂપ સંબંધી ખરા જ્ઞાનના અભાવના આધારેજ નિયત થયેલું છે. ઇશ્વર પ્રત્યે અંતરમાં પ્રીતિ માન અને તેની ખાત્રી તરીકે સત્યનું જ્ઞાન પામી જીવનના દરેકે દરેક ન્હાના મોટા તમામ વ્યવહારમાં સત્યનું અનુસરણ એટલુંજ બસ માનવીના સ્વાભાવિક સનાતન સદ્ધર્મ તરીકે આવશ્યક છે. તે સિવાયનું બધું અજ્ઞાનમૂલક–નિરર્થક–વ્યર્થ શ્રમ અને સમય ગણાવવા જેવું હોવાથી તેવાં બધાંનો તદ્દન પરિત્યાગ કરવો જોઇએ. **સત્યાનુરણ એજ ઇશ્વર પ્રત્યે પ્રીતિ–માન હોવાનો ખરો પુરાવો છે. એજ ઇશ્વરની ઉપાસના–ભક્તિ–આરાધના છે.**

ઉપનિષદો-વેદાંતનો ખરો ભાવાર્થ-રહસ્ય-તાત્પર્ય-હાર્દ આ પ્રમાણે છે અને તેજ સત્ય છે.

આ આખાય વિભાગમાં સત્યાનુસરણ સંબંધીજ કહેલું છે અને તેનેજ ધર્મ તથા ઇશ્વરની ઉપાસના તરીક કહેલ છે. ઇશ્વરની ઉપાસના કરવી એમ કહે છે અને સત્યાનુસરણ એજ ઇશ્વરોપાસના છે એવો આ ગ્રંથનો સાર છે-તત્પર્ય-હાર્દ છે. ઉપનિષદ્‌માં ધર્મ એટલે સત્યનું જ્ઞાન અને તેનું સર્વાંગ સંપૂર્ણ અનુસરણ અને એજ બ્રહ્મ પ્રાપ્તિનું સાધન છે તેમ નિશ્ચય પૂર્વક કહેલું છે. સત્યાનુસરણવડેજ સુખ મળે છે એમ આપણા પોતાના અનુભવ ઉપરથી પણ ખાત્રી થાય છે. અસત્ય આચરી અમુક વખત ભૌતિક સુખ જણાય છે પરંતુ પરિણામે તે હલાહલ વિષ સમાન થઇ પડી અત્યંત દુઃખ દેનાર નિવડે છે. જ્યારે સત્યાચરણ કરવાથી શરૂઆતમાં જરૂર દુષ્કર-કઠિન લાગે છે અને સબળ આત્મા વગર તે કરવામાં માણસ ઢચુપચુ થાય છે, પરંતુ તે કરવાથી અને તેની સ્થાયી ટેવ પડી જવાથી પછી તે સહજ-સ્વાભાવિક થઇ જાય છે અને તે આચરવામાં લેશ પણ કઠિનતા લાગતી નથી, અને પરિણામે આખુંય જીવન સુખશાંતિ-આનંદમય બની જાય છે. જીવન સંપૂર્ણ રીતે-સર્વાંગ આત્મિક સુખશાંતિ-આનંદમય-નિષ્કામ-નિઃસંગ-નિર્લેપ-પરોપકારી હોવું એજ બ્રહ્મ પ્રાપ્તિ-એજ મોક્ષ-એજ જીવન સાર્થક્ય. અસ્તુ !

ॐ शांतिः शांतिः शांतिः ॥

**બ્રાહ્મધર્મનો અનુશાસન અર્થાત્ વર્તન વિભાગ નામક દ્વિતીયખંડ**

**સમાપ્ત.**

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પેરા | લાઈન | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | સર્વ પૂર્ણ | સંપૂર્ણ. |
| ૪ | – | ૧૭ | શુદ્ધ | શુષ્ક |
| ૧૨ | શ્લોકના મથાળે | | .— | (૩) |
| ૧૨ | ૪ | ૨ | પ્રાણી | પાણી |
| ૧૮ | ૩ | ૨ | નથી સ્થૂલ | તે નથી સ્થૂલ |
| ૨૩ | ૨ | ૧ | હાલની | હાલના |
| ૨૩ | ૨ | ૧ | કુદરતના | કુદરતી |
| ૨૩ | ૨ | ૬ | કહેવાને | કહેવાવાને |
| ૨૩ | ૨ | ૧૯ | શબ્દ | શબ્દ છે. |
| ૨૬ | ૪ | ૨ | તેનામાં | તેમનામાં |
| ૨૬ | ૪ | ૨ | શક્તિ | શક્તિ છે તે |
| ૨૭ | ૨ | ૬ | અત્વંપણુ | અન્વંપણુ |
| ૩૨ | ૧ | ૧૨ | તેનો | તેના |
| ૩૨ | ૧ | ૨૧ | ગણુ | પણુ |
| ૪૧ | – | ૬ | સરળ | સકળ |
| ૪૫ | ૧ | ૧૩ | એને | અને |
| ૪૫ | ૧ | ૧૫ | અનંદ | આનંદ |
| ૫૧ | ૧ | ૯ | ઉપલબ્દ્ધિ | ઉપલબ્ધિ |
| ૫૧ | ૧ | ૧૦ | ઉપલબ્દ્ધિ | ઉપલબ્ધિ |
| ૫૩ | ૧ | ૧ | બહત્ | બૃહત્ |
| ૫૯ | ૨ | ૩ | તે પણુ | તે |
| ૬૩ | ૨ | ૭ | કેટલીક | કેટલીક વાર |
| ૬૫ | ૪ | ૧ | અણુ | અણુ |
| ૬૫ | ૪ | ૪ | પ્રાપ્ત | પ્રાપ્ય |
| ૬૫ | ૬ | ૭ | વીધો | વીંધો |
| ૮૦ | – | ૬ | એનુરૂપ | અનુરૂપ |

| પૃષ્ઠ. | પેરા. | લાઇન. | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૮૩ | ૪ | ૧ | આત્મા | આત્મા એ પરમાત્મા |
| ૮૫ | ૪ | ૬ | ઉદ્રેગ | ઉદ્યોગ |
| ૮૬ | ૩ | ૩ | ૧૬ | बृ. द्वि. अ. पं. ब्रा. १६ |
| ૮૭ | ૧ | ૧ | મારા | (મારા) |
| ૮૭ | ૧ | ૩ | જે તમે | તમે |
| ૮૮ | ૧ | ૨ | વિયુક્ત | વિમુક્ત |
| ૮૯ | ૧ | ૨ | સર્વ તોમાં | સર્વ ભૂતોમાં |
| ૯૦ | ૬ | ૩ | અમારી | એ અમારી |
| ૧૦૫ | ૨ | ૧૮ | જરૂર | જરૂર ? |
| ૧૦૭ | ૨ | ૧ | એકલે | એટલે |
| ૧૦૭ | ૩ | ૧ | બાહ્ય | બાહ્ય પણ |
| ૧૦૯ | ૨ | ૧૨ | કોઈ | કોઈ અલૌકિક—અનેરી |
| ૧૧૧ | ૨ | ૨ | વ્યક્તગત | વ્યક્તિગત |
| ૧૧૯ | ૧ | ૮ | શક્તિ | શક્તિના |
| ૧૨૦ | ૨ | ૧ | નામમાં | નામરૂપોમાં |
| ૧૨૦ | ૨ | ૪ | શક્તિ | શક્તિને |
| ૧૨૧ | ૨ | ૧૩ | રૂપ | ફળ |
| ૧૨૪ | ૧ | ૨ | મનુષ્યો | મનસુબો |
| ૧૨૪ | ૧ | ૮ | રૂપ | ફળ |
| ૧૨૭ | ૨ | ૧ | નિરત | વિરત |
| ૧૩૫ | ૧ | ૬ | ધર્મ્મ | ધર્મ્ય |
| ૧૪૩ | ૪ | ૪ | ૧૦ | ૧૦, ૧૬. |
| ૧૫૧ | ૨ | ૧૨ | માનવ નીતિ | માનવ જાતિ. |
| ૧૫૩ | ૩ | ૩ | ફરતી | ફરજની |
| ૧૬૧ | ૩ | ૫ | યંત્રવત્ | યંત્રવત્ રહે તેથી તે |
| ૧૬૧ | ૩ | ૫ | કેવો તે | કેવોક |
| ૧૭૦ | ૧ | ૨ | પતીક્ષા | પ્રતીક્ષા કરે છે |
| ૧૭૦ | ૧ | ૨ | (રાહ) જુએ છે | (રાહ જુએ છે) |

| પૃષ્ઠ. | પેરા. | લાઇન. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૭૩ | ૧ | ૭ | મન | મનન |
| ૧૭૩ | ૩ | ૧ | સુખની | સુખના |
| ૧૭૩ | ૩ | ૧ | અભિલાષાએ | અભિલાષીએ |
| ૧૭૬ | – | ૨૨ | શાન્ત | શાન્તિ |
| ૧૭૮ | ૧ | ૧૧ | આચારયુત | આચારયુક્ત |
| ૧૭૯ | ૪ | ૧૧ | કહેવું | કહેવું એ |
| ૧૮૧ | ૪ | ૧૧ | આપીને | આપીને અથવા |
| ૧૮૬ | ૨ | ૩ | સદા | સદાય |
| ૧૯૫ | ૧ | ૫ | મન | તન |
| ૧૯૭ | ૧ | ૩ | થનથી | ધનથી |
| ૧૯૯ | ૧ | ૧ | કૃતિમ | કૃત્રિમ |
| ૧૯૯ | ૧ | ૧ | તેમ | તેમ તેમ |
| ૨૧૨ | ૧ | ૫ | એટવે | એટલે |
| ૨૨૯ | ૩ | ૭ | દુર્લભ | દુર્બલ |
| ૨૩૧ | ૧ | ૧ | તેવી | તેની |
| ૨૩૩ | ૧ | ૩ | અવિકાર | અવિકારી |
| ૨૩૩ | ૧ | ૬ | કરી | કારી |
| ૨૪૦ | ૨ | ૯ | અવિચ્છિન્ત | અવિચ્છિન્ન |
| ૨૪૧ | – | ૫ | રહેવામાં | કહેવામાં |
| ૨૪૧ | – | ૧૦ | અનંગ | અનંત |
| ૨૪૨ | ૫ | ૨ | કરીને | રીતે |
| ૨૪૫ | ૧ | ૪ | નિશ્ચય | (નિશ્ચય) |
| ,, | ૧ | ૮ | એનો | એતો |
| ૨૪૬ | ૨ | ૧૪ | ભક્તિ | ભક્તિ પણ એજ |
| ૨૪૭ | ૪ | ૨ | મનના | મનમાં |
| ૨૫૩ | ૩ | ૨ | શકે | શકાય |
| ૨૫૪ | ૧ | ૩ | જ્ઞાતિકે | જ્ઞાતિ કે બીજા |

| પૃષ્ટ. | પેરા. | લાઈન. | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૨૫૪ | ૩ | ૧ | જીવ કોઇ | જીવ |
| ,, | ૫ | ૨ | માત્ર | માત્ર તેને પ્રાપ્ત |
| ૨૫૭ | ૨ | ૧૫ | પણ જીવનમાં | જીવમાં પણ |
| ૨૫૮ | ૧ | ૨ | એટલે અનુસરણ-પાલન | (એટલે અનુસરણ-પાલન) |
| ૨૬૦ | ૧ | ૯ | જડક | જડ અથવા પ્રાકૃતિક |

**પ્રસ્તાવના.**

| | | | | |
| --- | --- | --- | --- | --- |
| ૮ | ૨ | ૧૦ | સો | સૌ |
| ૧૦ | ૨ | ૨૦ | બનાવેલા | બનાવેલ |
| ૧૩ | – | ૧૭ | પહોંચતા | પહોંચેલા |
| ૧૪ | ૧ | ૪ | સ્વભાવ | સ્વાનુભવ |
| ૨૧ | ૨ | ૮ | કહે | કરે |
| ૨૩ | – | ૨૬ | પ્રજામાંથી | પ્રજામાંથી તો |
| ૨૭ | ૨ | ૧૧ | ક્ષુબ્ધ | અક્ષુબ્ધ |
| ૨૮ | ૧ | ૮ | અમુક | અચુક |
| ૨૮ | ૨ | ૧૩ | ત્યાય | ન્યાય |
| ૩૦ | ૧ | ૧૧ | સુરક્ષિત | સુશિક્ષિત |
| ૩૦ | ૨ | ૩ | પેઢીઓવા | પેઢીઓના |
| ૩૧ | ૧ | ૨ | મારફ | માફક |
| ૩૧ | ૧ | ૧૯ | સુસંગ | સુસંગત |

આ ઉપરાંત અનેક સ્થળે ચિહ્નો વગેરેની બહુવિધ ક્ષતિઓ છે તથા કેટલેક સ્થળે મળતી આકૃતિવાળા અક્ષરો જેવા કે ધ ને બદલે ઘ અને ઘ ને બદલે ધ એવાં કોઇ કોઇ અક્ષરાંતરો પણ છે. પરંતુ આ શુદ્ધિપત્રકમાં એ સર્વ દાખલ કરવાં શક્ય નથી તેથી એવી બધી ત્રુટિઓ તેમજ દૃષ્ટિ સ્ખલનથી અન્ય કોઇ દોષની સુધારણા અત્રે દર્શાવવા રહી ગઇ હોય તો તે પોતાની મેળે યોગ્ય રીતે સુધારી લેવા વાંચકને વિજ્ઞપ્તિ છે.

